# રવીન્દ્ર કથાગુચ્છ

અનુવાદક,

**વ્રજલાલ જાદવજી ઠક્કર**

પ્રકાશક,

**ગોવિંદ મહાદેવ જાગુષ્ટે**

ત્રણ દરવાજા—અમદાવાદ

મોખ એજન્ટ

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે**

બુકસેલર અને પબ્લિશર

ત્રણ દરવાજા—અમદાવાદ

પ્રત ૧૦૦૦
આવૃત્તિ ૧ લી

મુલ્ય રૂ. ૩॥

સંવત ૧૯૮૦
સન ૧૯૨૪

# અર્પણપત્રિકા



શાહ માણેકલાલ ભોગીલાલ

શુભનિવાસ-અમદાવાદ

આપના નિ:સ્વાર્થ સ્નેહભાવથી મુગ્ધ થઇ પ્રસ્તુત

રવીન્દ્ર કથાગુચ્છનો પ્રથમ ખણ્ડ

હું આપને જ અર્પણ કરી

કૃતાર્થ થાઉં છું.

નિરંતર સ્નેહાધીન

છગનલાલ જાદવજી ઠક્કર

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

વિશ્વવિખ્યાત કવિવર રવીન્દ્રનાથ ટાગોરનું નામ કોઈથી પણ અજાણ્યું નથી એ કવિવર તેમજ ઋષિવરે વિશ્વસાહિત્યની જે સેવા કરી છે તે અતુલનીય છે. કાવ્ય, સાહિત્ય, દર્શન, વિજ્ઞાન, ધર્મ, નવલકથા, ટુંકી વાર્તા વગેરે અનેક વિષયોમાં તેમણે પોતાની પ્રતિભાશાલિની લેખિની ચલાવી ઉત્કૃષ્ટ સાહિત્ય ઉત્પન્ન કર્યું છે. કવિવર રવીન્દ્રનાથે ગતાનુગતિક ભાવથી પોતાની પૂર્વે થઈ ગયેલા વિદ્વાનોનું અનુસરણ નહિ કરતા પોતાની લેખિનીને વાસ્તવ રાજ્યમા વિચરવા દીધી છે તથા બંગસાહિત્યમા વાસ્તવતાનો નવીન યુગ તેમણે જ પ્રવર્ત્તાવ્યો છે એમ કહેવામા લેશ માત્ર અતિશયોક્તિ નથી. તેમની નવલકથા અને ટુકી વાર્ત્તાઓના પાત્રો જાણે શરીરધારી હોય અને આપણી દષ્ટી સમક્ષ સંસારમાં તરવરતા હોય એવો જ ભાસ થાય છે. પોતે વિશ્વકવિ હોવા છતાં કેવળ કલ્પનાના રાજ્યમા પરિભ્રમણ કરી આર્યસંસારોના યથાર્થ સ્વરૂપને તેઓ ભૂલી ગયા નથી. માનવચરિત્રના ઊંડામાં ઊંડા ભાવો પ્રત્યક્ષ સ્વરૂપથી આલેખવાની અપૂર્વ અને અદ્ભુત શકિત બંગાળામા મુખ્યત્વે કરીને શ્રી રવીન્દ્રનાથ ટાગોર અને શ્રી શરત્ચંદ્ર ચટ્ટોપાધ્યાય ધરાવે છે. પોતાના મોહક કળાનૈપુણ્યથી તેઓ પોતાનાં

પાત્રોને એવુ જીવત સ્વરૂપ આપે છે કે એ પાત્રો વાચકના હૃદય મનમા ચિરકાળને માટે સ્થાન કરી લે છે વળી કરૂણારસનું આબેહુબ આલેખન કરવામા તો શ્રી રવીન્દ્રનાથ અદ્વિતીય છે. તેમની ભાવનાઓ એટલી બધી ઉચ્ચ અને સર્વગ્રાહી છે કે, સમસ્ત વિશ્વમા તેમની સાહિત્યપ્રસાદીનો અત્યંત પ્રેમપૂર્વક સ્વીકાર કરવામાં આવે છે. આવા એક મહામતિ વિદ્વાનની ટુંકી વાર્તાઓના ગુર્જર સ્વરૂપને ગુર્જર સાહિત્યવિલાસીઓ અતિ આવકારદાયક લેખશે એવી ખાત્રી હોવાથી સાહસિક પ્રકાશક શ્રી ગોવિંદ મહાદેવ જાગુષ્ટેની સ્નેહપૂર્ણ પ્રેરણાથી આ ગ્રથ પ્રસિદ્ધિમાં આવે છે

જો કે અત્યાર પૂર્વે શ્રી રવીન્દ્રનાથની ટુંકી વાર્તાઓના એક બે પુસ્તકો ગુજરાતી ભાષામા પ્રસિદ્ધ થઇ ચુકયા છે તથા એ પુસ્તકોમા પ્રસિદ્ધ થયેલી વાર્તાઓમાની કેવળ બે ત્રણ વાર્તાઓ જ મૂળ બંગાળીમાથી શબ્દશ ભાષાંતર કરી આ ખણ્ડમા પ્રસિદ્ધ કરી છે. એ બે ત્રણ વાર્તાઓ અગાઉ પ્રસિદ્ધ થયેલી વાર્તાઓ સાથે સરખાવી જોતા બન્ને અનુવાદ કિંવા ભાષાતરની તુલના વિવેચક વાચક સહેલાઇથી કરી શકશે. અગાઉ જે પુસ્તકો પ્રસિદ્ધ થઇ ચુકયાં છે તેમાં મૂળ લખાણના પેરેગ્રાફના પેરેગ્રાફ, સુદર વર્ણનો અને ભાવ-પૂર્ણ વાકયો ઘણે સ્થળે છોડી દેવામા આવ્યાં છે અને એ ઉપરથી એ અનુવાદો મૂળમાથી નહિ કરતાં હિદી અગર

મરાઠી ભાષાંતર ઉપરથી કરવામા આવ્યા હોય એમ માનવાનું ખાસ કારણ મળે છે

હવે ઊંડી રીતે વિચાર કરી જોતા એમ સ્પષ્ટ સમજાય છે કે, શ્રી રવીન્દ્રનાથના લખાણુની ખુબી જ તેમના હરેક શબ્દપ્રયોગમા રહેલી છે થોડુ લખી—આવશ્યકતા ઉપરાતનો એક પણ શબ્દ વાપર્યા સિવાય—તેઓ વિશેષ સમજાવી શકે છે. આવી સ્થિતિમાં ભાષાંતરકાર નિરંકુશ બની જેમ ફાવે તેમ-સ્વેચ્છાનુસાર ભાષાંતર કરે એટલે મૂળ લખાણુનું અર્થરહસ્ય તથા તેની માર્મિકતા કેવી રીતે સચવાય ? આમ છતા જે સ્થળે ભાષાંતરમા અર્થ સ્ફુટ ન થતો હોય એ સ્થળે અર્થસૂચક વિશેષ શબ્દ વાપરવામાં આવે તો તે માટે હરકત ન લઈ શકાય, પરતુ જ્યાં મૂળ લખાણુને જ ઉડાવી દેવામા આવે ત્યાં શું સમજવુ ?

આ વાર્તાસંગ્રહ પ્રથમ ખણ્ડ તરીકે પ્રસિદ્ધ કરવામા આવ્યો છે દ્વિતીય ખણ્ડના લેખન તથા મુદ્રણુનું કામ ચાલ કરી દેવામા આવ્યુ છે. બનતી ત્વરાથી દ્વિતીય ખણ્ડ તથા તે પછીના ખણ્ડો ક્રમશ વાર્તાવિલાસી સજ્જનોની સેવામા રજૂ કરવામા આવશે.

પ્રૂફસંશોધન માટે પુષ્કળ કાળજી રાખવામા આવેલી હોવા છતા મુદ્રાલયની નિષ્કાળજીને પરિણામે ઘણી ભૂલો

રહી જવા પામી છે. નૂતન સંસ્કરણ પ્રસંગે રહી ગયેલી ત્રુટીઓ સંશોધિત કરવામાં આવશે.

અંતે જે અનંતનામી પરમાત્માના કૃપાકટાક્ષથી આ પ્રથમ ખણ્ડનું લેખનકાર્ય નિર્વિઘ્ને સમાપ્ત થયું છે એ પિતાનો અંત:કરણપૂર્વક ઉપકાર માની પ્રસ્તુત પ્રસ્તાવના સમાપ્ત કરવામાં આવે છે.

માડવીની પોળમા, પડી પોળ
અમદાવાદ તા ૧૫–૭–૨૪

સાહિત્યસેવક
વ્રજલાલ જાદવજી ઠક્કર



# રાસમણિનો પુત્ર

કાળીપદની મા હતી રાસમણિ, પરતુ તેને નિરુપાયે બાપનુ પદ સ્વીકારવુ પડયુ હતુ કારણ કે, મા અને બાપ બન્ને મા બની જાય છે તો બાળકને માટે એનુ પરિણામ સારુ આવતું નથી. રાસમણિનો સ્વામી ભવાનીચરણ બાળકને કોઇ પણ પ્રકારે શાસન કરી શકતો નહોતો તે બાળકનો વિશેષ આદર શા માટે કરતો હતો એ જાણવા માટે થોડા પૂર્વપરિચયની જરૂર છે

શાનિયાડીના પ્રખ્યાત કુળવાન્ વંશમા ભવાનીચરણનો જન્મ થયો હતો ભવાનીચરણના પિતા અભયાચરણના પ્રથમ પક્ષનો પુત્ર શ્યામાચરણ હતો મ્હોટી ઉમ્મરે સ્ત્રીનો વિયોગ થયા પછી અભયાચરણે જ્યારે બીજી વખત વિવાહ કર્યો ત્યારે તેમના શ્વસુરે આલન્દી નામનો તાલુકો વિશેષે કરીને પોતાની કન્યાના નામ ઉપર લખાવી લીધો હતો જમાઇની ઉમ્મરનો હિસાબ કરી મનમા ને મનમા તેમણે વિચાર્યું હતું કે, જો કદાચ કન્યા વિધવા થાય તો ખોરાકી પોષાકી માટે તેને જાણે કે, સૉકયના પુત્રની આધીન-તામા ન રહેવુ પડે

તેમણે જે કલ્પના કરી હતી તેનો પ્રથમ અંશ ફળતા વિલંબ થયો નહિ તેમના દૌહિત્ર ભવાનીચરણનો જન્મ થયા પછી થોડા જ કાળને અંતરે તેમના જમાઇનુ મૃત્યુ થયુ. તેમની કન્યાએ પોતાની ખાસ સંપત્તિ ઉપર અધિકાર મેળવ્યો. એ પ્રકાર પોતાની નજરે જોઇ તેઓ પણ પરલોકયાત્રા વખતે કન્યાના આલોક સંબંધી ઘણા અંશે નિશ્ચિંત થઇ ગયા હતા.

એ વખતે શ્યામાચરણ ઉમ્મર લાયક હતો તેનો મ્હોટો પુત્ર એ વખતે ભવાનીથી પણ એક વર્ષે મ્હોટો હતો શ્યામાચરણ પોતાના પુત્રની સાથે જ ભવાનીચરણને ઉછેરી મ્હોટો કરવા લાગ્યો ભવાનીચરણની માતાની સપત્તિમાથી તે પોતે પણ કદાપિ એક પૈસો લેતો નહોતો તથા દર વર્ષે તેનો ચોખ્ખો હિસાબ વિમાતા પાસે રજૂ કરી તેની રસીદ લેતો હતો આવુ જોઈ સર્વ તેની સાધુતાથી મુગ્ધ થઈ ગયા હતા

ખરી રીતે જોવા જતા સર્વેએ એમ ધાર્યું હતુ કે, આટલી બધી સાધુતા જરૂરની નથી, એ તો નિર્બુદ્ધિતાનુ જ બીજુ નામ છે અખડ પૈત્રિક સપત્તિનો એક ભાગ બીજાપક્ષની સ્ત્રીના હાથમા જઇ પડે એ ગામના કોઇ પણ માણસને સારુ લાગતું નહોતુ જો શ્યામાચરણ છળ કરી એ દલીલને કોઇ રીતે ગૂમ અથવા રદ કરી નાખત તો આડોશી પાડોશીઓ તેના પુરુષત્વની પ્રશસા કરત વળી એ કાર્ય નિર્વિઘ્ને કેવી રીતે પાર પડી શકે એ સબધીની સલાહ આપનાર પ્રવીણ વ્યક્તિઓની પણ ગામમા ખોટ નહોતી પરતુ શ્યામાચરણે તેમના ચિરકાળના પારિવારિક અધિકારને અગહીન કરીને પણ વિમાતાની સપત્તિને સપૂર્ણ સ્વતત્ર રાખી.

આ કારણથી તથા સ્નેહમય સ્વભાવથી વિમાતા વ્રજસુદરી શ્યામાચરણ ઉપર પોતાના પુત્રના જેવો જ પ્રેમ અને વિશ્વાસ રાખતી હતી. તેની સપત્તિને શ્યામાચરણ અસત પૃથક્ ભાવથી જોતા તેથી ઘણી વખતે તેણે તેનો મૃદુ તિરસ્કાર પણ કર્યો હતો. તેણે કહ્યુ હતું—"ભાઈ! એ સપત્તિ લઇને હું કાંઇ સ્વર્ગે જવાની નથી. સપત્તિ તમારી પાસે જ રહેશે મ્હારે એનો હિસાબ વગેરે જોવાની શી જરૂર છે?" શ્યામાચરણ એ વચનો તરફ ધ્યાન આપતો નહિ.

શ્યામાચરણ પોતાનાં સતાનોને કઠોર શાસનમા રાખતો હતો;

પરતુ ભવાનીચરણ ઉપર તેનુ બિલ્કુલ શાસન નહોતુ આવુ જોઈ સર્વ મનુષ્યો એમ કહેતા કે, પોતાના સતાનો કરતા ભવાનીચરણ ઉપર તેનો વિશેષ સ્નેહ છે પરિસ્થિતિ આવી હોવાથી ભવાની-ચરણને બિલ્કુલ શિક્ષણ મળ્યુ નહિ કામધધા સબધી હમ્મેશાં એક બાળક માફક રહી, ભાઈ ઉપર સપૂર્ણ વિશ્વાસ રાખી તે પોતાના દિવસ પસાર કરવા લાગ્યો કામધધાની તેને કોઇ દિવસે ચિતા કરવી પડતી નહોતી—કોઇ કોઈ દિવસે કેવળ સહી કરવી પડતી હતી પોતે શા માટે સહી કરે છે એ સમજવાનો પ્રયત્ન કરતો નહિ, કેમ કે પ્રયત્ન કર્યો હોત તો પણ સમજી શકત નહિ.

બીજી તરફ શ્યામાચરણનો મ્હોટો પુત્ર તારાપદ સર્વ કાર્યમા પિતાના સહકારી રૂપે રહી કામકાજમા પાવરધો બની ગયો શ્યામા-ચરણનુ મૃત્યુ થયા પછી તારાપદે ભવાનીચરણને કહ્યુ —" કાકા ! હવે આપણુ એકઠા રહેવાનુ બની શકશે નહિ કદાચ કોઇ દિવસે નજીવા કારણથી મન ઉંચા થાય તો સસારનુ સત્યાનાશ વળી જાય ! "

જુદા થઇને કોઇ દિવસે પોતાનું કામકાજ પોતાને જોવુ પડશે એવી ભવાનીએ સ્વપ્નમા પણ કલ્પના કરી નહોતી જે સસારમા બાલ્યાવસ્થાથી તે મ્હોટો થયો હતો તેને તે સપૂર્ણ અખડ તરીકે જાણતો હતો—તેના કોઈ એક સ્થળે સાધો છે તથા એ સાધાના મુખમાથી તેને વિભક્ત કરી શકાય છે એવુ જાણવામા આવતાં તે એકાએક વ્યાકુળ બની ગયો.

વંશના માનની હાનિ અને સગા સબધીની મનોવેદનાથી તારાપદને જ્યારે કોઇ રીતે વિચલિત ન કરી શકાયો ત્યારે વિષય સંપત્તિના વિભાગ કેવી રીતે થઈ શકે એ અસાધ્ય ચિતા કર-વામાં ભવાની પ્રવૃત્ત થયો. તારાપદે તેની ચિતા જોઈ અત્યંત વિસ્મિત બની જઈ કહ્યું.—" કાકા મહાશય ! આપ આટલી બધી

ચિંતા કેમ કરો છો ? વિષયસંપત્તિના ભાગ તો થઇ ગયેલા જ છે. દાદા પોતાની હયાતીમા જ ભાગ કરી ગયા છે. "

ભવાનીએ દિંગ્મૂઢ બની જઈ કહ્યુ-" આ શું ખરી વાત છે ? હુ તો કાઇ જાણતો નથી '

તારાપદે ઠાવકા મુખે કહ્યુ -" અજાયબીની વાત છે ! એ વાત સર્વ માણુસો જાણે છે. પાછો આપની સાથે અમારો વાદવિવાદ કિંવા કલહ કજીઓ થાય એવા ભયથી આલન્દી તાલુકો આપના ભાગમા લખી આપી દાદાજીએ પ્રથમથી જ આપને જૂદા કરેલા છે. અત્યાર સુધી એ જ પ્રમાણે વ્યવસ્થા ચાલી આવી છે "

ભવાનીચરણે વિચાર્યું કે, બધુ સભવિત હશે તેણે પૂછ્યુ — ' આ ઘર ? '

તારાપદે કહ્યુ -" જો ઇચ્છા હોય તો આ ઘર આપ રાખી શકશો ઇલાકામા જે મુખ્ય મકાન છે એ મળવાથી અમારુ ગાડુ નભશે "

તારાપદ આટલી સહેલાઇથી પૈતૃક ઘર છોડવા તૈયાર થયો એ જોઈ તેની ઉદારતાથી ભવાનીચરણ વિસ્મિત બની ગયો ઇલાકામા આવેલુ એ મકાન તેણે કદાપિ જોયુ નહોતું તથા તેના તરફ તેની વિશેષ મમતા પણ નહોતી

ભવાનીએ જ્યારે તેની માતા વ્રજસુદરીને આ સઘળી હકીકત જણાવી ત્યારે તેણે કપાળમા હાથ ઠોકી કહ્યુ -" ઓ બાપ ! આ કેવી વાત ! આલન્દી તાલુકો તો મ્હારી ખોરાકી પોષાકી માટે સ્ત્રીધન તરીકે મ્હને મળ્યો હતો-એની આવક પણ કાઇ વિશેષ નથી પૈતૃક સપત્તિમા ત્હારો જે ભાગ છે તે તને કેમ ન મળે ? "

ભવાની —તારાપદ એમ કહે છે કે, મ્હારા પિતાએ આ તાલુકા સિવાય બીજુ કાઇ આપણને આપ્યુ નથી.

વ્રજસુંદરી.—એ તો ગમે તેમ કહે. આપણે એ શા માટે

વજ્રાઘાત થયો. શ્યામાચરણે અન્યાય કરી વીલ ચોરી લઈ ભાઈને વિષયસંપત્તિથી વંચિત કર્યો તથા પિતાનો વિશ્વાસઘાત કર્યો એ વાત તે કોઈ પણ રીતે ભૂલી શકી નહિ. જ્યાં સુધી તે જીવતી હતી ત્યાં સુધી હમ્મેશા ગાઢ નિશ્વાસ મૂકીને એમ કહેતી કે, ધર્મ આવું કદાપિ સહન કરશે નહિ. ભવાનીચરણને હમ્મેશા તે એવું કહીને આશ્વાસન આપતી હતી કે, ' હું કોર્ટ કાયદામાનું કાંઈ સમજતી નથી. હું તને ખાત્રીથી કહું છું કે, ખરું વીલ હમ્મેશા છુપાઈ રહેવાનું નથી જ, એ વીલ તને અવશ્ય પાછું મળશે. '

માતાને મુખે આવા વચન સાંભળી ભવાનીચરણના મનમાં વિશ્વાસ ઉપજ્યો. તે પોતે અશક્ત હોવાથી આવા આશ્વાસન વાક્ય તેને માટે સાંત્વના રૂપ હતા. સતી સાધ્વીનું વાક્ય ફળશે જ. જે પોતાનું છે તે જરૂર પોતાની પાસે આવશે એવો દૃઢ વિશ્વાસ રાખી તે સ્થિર બેસી રહ્યો. માતાના મૃત્યુ પછી તેનો એ વિશ્વાસ વિશેષ દૃઢ થયો. કારણ મૃત્યુના વિયોગમાંથી માતાનું પુણ્યતેજ તેની પાસે વિશેષ ભાવથી સ્પષ્ટ થયું. દરિદ્રતાનું સહજ પણ દુઃખ જાણે કે તેને સ્પર્શ કરતું નહોતું. તે એમ ધારતો કે, અન્નવસ્ત્રનું દુઃખ કેવળ થોડા દિવસ માટે છે—એ સત્ય નથી, આથી પ્રથમનું સારું પાતળું ધોતીઉં ફાટી ગયા પછી જ્યારે તેને સામાન્ય મૂલનું જાડું ધોતીઉં ખરીદીને પહેરવું પડ્યું ત્યારે કેવળ હસવું આવ્યું. પૂજા વખતે અગાઉના જેવી ધામધુમ થઈ નહિ—નમો નમ. કરી પૂજાનું કામ આટોપવું પડ્યું. અભ્યાગત જનોએ આવું દરિદ્ર આયોજન જોઈ અગાઉના વખતની ધામધુમની વાત કાઢી. ભવાનીચરણ મનમાં ને મનમાં હસ્યો. તેણે વિચાર્યું, ' આ સઘળું થોડા દિવસ માટે છે એમ આ લોકો જાણતા નથી. થોડા વખત પછી પાછી એવી ધામધુમથી પૂજા થશે કે એમના નેત્રો સ્થિર થઈ જશે.' ભવિષ્યનો નિશ્ચિત સમારોહ તે એવી પ્રત્યક્ષ રીતે જોઈ શકતો હતો કે, વર્તમાનની દુર્દશા તેની નજરે જ પડતી નહોતી.

આ સબંધીની વાતચિત તથા ચર્ચા કરવા માટે ભવાનીચરણ પાસે નટુ ચાકર નામનો માણસ હતો કેટલીય વાર પૂજેત્સવના દારિદ્રયમા બેસી શેઠ અને ચાકર ભવિષ્યના સારા દિવસે કેવી તૈયારી કરવી પડશે તેની સવિસ્તર ચર્ચા કરવા પ્રવૃત્ત થયા હતા એટલે સુધી કે કોને નિમત્રણ કરવુ અને કોને નહિ તથા કલકત્તાથી ભજનમડળી બોલાવવાની જરૂર છે કે નહિ એ વિષય ઉપર શેઠ અને નોકર વચ્ચે ઘણુ મતાતર અને તર્ક વિતર્ક થઇ ગયા હતા સ્વાભાવિક ઉદારતાના અભાવને લીધે નટુ ઉર્ફે નટવિહારી એ ભાવી પ્રસગનો હિસાબ તૈયાર કરવામા કૃપણુતા દર્શાવતો તેથી ભવાનીચરણનો તીવ્ર તિરસ્કાર તેને સહન કરવો પડતો આવો બનાવ ઘણી વખતે બનતો હતો

તાત્પર્ય એ કે વિષય સપત્તિ સબધી ભવાનીચરણના મનમા લેશ માત્ર દુશ્ચિતા નહોતી પોતાની સપત્તિ કોણ ભોગવશે એજ કેવળ તેની ચિતાનો વિષય હતો આજ સુધી તેને સતાન થયુ નહોતું કન્યારૂણગ્રસ્ત હિતૈષીઓ તેને જ્યારે બીજી એક સ્ત્રી કરવાનુ કહેતા હતા ત્યારે તેનુ મન ચચળ બની જતું હતુ નવવધૂના શૉખને લીધે એ ચચળ બની જતો નહોતો, ઉલટુ સેવક અને અન્નની માફક સ્ત્રીને પણ તે પુરાતન ભાવથીજ પ્રશસ્ત તરીકે ગણતો હતો, કિન્તુ જેને સપત્તિની સભાવના છે તેને સતાનની સભાવના ન હોય એ પ્રકારને તે એક પ્રકારની વિષમ વિડબના સમજતો હતો

એવા સમયે જ્યારે તેને પુત્ર જન્મ્યો ત્યારે સર્વેએ કહ્યુ કે, 'હવે આ ઘરનુ નસીબ ફરવાનુ હોઇ તેનો આરભ પણ થઇ ગયો છે. સ્વર્ગીય અભયાચરણે જ પુન આ ઘેર અવતાર લીધો છે. બરાબર એવુ જ મ્હો તથા આખો છે.' બાળકની કોષ્ઠિમા પણ જણાયુ કે, ગ્રહ નક્ષત્રનો યોગાયોગ એવો જામ્યો છે કે, પારકાના હાથમા ગયેલી સપત્તિનો ઉદ્ધાર થયા સિવાય રહે તેમ નથી.

પુત્ર થયા પછી ભવાનીચરણના વ્યવહારમા થોડો ફેરફાર થયેલો નજરે પડવા લાગ્યો આટલા દિવસ સુધી દરિદ્રતાને તે એક રમતની સારૂક સમજી તેના તરફ દુર્લક્ષ્ય કરતો આવ્યો હતો, પરંતુ પુત્રના સબંધમા તે પોતાના એ ભાવનુ રક્ષણ કરી શક્યો નહિ શાનિયાડીના વિખ્યાત ચૌધરી કુટુંબના નિર્વાણપ્રાય કુળદીપને ઉજાગ કરવા માટે, સમસ્ત ગ્રહનક્ષત્રની ગગનવ્યાપી અનુકૂળતાના ફળથી જે બાળક ધરાધામમા અવતર્યો તેના તરફ તો એક પ્રકારનુ કર્ત્તવ્ય છે જ. આજ સુધી યથાક્રમે એ કુટુંબમા પુત્ર સંતાનોએ જીવનપર્યન્ત જે સમાદર મેળવ્યો હતો તેનાથી પોતાનો જ્યેષ્ઠ પુત્ર પ્રથમ જ વંચિત થયો એ વેદના ભવાનીચરણ ભૂલી શક્યો નહિ પોતાની પ્રાપ્ય સંપત્તિ પોતે પુત્રને આપી શક્યો નહિ તેથી પોતે તેને ઠગ્યો છે એમ જ લાગ્યુ આથી પુષ્કળ પ્રેમથી તે પુત્રનો અભાવ પૂરણ કરવા લાગ્યો

ભવાનીચરણની સ્ત્રી રાસમણિની પ્રકૃતિ ભિન્ન પ્રકારની હતી શાનિયાડીના ચૌધરી વંશના ગૌરવ માટે તેણે કદાપિ ઉદ્વેગ અનુભવ્યો નહોતો ભવાની એ જાણતો હતો તથા એ માટે મનમા ને મનમા હસીને વિચારતો કે, સામાન્ય દરિદ્ર વૈષ્ણવ વંશમા એનો જન્મ થયો છે તેથી તેનો આ અપરાધ ક્ષમા કરવા યોગ્ય છે ચૌધરી કુટુંબનાં માનમર્યાદાની કલ્પના કરવાને પણ તે અશક્ત છે

રાસમણિ પોતે પણ એ વાત કબૂલ કરતી હતી. તે કહેતી કે, " હુ એક ગરીબની કન્યા માનમર્યાદાને સમજતી નથી મ્હારો કાળીપદ જીવતો રહો એ જ મ્હારુ મ્હોટામાં મ્હોટુ ઐશ્વર્ય છે "

વીલ પુન મળી આવશે તથા કાળીપદના કલ્યાણથી આ વંશની ગૂમ થયેલી સંપદના શૂન્ય નદીપથમા પુન પૂર આવશે એ સઘળી વાત ઉપર તે કાન દેતી નહોતી. ગૂમ થયેલા વીલ સંબધી એનો પતિ જેની સાથે વાત ન કરે એવું એક પણ માણસ નહોતુ

કેવળ એ સબધી ભવાનીચરણ પોતાની સ્ત્રી સાથે વાત કરી શકતો નહોતો એક બે વખત તેની સાથે એ વાત કરવાનો તેણે પ્રયત્ન કર્યો હતો, પરતુ વાતમા રસ જણાયો નહોતો ભૂતકાળના અને ભવિષ્યકાળના મહિમા તરફ તેની સ્ત્રી બિલકુલ ધ્યાન આપતી નહોતી ચાલૂ જરૂરીઆતોએ જ તેના સકળ ચિત્તનુ આકર્ષણ કરી લીધુ હતુ.

એ જરૂરીઆતો પણ કાંઇ થોડી નહોતી ઘણી મુશ્કેલીએ વેઠીને તેને સસાર ચલાવવો પડતો હતો. કેમ કે, લક્ષ્મી ચાલી જાય છે તો પણ તે પોતાની પાછળ થોડો ભાર મૂકી જાય છે, એ વખતે જો કે ઉપાય નથી રહેતો પણ અપાય રહે છે. આ પરિવારનો આશ્રય પ્રાય ભાગી ગયો હતો, પણ આશ્રિતોનુ મડળ છૂટુ છૂટુ થવા ઇચ્છતુ નહોતું અભાવના ભયથી કોઇને વિદાય કરી દે એવી ભવાનીચરણની પ્રકૃતિ પણ નહોતી

આ ભારગ્રસ્ત ભાંગી ગયેલા સસારને ચલાવવાનો ભાર રાસમણી ઉપર હતો કોઇના તરફથી તેને ખાસ મદદ પણ મળતી નહોતી, કારણ આ સંસાર જ્યારે સારી સ્થિતિમા હતો ત્યારે સઘળા આશ્રિતોએ પોતાના દિવસ આરામ અને આળસમાં પસાર કર્યા હતા. ચૌધરી વશના મહાવૃક્ષની નીચે તેમની સુખશય્યા ઉપર આપોઆપ જ છાયા આવી વિસ્તીર્ણ થઇ હતી તથા એમનાં મુખ પાસે પાકાં ફળ આપો આપ આવી પડ્યા હતાં. એ માટે તેઓમાથી કોઇને પણ કાઇ મહેનત કરવી પડી નહોતી હવે એ માણસોને આજે જો કાંઇ કામ કરવાનુ કહેવામાં આવતુ તો તેઓ મ્હો ચઢાવતા હતા —રસોડાનો ધુમાડો લાગતાં જ તેમનાં માથા ચઢી જતા હતાં વળી ફેરા આંટા ખાતાં નેળના પગને એવો વાયુ-રોગ થઇ આવતો કે, વૈદરાજના કિંમતી તેલથી પણ એ રોગ મટતો નહિ. તે સિવાય ભવાનીચરણ એમ કહેતો હતો કે આશ્રયના

બદલામા જો આશ્રિત પાસે કામ કરાવવામા આવે તો એ નોકરી કરાવવા જેવુ છે—એથી આશ્રય આપ્યાનુ મૂલ્ય ચાલ્યુ જાય છે—ચૌધરી વશમા એવો નિયમ નથી

આમ હોવાથી સઘળો ભાર એકલી રાસમણિ ઉપર હતો. રાત્રિ દિવસ અનેક કૌશલથી અને પરિશ્રમથી આ પરિવારનો સઘળો અભાવ તેને છુપી રીતે પાર પાડી ગૃહતત્ર ચલાવવુ પડતુ હતુ આવી રીતે રાત્રિ દિવસ દરિદ્રતાની સાથે સગ્રામ કરવાથી મનુષ્ય કઠિન બની જાય છે—તેની સ્વાભાવિક કમનીયતા ચાલી જાય છે. રાસમણિ કેવળ રસોઈ જ બનાવતી હતી એમ નહોતુ અન્ન એકઠુ કરવાનો ઘણો ખરો ભાર પણ તેના ઉપર હતો છતા એ અન્નનુ સેવન કરી જેઓ મધ્યાન્હે ઊંઘતા હતા તેઓ હમ્મેશા એ અન્નની અને અન્નદાતાની નિદા કરતા હતા

કેવળ ઘરનુ જ કામ નહિ, પણ જમીન વગેરેની જે આવક હતી તેનો હિસાબપત્ર જોવાનુ કામ પણ રાસમણિના શિર ઉપર હતુ વળી ભવાનીચરણના રૂપિયા અભિમન્યુથી બરાબર ઉલટા હતા તે બ્હાર નીકળવાનુ જ જાણતા હતા–પ્રવેશ કરવાની વિદ્યા તેમને માલૂમ નહોતી કોઇ પણ દિવસે રૂપિયા માટે તગાદો કરવાનુ કામ ભવાનીચરણ માટે અશક્ય હતુ. રાસમણિ પોતાની લેણી રકમમા બિલ્કુલ છુટ મૂકતી નહોતી, એથી દેણદારો તેની નિદા કરતા હતા નોકર–ચાકર પણ તેની સાવધાનતાની જ્વાળાથી અસ્થિર બની જઈ તેની વશોચિત ક્ષુદ્રાશયતાનો ઉલ્લેખ કરી તેને ગાળો દેતા અચકાતા નહોતા. તેની કૃપણતા અને કર્કશતાથી પોતાના વિશ્વવિખ્યાત પરિવારના માનની હાનિ થાય છે એમ તેનો પતિ પણ મૃદુ સ્વરે કહેતો હતો. આ સઘળી નિદા તથા તરસ્કારની સર્વાશે ઉપેક્ષા કરી રાસમણિ પોતાના નિયમ પ્રમાણે કામ કરતી હતી અને સઘળો દોષ પોતાના શિરે લેતી હતી. તે

ગરીબના ઘરની કન્યા હોઈ મ્હોટાઇને બિલકુલ સમજતી નથી એ વાત તે વારવાર કબૂલ કરી ઘરના અને બ્હારના સઘળા માણસો પાસે અપ્રિય થઇ પડી, કમર કસી પૂર્ણ વેગથી કામ કર્યા કરતી હતી. કોઈ તેને બાધા કરવાનુ સાહસ કરી શકતુ નહિ.

સ્વામીને તે કદાપિ કોઈ કાર્ય કરવાનુ કહેતી નહિ, એટલુ જ નહિ પણ ભવાનીચરણ કદાચ પોતાની જાતે કોઈ કામ કરી બેસે નહિ એ માટે તે સાવધાન રહેતી હતી ' તમારે કાઈ ચિતા કરવાની જરૂર નથી ' એમ કહીને સર્વ વ્યયોમા સ્વામીને આળસુ કરી રાખવાનો ઘણો પ્રયત્ન તે કરતી હતી સ્વામીને પણ આળસુ રહેવાનો સ્વભાવ પડી ગયેલો હોવાથી એ માટે રાસમણિને વિશેષ કષ્ટ વેઠવુ પડતુ નહોતું મ્હોટી ઉમ્મર થવા છતા રાસમણિને સતાન થયુ નહોતું તેના અકર્મણ્ય સરળ પ્રકૃતિના સ્વામીથી તેને પત્નીપ્રેમ અને માતૃસ્નેહ બન્ને મળ્યા હતા ભવાનીને તે ઉમ્મર લાયક બાળક જ સમજતી હતી અને તેથી સાસનુ મૃત્યુ થયા પછી તેને શ્વસુર તથા સાસુ બન્નેનુ ગૃહકાર્ય સપન્ન કરવુ પડતુ હતુ. ગુરુમહારાજના પુત્ર તથા બીજી વિપદોથી સ્વામીનુ રક્ષણ કરવા માટે તે એવુ કઠોર વર્તન રાખતી કે જેથી તેના સ્વામીના સોબતીઓને તેનો ઘણો ભય લાગતો હતો. પ્રખરતા છુપાવી રાખવી, સ્પષ્ટ વચનોના સુરને નમ્ર કરવો તથા પુરુષમડળી સાથે યથોચિત સકોચ રાખવો એ સઘળા નારીપ્રકૃતિના ગુણોનો રાસમણિનામાં અભાવ હતો

અત્યાર સુધી ભવાનીચરણ પત્નીની ઇચ્છાનુસાર જ વર્તતો હતો; પરતુ કાળીપદ સબધી રાસમણિની ઇચ્છા પ્રમાણે વર્તવુ તેને માટે કઠિન થઈ પડ્યુ.

તેનુ કારણ એ હતુ કે, રાસમણિ ભવાનીના પુત્રને ભવાનીચરણની નજરથી જોતી નહોતી. પોતાના પતિ સબધી તે એમ

વિચારતી કે, ‘એ બીચારા શું કરે ? એમનો શો દોષ છે ? એ ગ્હોટે ઘેર જન્મ્યા છે !’ પતિને કોઇ પણ પ્રકારનું દુઃખ વેઠવું પડે એવી તે કલ્પના સુદ્ધા કરી શકતી નહોતી, તેથી સેંકડો અભાવ હોવા છતા તે પતિને જોઈતી સઘળી વસ્તુઓ કષ્ટ વેઠીને પણ પૂરી પાડતી હતી તેના ઘરમા બ્હારના લોકો માટેનો હિસાબ ઘણો કડક હતો, પરંતુ ભવાનીચરણના આહાર વ્યવહાર માટે એ હિસાબી નિયમ સચવાતો નહોતો પુ'કળ તાણાતાણીના દિવસે જો કોઇ વિષયમા કાંઈ ત્રુટી થતી તો તે અભાવને લીધે થઇ છે એ વાત તે કોઈ પણ પ્રકારે સ્વામીને જાણવા દેતી નહિ. કદાચ તે એમ કહેતી કે, ‘હતભાગી કૂતરાએ ખોરાકમા મ્હો ઘાલી બધુ નષ્ટ કર્યું છે !’ આમ કહી તે પોતાની કલ્પિત અસાવધાનતાને ધિક્કાર આપતી હતી ક્વચિત્ ‘અભાગીઆ નટુએ નવુ કપડુ ખોઇ નાખ્યુ છે !’ એમ કહી રાસમણિ તેની બુદ્ધિના ઉપર ઘણી અશ્રદ્ધા દર્શાવતી હતી એવે વખતે ભવાનીચરણ પોતાના પ્રિય બાળકનો પક્ષ સ્વીકારી ગૃહિણીના ક્રોધમાથી તેને બચાવવાને વ્યાકુળ બની જતો હતો કેટલીક વખત એવુ પણ બન્યુ હતુ કે, જે વસ્ત્ર ગૃહિણીએ કદાપિ ખરીદ કર્યું ન હોય તથા જે વસ્ત્ર ભવાનીચરણે નજરે પણ ન જોયુ હોય અને જે કાલ્પનિક વસ્ત્ર ગૂમાવવાનો આરોપ નટુ ઉપર આવ્યો હોય તે વસ્ત્ર નટુએ પોતાને પહેરવા આપ્યુ હતુ ખરુ એમ અમ્લાન મુખે ભવાનીચરણ કબૂલ કરતો હતો, પરંતુ ત્યાર પછી શુ કહેવુ એ તેને સૂઝતુ નહોતું તે ઉત્તરને પૂરણ કરવાનુ તેને સૂઝતુ નહોતું. તે ઉત્તરને પૂરણ કરતા રાસમણિ એમ કહેતી કે, ‘એ વસ્ત્ર તમે અવશ્ય તમારા બેઠકખાનામા ઉતાર્યું હતુ. ત્યા ઘણા માણસો આવે જાય છે તેથી ગમે તે માણસ તેને ચોરી ગયુ હશે ’

ભવાનીચરણ માટે આવી વ્યવસ્થા હતી, પરંતુ પોતાના પુત્રને

રાસમણિ કદાપિ કોઈ પણ રીતે સ્વામીની બરાબર ગણતી નહોતી એ તો તેને પેટે જ ઉત્પન્ન થયેલુ સતાન હતુ—તેને વળી મ્હોટાઈ કવી ! એ અનાયાસે કષ્ટ વેઠીને મહેનત કરી ખાશે. તેને અમુક વસ્તુ વિના નહિ ચાલે, અમુક સિવાય એનુ અપમાન થશે એમ તેને કોઈ પણ પ્રકારે શોભે તેમ નથી કાળીપદના આ-હારની પણ રાસમણિએ ઘણી સાદી વ્યવસ્થા કરેલી હતી વળી માથાથી કાન સૂધીની એક હલકી કિમ્મતની ટોપી પહેરાવી તેણે તેની ટડી દૂર કરી હતી ગુરુમહારાયને બોલાવી રાસમણિએ તેમને પણ એમ કહી દીધુ કે, ' કાળીપદ અભ્યાસ કરવામા બિલકુલ શિથિલતા રાખ નહિ એ માટે ચોક્કસ ધ્યાન રાખી ખાસ શાસનથી સયત રાખી તેને શિક્ષણ આપજો '

આ સ્થળે મ્હોટી મુસ્કેલી આવી નડી સરળ સ્વભાવનો ભવાની-ચરણ વચ્ચે વચ્ચે વિદ્રોહના લક્ષણ દર્શાવવા લાગ્યો છતા રાસમણિએ તે તરફ જોયુ ન જોયુ કર્યુ ભવાની પ્રબળ પક્ષ પાસે હમ્મેશા પોતાની હાર માનતો હતો તેથી આ વખતે પણ તેને નિરુપાયે હાર માનવી પડી છતા તેના મનમાથી વિરુદ્ધતા દૂર થઇ નહિ તેના ઘરનો બા-ળક દાળ રોટલો ને ભાત ખાય એના વિસદશ દેખાવ દરરોજ તેનાથી સ્વી રીતે જોઇ શકાય ?

પિતાની હયાતીમા નવા વસ્ત્રો પહેરી પોતે કેવો ઉત્સાહ અનુ-ભવ્યો હતો એ પૂજાના દિવસોમા તેને યાદ આવતુ હતુ પૂજાના દિવસોમા રાસમણિએ કાળીપદ માટે જેવા કપડાની વ્યવસ્થા કરી હતી તેવા કપડા સારા સમયમા ઘરના નોકરો પણ પહેરતા ઘણા સકોચાતા હતા રાસમણિએ ઘણો પ્રયત્ન કરી સ્વામીને એવુ સમજાવવા માડયુ હતુ કે, ' કાળીપદને જે કાઇ આપવામા આવે છે તેથી એ ખુશી થાય છે તે મ્હોટાઈ કિવા શેઠાઇની ચાલ ચલણ સબધી કાઇ જાણતો નથી—તમે વિના કારણ કેમ મ્હો

ચઢાવી ગયો છો ?' આમ છતા ભવાનીચરણુ કોઇ રીતે ભૂલી શકતો નહોતો કે, બીચારો કાળીપદ પોતાના વંશના ગૌરવને જાણતો નથી તેને છેતરવામા આવે છે વળી માધારણ ઉપહાર મેળવી કાળીપદ જ્યારે ગર્વ અને આનંદથી નૃત્ય કરતો કરતો એ ઉપહાર પિતાને બતા-વવા જતો ત્યારે એ પ્રકારથી ભવાનીચરણના હ્રદય ઉપર વિશેષ આઘાત લાગતો હતો તે કોઇ રીતે એ પ્રકાર જોઇ નહિ શકાવાથી મ્હો ફેરવી ચાલ્યો જતો હતો

ભવાનીચરણનો કેસ ચલાવ્યા પછી ગુરુ મહારાજના ઘરમા મારી રકમની આવક થઇ હતી એટલાથી સંતોષ નહિ થવાથી ગુરુ મહા-રાજનો પુત્ર દર વર્ષે પૂજાના દિવસો નજીક આવતા એટલે કલકત્તાથી ભિન્ન ભિન્ન પ્રકારની દૃષ્ટિને ભૂલાવે એવી શોખીન વસ્તુઓ મંગાવી થોડા માસ માટે ધધો ચલાવતો હતો અદૃશ્ય શાહી, છબી ચીતરેલા પત્ર લખવાના કાગળ, હરરાજીમા ખરીદેલા જૂદા જૂદા રંગના રેશમ અને સાટિનના થાન, કવિતા લખેલી સાડીઓ વગેરે વસ્તુઓથી તે ગામના નરનારીઓના મન ઉત્તેજિત કરી નાખતો હતો કલકત્તાના ભદ્ર સમાજમા આજકાલ આ સઘળી વસ્તુઓ ન હોય તો ભદ્રતાનું રક્ષણુ થતુ નથી તેથી ગામડાની સઘળી ઉચ્ચ અભિલાષ ધરાવનારી વ્યક્તિઓ પોતાની ગ્રામ્યતા ધોઇ નાખવા માટે શક્તિ ઉપરાતનુ ખર્ચ કરતા પણુ પાછી પ્હાની કરતી નહિ.

એક વખતે બગલાચરણુ એક ઘણી આશ્ચર્યજનક મેમની મૂર્ત્તિ લઈ આવ્યો હતો તેને એક સ્થળે કુચી આપવાથી મેમ ખુરસી ઉપરથી ઉઠી ઉભી થઈ પ્રબળ વેગથી પોતાને પંખો હલાવતી હતી

• આ તાપથી અકળાઈ ગયેલી, પોતાને પંખો નાખવા વ્યાકુળ બની ગયેલી મેમમૂર્ત્તિ માટે કાળીપદના મનમા ઘણો લોભ ઉત્પન્ન

થયો કાળીપદ તેની માતાને સારી રીતે ઓળખતો હતો તેથી માતાને કાંઇ નહિ કહેતા ભવાનીચરણ પાસે કરુણકંઠે તેણે પોતાની વિનતિ દર્શાવી તત્કાળ ઉદાર ભાવથી ભવાનીચરણે તેને શાન્ત તો કર્યો, પરંતુ જ્યારે એ મેમની કિમ્મત સાંભળવામાં આવી ત્યારે તેનું મ્હો લેવાઇ ગયું

લેણું રાસમણિ વસુલ કરતી હોવાથી સિલક પણ તેની પાસે રહેતી હતી જે કાંઈ ખરચ થતું તે તેના હાથે જ થતું હતું ભવાનીચરણ ભિખારીની માફક તેની અન્નપૂર્ણાના દ્વાર નજીક ઉપસ્થિત થયો પ્રથમ પુષ્કળ અપ્રાસંગિક વાતો કરી છેવટે એકદમ તેણે પોતાની ઇચ્છા કહી સંભળાવી રાસમણિએ ટૂંકમાં જ કહ્યું.—" તમે ગાંડા થઈ ગયા છો ! "

ભવાનીચરણ ચુપકીદીથી વિચાર કરવા લાગ્યો પછી એકાએક તે બોલી ઉઠયો—" ઠીક છે, ભાતની સાથે હમ્મેશાં તું મ્હને દૂધ-ઘી આપે છે તેની કાંઈ જરૂર નથી "

રાસમણિ—કેમ જરૂર નથી ?

ભવાનીચરણ—વૈદરાજ કહે છે કે, એથી પિત્તની વૃદ્ધિ થાય છે

રાસમણિએ તીક્ષ્ણભાવથી માથું હલાવી કહ્યું—" તમારા વૈદરાજ બધું જાણે છે ખરાને ! "

ભવાનીચરણ—રાત્રે માલપુડાને બદલે મ્હારે માટે તું ભાત રાંધે તો સારું માલપુડા ખાવાથી પેટ ભારે થાય છે—મ્હારે ખોરાક પચતો નથી

રાસમણિ—પેટ ભારે થવા છતાં આજ સુધીમાં તેથી તમને કાંઈ નુકસાન થયેલું જોયું નથી વળી ન્હાનપણથી જ માલપુડા ખાઈને તો તમે મ્હોટા થયા છો

ભવાનીચરણ હરેક વસ્તુનો ત્યાગ કરવા તૈયાર હતો, પણ બીજી તરફથી ઘણી સખ્તાઈ હતી ઘીનો ભાવ વધતો હતો, છતાં

માલપુડાની સંખ્યા ઘટી નહોતી મધ્યાહ્ન ભોજનમાં દૂધ હોવાથી દહીં વિના ચાલે તેમ હતું, પરંતુ આ ઘરના બાબુઓ ઘણા કાળથી દૂધ દહીં ખાતા આવેલા હોવાથી મધ્યાહ્ન ભોજન વખતે ભવાનીચરણ માટે દહીં ન હોય એ રાસમણિથી જોઈ શકાતું નહિ આવી સ્થિતિમાં પેલી મેમમૂર્તિ ભવાનીચરણના દૂધ, દહીં, ઘી અને માલપુડાના કોઈ છિદ્રમાંથી પ્રવેશ કરે એવો ઉપાય દેખાયો નહિ

એક દિવસે કોઈ કારણ નહિ હોવા છતાં ભવાનીચરણ તેના ગુરુપુત્રને ઘેર ગયો અને ઘણી આડીઅવળી વાતો કર્યા પછી તેણે પેલી મેમની ખબર પૂછી તેની હાલની આર્થિક દુર્ગતિની વાત બગલાચરણ પાસે છુપી રહેવાનું કાંઈ કારણ નથી એ તે જાણતો હોવા છતાં આજે તેની પાસે પૈસા નહિ હોવાથી તે આ એક સામાન્ય રમકડું તેના પુત્ર માટે ખરીદ કરી શકતો નથી એ વાતનો આભાસ આપવા જતાં પણ જાણે કે, તેનું માથું ફાટી જવા લાગ્યું આમ છતાં અસહ્ય સંકોચને પણ સહન કરી તેણે તેના ખેસમાં છુપાવી રાખેલી એક કિંમતી પુરાતન શાલ બ્હાર કાઢી અવરુદ્ધ કંઠે કહ્યું, "હમણાં વખત ખરાબ આવ્યો છે પાસે વિશેષ રોકડ રકમ નથી, તેથી આ શાલ તમારે ત્યાં બાંધણીમાં રાખી કાળીપદને માટે પેલી પુતળી હું લઈ જઈશ "

જો શાલ કરતાં બીજી કોઈ હલકી કિમ્મતની વસ્તુ હોત તો બગલાચરણ તે રાખી શકત, પરંતુ તે જાણતો હતો કે, એ શાલ હજમ કરી શકાશે નહિ. ગામના લોકો તો નિન્દા કરશે જ, એટલું જ નહિ પણ તે ઉપરાંત રાસમણિની રસનામાંથી જે બ્હાર નીકળશે તે સારું નહિ જ નીકળે. શાલને પાછી ખેસમાં છુપાવી નિરાશ થઈ જઇને ભવાનીચરણને પાછા ફરવું પડ્યું

કાળીપદ પિતાને રોજ પૂછતો હતો કે, 'બાપા,! પેલી મ્હારી મેમનું શું થયું?' ભવાનીચરણ રોજ હસતા મુખે કહેતો કે, 'હમણાં શું છે! સપ્તમી પૂજાનો દિવસ તો આવવા દે!'

હમ્મેશા મ્હો ઉપર હાસ્ય ખેંચી લાવવાનું ઘણું દુષ્કર બની ગયું આજે ચતુર્થી હતી ભવાનીચરણ કાંઇ બ્હાનું કાઢીને અકાળે અંતઃપુરમાં ગયો એકાએક વાતમાં ને વાતમાં તેનાથી રાસમણિને એમ કહી દેવાયું કે, "જો કેટલાક દિવસથી હું એમ જોઇ શકું છું કે, કાળીપદનું શરીર દિવસે દિવસે ખરાબ થતું જાય છે"

રાસમણિએ કહ્યું–"ખરાબ શા માટે થાય ? મ્હને તો એવું કાંઇ દેખાતું નથી"

ભવાનીચરણ બોલ્યો–'તું જાઇ શકતી નથી કે, એ ચુપકીદી ધારણ કરી બેસી રહે છે–જાણે કે કાંઈ વિચાર કર્યા કરે છે'"

રાસમણિ–જો એ ચુપકીદી ધારણ કરી બેસી રહેતો હોત તો મ્હને પણ જંપ વળત ! એને વળી બીજા શા વિચાર કરવાના હતા ? ક્યાં શી દુષ્ટતા કરવી તેના જ વિચાર એ કરતો હશે !

દુર્ગની દિવાલની કોઇ પણ દિશામાં બિલકુલ દુર્બળતા દેખાઇ નહિ પત્થરના ઉપર ગોળાનો દાઘ પણ બેઠો નહિ નિશ્વાસ મૂકી માથું ખંજવાળતો ખંજવાળતો ભવાનીચરણ બ્હાર ચાલ્યો આવ્યો બ્હાર ઓસરીમાં એકલો બેસી તે ધુમ્રપાન કરવા લાગ્યો

પંચમીને દિવસે તેની થાળીમાં દહીં દૂધ પડયા રહ્યા મધ્યાકાળે ફક્ત એક સંદેશ ખાઇને જ તેણે પાણી પીધું રોટલીને તે સ્પર્શ કરી શક્યો નહિ પોતાને બિલકુલ ક્ષુધા નથી એમજ તેણે કહ્યું

આ વખતે દુર્ગની દિવાલમાં એક ઘણું મ્હોટું છિદ્ર દેખાયું ષષ્ઠીને દિવસે રાસમણિએ પોતે કાળીપદને એકાંતમાં બોલાવી તેના લાડકા નામથી સંબોધીને કહ્યું–"મણિ ! તું આટલો મ્હોટો થયો છતાં ત્હારી ખોટી હઠ કરવાની ટેવ ગઈ નહિ કે ? જે મેળવી શકવાનો ઉપાય નથી તે મેળવવાનો લોભ કરવો એ અડધી ચોરી કરવા બરાબર છે, સમજ્યો ?"

કાળીપદે કહ્યું —' હું શું જાણું ' બાપા કહે છે કે તેઓ એ મેમ મ્હને આપશે '

પછી ભવાનીચરણ શા અર્થથી એમ કહેતો હતો તે રાસમણિ કાળીપદને સમજાવવા લાગી પિતાના એ કથનમાં કેટલો સ્નેહ અને કેટલી વેદના હતી એ સમજાવીને એ વચન પૂર્ણ કરવા જતાં પોતાના દરિદ્ર ઘરને કેટલું બધું દુઃખ તેમજ નુકસાન હતું એ તેણે અનેક રીતે સમજાવ્યું આવી રીતે રાસમણિએ કોઇ પણ દિવસે કાળીપદને સમજાવ્યો નહોતો, તે જે કાંઈ કરતી તે ઘણું કડકાઈ તથા જોરથી કરતી હતી કોઇ પણ આદેશને નમ્ર કરી લેવાની તેને આવશ્યકતા જ નહોતી આજે તેને પુ'કળ કરગરીને વિસ્તારથી વાત કરતી જોઈ કાળીપદ આશ્ચર્યચકિત બની ગયો તથા માતાના મનમાં એક સ્થળે કેટલું દર્દ છે તે, પોતે બાળક હોવા છતાં એક રીતે સમજી શક્યો, કિન્તુ મેમ તરફથી એક જ ક્ષણમાં મનને પાછું ખેંચી લેવું કેટલું કઠિન હતું તે ઉમ્મર યોગ્ય વાચકો સહેલાઇથી સમજી શકશે તેથી કાળીપદ અત્યંત ગંભીર મ્હો કરી લાકડી લઇ જમીન ખોતરવા લાગ્યો

હવે રાસમણિ પાછી કઠિન બની ગઈ કઠોર સ્વરે તેણે કહ્યું — " તું રીસ ચઢાવ કે રડારોળ કર, પણ જે મળી શકે તેમ નથી તે તને નહિ જ મળે " આમ કહી વખત વૃથા નહિ ગુમાવતા તે ઘરકામ કરવા ચાલી ગઇ.

કાળીપદ બ્હાર ગયો એ વખતે ભવાનીચરણ એકલો બેસીને ધુમ્રપાન કરતો હતો દૂરથી કાળીપદને જોઈ કોઈ જરૂરી કામે જવાનું હોય તેમ વ્યાકુળતાથી ઉઠી તે ચાલવા લાગ્યો કાળીપદે તેની પાસે દોડી આવી કહ્યું —" બાપા ! મ્હારી પેલી મેમ—"

આજે ભવાનીચરણના મુખ ઉપર હાસ્ય દેખાયું નહિ. કાળી-

પદને ગળે હાથ ફેરવી તેણે કહ્યું—" રહે ભાઈ ! મ્હારે એક કામ છે એ કામ હું પતાવી આવું પછી બધી વાત થશે ! " આમ કહી તે ઘરની બ્હાર નીકળી પડયો તેણે જાણે ઝડપથી આંખમાનાં આંસુ લુછી નાખ્યા હોય એમ કાળીપદને લાગ્યુ

એ વખતે પાડોશમાના એક મકાનમા ઉત્સવના વાજીત્રોની પરીક્ષા કરી તેને બહાનુ આપવાની ખટપટ ચાલતી હતી કાળીપદ એ મકાનના દ્વાર પાસે ઉભો રહી ચુપકીદીથી રસ્તા તરફ જોઈ રહ્યો. તેનો પિતા કોઇ પણ કામે કોઇ સ્થળે જતો નથી એમ તેની ગતિ ઉપરથી સમજી શકાતુ હતુ પ્રત્યેક પગલુ ભરતા તે જાણે કે નિરાશાનો ભાર વહીને ચાલે છે તથા એ ભાર કોઇ પણ સ્થળે ઉતારી શકાય તેમ નથી એવુ તેની પાછળથી સ્પષ્ટ દેખાતુ હતુ

કાળીપદે અંતપુરમા પાછા આવીને કહ્યુ—" બા ! મ્હને પેલી પંખો હલાવતી મેમ જોઈતી નથી "

રાસમણિ એ વખતે સુડીથી સોપારી કાતરતી હતી તેનુ મ્હો ઉજ્વળ બની ગયુ એ ઠેકાણે બેસી માતા પુત્ર વચ્ચે શી વાતચિત થઈ—શી સલાહ થઇ એ કોઈ જાણી શકયુ નહિ સુડી મૂકી દઇ કાતરેલી અને આખી સોપારીના પાત્રને એક બાજૂએ રાખી રાસમણિ તત્કાળ બગલાચરણને ઘેર ચાલી ગઈ

આજે ઘેર આવતા ભવાનીચરણને ઘણુ મોડુ થયુ. સ્નાન કરી તે જ્યારે જમવા બેઠો ત્યારે તેનુ મ્હો જોતા એમજ લાગ્યુ કે, આજે પણ દૂધ વગેરેની સદ્‌ગતિ થશે નહિ

દોરાથી બાંધેલી એક કાગળની પેટી લાવી રાસમણિએ પતિ પાસે મૂકી જમી રહ્યા પછી ભવાનીચરણ જ્યારે વિશ્રામ કરવા જાય ત્યારે એ રહસ્યનો સ્ફોટ કરવાની રાસમણિની ઇચ્છા હતી;

પરંતુ દૂધ, માખણ વગેરેનો અનાદર દૂર કરવા માટે તેને એ રહસ્યનો તરત જ સ્ફોટ કરવો પડ્યો. કાગળની પેટીમાંથી પેલી મેમ મૂર્તિ બહાર નીકળી વિના વિલંબે પ્રબળ ઉત્સાહથી પોતાને પંખો હલાવવા મંડી પડી. દૂધ, માખણ ખાવાની આશામાં 'નાક' રહેલી બિલાડીને આજે નિરાશ થઇ જતું રહેવું પડયું. ભવાનીચરણે ગૃહિણીને કહ્યું –"આજે રસોઈ ઉત્તમ થઇ છે. ઘણા દિવસથી આજના જેવું સ્વાદિષ્ટ શાક થયું નથી."

સપ્તમીને દિવસે કાળીપદને તેની ઘણા દિવસની આકાંક્ષાનું ધન મળ્યું. તે દિવસ તેણે મેમને પંખો હલાવતી જોયા જ કરી. પોતાની ઉમ્મરના બંધુબાંધવોને એ મેમમૂર્તિ બતાવીને તેણે તેમના મનમાં ઈર્ષ્યા ઉત્પન્ન કરી. બીજી કોઈ સ્થિતિ હોત તો સમસ્ત ક્ષણ એ મેમને પંખો હલાવતી જોઇને કાળીપદ એક જ દિવસમાં અવશ્ય વિરક્ત બની જાત, પરંતુ અષ્ટમીને દિવસે એ પ્રતિમાનું વિસર્જન કરવું પડશે એવી ખબર હોવાથી તેનો અનુરાગ અટલ રહ્યો. રાસમણિ તેના ગુરૂપુત્રને બે રોકડા રૂપિયા આપી ફક્ત એક દિવસને માટે એ પુતળી ભાડે લઈ આવી હતી. અષ્ટમીને દિવસે ગાઢ નિ:શ્વાસ મૂકી કાળીપદ પોતાને હાથે એ પુતળી બગનાચરણને આપી આવ્યો. એ એક દિવસના મિલનની સુખસ્મૃતિ ઘણા દિવસ સુધી તેના મનમાં જાગ્રત રહી. તેના કલ્પનાલોકમાં પંખો અવિરામ ગતિથી ફરવા લાગ્યો.

ત્યાર પછી કાળીપદ માતાની મંત્રણાનો સંગી બની ગયો તથા ત્યાર પછીથી ભવાનીચરણ દરેક વર્ષે એટલી સહેલાઇથી એવો મૂલ્યવાન્ પૂજાનો ઉપહાર કાળીપદને આપી શકતો કે જેથી તે પોતે જ આશ્ચર્યચકિત બની જતો હતો.

પૃથ્વીમાં મૂલ્ય આપ્યા સિવાય કાંઇ મળી શકતું નથી તથા એ મૂલ્ય દુઃખનું જ મૂલ્ય છે એ વાર્તા માતાનો અંતરંગ થઇને

કાળીપદ હમેશા જેમ જેમ સમજવા લાગ્યો તેમ તેમ તે જોતજો-તામાં અંદરથી મ્હોટો થવા લાગ્યો, સર્વ કાર્યોમાં ધીમે ધીમે તે તેની માતાનો જમણો હાથ થઈ ગયો સંસારનો ભાર ઉપાડી લેવાનો છે, તેને વધારવાનો નથી એ વાત ઉપદેશ સિવાય પણ તેના લોહી સાથે ભળી ગઈ

જીવનનો ભાર સ્વીકારવા માટે પોતાને તૈયાર થવું પડશે એ વાત યાદ કરી કાળીપદ ઘણી મહેનતથી અભ્યાસ કરવા લાગ્યો આવતી પરીક્ષામાં પસાર થઈ તેણે જ્યારે છાત્રવૃત્તિ મેળવી ત્યારે ભવાનીચરણે વિચાર્યું, હવે વિશેષ અભ્યાસ કરાવવાની જરૂર નથી— હવે તે ભલે કામકાજમાં ગુંથાઈ જાય '

કાળીપદે માતા પાસે જઈને કહ્યું—" કલકત્તે જઈને અભ્યાસ કર્યા સિવાય હું મનુષ્ય થઈ શકીશ નહિ "

માતાએ કહ્યું—" ત્હારું કહેવું ખરું છે કલકત્તે જવું જ પડશે "

કાળીપદ—મ્હારે માટે કાંઇ ખરચ કરવું પડશે નહિ હું છાત્રવૃત્તિમાંથી જ ચલાવી લઈશ તથા બીજું કામકાજ પણ શોધી કાઢીશ "

ભવાનીચરણને રાજી કરાવતા ઘણું કષ્ટ વેઠવું પડ્યું સંભા-ળવા જેવી વિષય સંપત્તિ કાંઇ નથી એમ કહેવાથી ભવાનીચરણ-ને ઘણું દુઃખ થાય તેમ હોવાથી રાસમણિને એ યુક્તિ દબાવી દેવી પડી તેણે કહ્યું – કાળીપદે શિક્ષિત મનુષ્ય થવું જ જોઇએ " પરંતુ ચૌધરી કુટુંબના વંશજો શાનિયાડી બહાર ગયા સિવાય જ આજ સુધી મનુષ્ય થયા હતા વિદેશનો તેઓ યમપુરી જેટલો ભય રાખતા હતા

કાળીપદ જેવા બાળકને એકલો કલકત્તા મોકલવાનો વિચાર સુદ્ધા કેવી રીતે કોના મસ્તકમા ઉપજી શકે છે એ ભવાનીચરણ સમજી શકયો નહિ અને ગામના મુખ્ય બુદ્ધિશાળી પુરૂષ બગલાચરણે પણ રાસમણિના મતમા મત આપ્યો તેણે કહ્યુ—" એક દિવસે કાળીપદ વકીલ થઇને પેલુ વીલ ચોરાયાનો બદલો લેશે—એવુ તેના ભાગ્યમા જ લખાયલુ છે—તેથી તેને કોઇ કલકત્તે જતો અટકાવી શકશે નહિ "

આ શબ્દો સાભળવામા આવતા ભવાનીચરણને ઘણી સાત્વના મળી એક લૂગડામા બાધેલા સઘળા જુના કાગળપત્રો બ્હાર કાઢી વીલની ચોરી સબધી તે કાળીપદની સાથે વારવાર આલોચના કરવા લાગ્યો હમણા માતાના મત્રીનુ કાર્ય કાળીપદ ઘણી વિચક્ષણતાથી ચલાવતો હતો, પરતુ પિતાની મત્રણાના સબધમા તેને જોર મળ્યુ નહિ પોતાના કુટુબના પ્રાચીન અન્યાય સબધી તેના મનમા જોઇએ એટલી ઉત્તેજના નહોતી, છતા તેણે પિતાની હામા હા ભણ્યા કરી સીતાનો ઉદ્ધાર કરવા માટે વીરશ્રેષ્ઠ રામ જેવી રીતે લકા ગયા હતા તેવી જ રીતે વીલનો ઉદ્ધાર કરવા માટે કાળીપદ કલકત્તે જાય છે એમ ભવાનીચરણે વિચાર્યુ આ કેવળ પરીક્ષા પસાર કરવાનુ કામ નહોતુ—ઘરની લક્ષ્મીને પાછી ઘરમા લાવવાનુ કામ હતુ

કાળીપદ કલકત્તે જવાનો હતો તેને આગલે દિવસે રાસમણિએ તેના ગળામા એક રક્ષાકવચ પહેરાવી દીધુ તથા તેના હાથમા એક પચાસ રૂપિઆની નોટ આપી કહ્યુ—" આ નોટ ત્હારી પાસે રાખજે, આપદ વિપદમા કામ આવશે " સસારખરચમાથી મહા કષ્ટે બચાવેલી આ નોટને જ કાળીપદે યથાર્થ પવિત્ર કવચ તરીકે સમજીને લીધી આ નોટનુ માતાના આશીર્વાદની માફક તે હમ્મેશા રક્ષણ કરશે—કદાપિ તે ખરચશે નહિ એવો તેણે પોતાના મનમા સકલ્પ કર્યો.

( ૩ )

હવે ભવાનીચરણને મુખે વીલ ચોરાયાની વાત પ્રથમની માફક સાંભળવામાં આવતી નહોતી હવે તેની આલોચનાનો વિષય કેવળ કાળીપદ હતો તેની વાત કહેવા માટે હવે તે આખા ફળીઆમાં ફર્યા કરતો હતો, કાળીપદનો પત્ર મળતાં દરેક ઘેર તે વાંચી સંભળાવવા માટે આંખો ઉપરથી ચશ્માં ઉતારતો નહોતો કોઈ દિવસ તે કલકત્તે ગયેલો નહિ હોવાથી કલકત્તાનું ગૌરવ વિચારી તેની કલ્પના અત્યંત ઉત્તેજિત બની ગઈ 'અમારો કાળીપદ કલકત્તામાં ભણે છે તથા કલકત્તાની કોઈ પણ ખબર તેનાથી છુપી નથી હુગલીની નજીક ગંગા ઉપર બીજો એક પુલ બંધાય છે એ સઘળી મ્હોટી ખબરો તેની પાસે તદ્દન ઘરની ખબર જેવી છે! સાંભળ્યું કે ભાઈ! ગંગા ઉપર બીજો એક પુલ બંધાય છે—આજે જ કાળીપદનો પત્ર મળ્યો છે—તેમાં બધી ખબર લખી છે!' આમ કહી બેસીને, ચસમાં ઉતારી તેના કાચ બરાબર સાફ કરી આવેલો પત્ર ઘણે ધીમેથી તેણે પાડોશીને અથેતિ વાંચી સંભળાવ્યો અને કહ્યું, "જોયું ભાઈ! જેમ જેમ વખત જશે તેમ તેમ શું થશે એ કાંઈ નક્કી નથી અંતે ધુળવાળા પગે ગંગા ઉપર થઈને કુતરાં અને શિયાળ સુદ્ધાં બીજી પાર જશે! કળિમાં આટલું બધું બન્યું!' ગંગાના માહાત્મ્યનો આવી રીતે ખર્વ થાય એ શોચનીય પ્રકાર હતો, પરંતુ કાળીપદે તેને કળિકાળના વિજયની આવી એક મહાભારત ખબર લખી જણાવી છે તથા ગામના તદ્દન અજ્ઞ માણસો એ ખબર તેના કલ્યાણથી જાણી શક્યા છે એ આનંદથી તે વર્તમાન યુગમાં જીવની અસીમ દુર્ગતિની દુશ્ચિંતા પણ અનાયાસ ભૂલી શક્યો જે કોઈ મળ્યું તેની પાસે માથું હલાવી તેણે કહ્યું —' હું સ્પષ્ટ કહું છું કે, ગંગા હવે વિશેષ દિવસ નથી!" તે સાથે મનમાં ને મનમાં તેણે એવી આશા રાખી કે, ગંગા જ્યારે જતી રહેવાની તૈયારી કરશે ત્યારે એ ખબર સર્વથી પ્રથમ કાળીપદના પત્રમાંથી જ મળી આવશે

પેની તરફ કલકત્તામા કાળીપદ મહાકષ્ટે પારકાઓના ઘરમા રહી, છોકરા ભણાવી તથા રાત્રે નામુ લખીને પોતાના અભ્યાસને આગળ વધારવા લાગ્યો કોઈ પણ રીતે એન્ટ્રેન્સની પરીક્ષા પસાર કરીને પુન તેણે શિષ્યવૃત્તિ મેળવી આ આશ્ચર્યજનક બનાવ બન્યો એટલે ગામના સઘળા માણસોને જમાડવા માટે ભવાનીચરણ વ્યાકુળ બની ગયો તેણે વિચાર્યુ કે, નૌકા લગભગ કિનારે આવી પહોચી છે હવે પાછળથી ઉદાર હાથે ખરચ કરી શકાય તેમ છે પણ ગામ તરફથી પૂરેપૂરી કાંઈ ઉત્સાહ નહિ મળવાથી આમંત્રણભોજન બધ રહ્યુ.

કાળીપદે હવે કૉલેજની પાસે એક બોર્ડિંગમા આશ્રય લીધો બોર્ડિંગના અધિકારીએ તેની નીચેના ભાગમા આવેલી એક અંધારી ઓરડીમા રહેવાની અનુમતિ આપી હતી કાળીપદ જે વિદ્યાર્થીને ભણાવતો હતો ત્યા તેને બન્ને વખત ભોજન મળતુ હતુ અને બોર્ડિંગની આ અધકારમય પડતર ઓરડીમા તેનો નિવાસ હતો એ સ્થળે સર્વથી મ્હોટી અગવડતા એ હતી કે એ ઓરડીમા કાળીપદનો કોઈ સહચર નહોતો એ અગવડતાને લીધે વાયુનો તદ્દન અભાવ હોવા છતા કાળીપદ નિર્વિઘ્ને પોતાનો અભ્યાસ કરી શકતો હતો ગમે તેમ હો સગવડ અગવડનો વિચાર કરવા જેવી કાળીપદની સ્થિતિ નહોતી

એ બોર્ડિંગમા જેઓ ભાડુ આપી રહેતા હતા, વિશેષત જેઓ બીજા મજલાના ઉચ્ચલોકમા રહેતા હતા તેમની સાથે કાળીપદનો બિલકુલ સબધ નહોતો, પરતુ સબધ નહિ હોવા છતા સઘાતમાથી રક્ષણ કરી શકાતુ નથી ઉચ્ચના વજ્રાઘાત નીચાને માટે કેટલા બધા પ્રાણઘાતક હોય છે એ સમજતા કાળીપદને વિલબ લાગ્યો નહિ

એ બોર્ડિંગના ઉચ્ચલોકમા જે ઈંદ્રના સિહાસનનો અધિકારી હતો તેનો પરિચય કરાવવાની જરૂર છે તેનુ નામ શૈલેન્દ્ર હતુ તે મ્હોટા માણસનો છોકરો હતો કૉલેજમા ભણતી વખતે બોર્ડિંગમા

રહેવાની તેને માટે જરૂર નહિ હોવા છતા તે બોર્ડિંગમા રહેવાનુ જ પસંદ કરતો હતો તેના બૃહત્ કુટુંબમાથી થોડા આત્મીય સ્ત્રી પુરુષોને તેડાવી કલકત્તામા એક મકાન ભાડે રાખી રહેવા માટે ઘેરથી તેને લખ્યુ હતુ પરંતુ તે કોઇ રીતે તેમ કરવા રાજી થયો નહોતો.

તેણે એવુ કારણ દર્શાવ્યુ હતુ કે, ઘરના માણસોની સાથે રહેવાથી તે બરાબર અભ્યાસ કરી શકશે નહિ, પણ ખરુ કારણ એ નહોતુ શૈલેન્દ્રને માણસ જાતિની સોબત ઘણી ગમતી હતી, પરંતુ સગાઓની સોબતમા મુશ્કેલી એ હોય છે કે, કેવળ તેમની સોબત મેળવીને જ છુટકારો થતો નથી—તેઓમાથી કેટલાકનો ભય પણ રાખવો પડે છે આમ હોવાથી શૈલેન્દ્ર માટે સર્વથી ઉત્તમ જગ્યા બોર્ડિંગ હતી એ સ્થળે ઘણા માણસો હોવા છતા કોઇનો કોઇના ઉપર કાઇ અધિકાર નહોતો તેઓ જતા આવતા હતા—હસીને વાત કરતા હતા તેઓ નદીના જળ જેવા હતા, કેવળ વહીને ચાલ્યા જતા હતા, પણ કોઈ સ્થળે બિલકુલ છિદ્ર રાખતા નહોતા

શૈલેન્દ્રની એવી ધારણા હતી કે જેને લોક સારો કહે છે, સહુ ય કહે છે તેવો જ પોતે છે સર્વ જાણે છે કે આ ધારણાની મ્હોટી સગવડ સારા થવાને માટે કાંઇ પ્રયત્ન ન કરવો એ છે અહંકાર હાથી ઘોડા જેવી વસ્તુ નથી તેને ઘણા થોડા ખરચે અને વિના ખોરાકે ઘણી મ્હોટી કરી રાખી શકાય છે

કિન્તુ શૈલેન્દ્રમા ખરચ કરવાની શક્તિ અને પ્રવૃત્તિ હતી તેથી પોતાના અહંકારને તે સંપૂર્ણ વિના ખરચે ચરી ખાવા દેતો નહિ મૂલ્યવાન ખોરાકથી તેણે તેને સુસજ્જિત કરી રાખ્યો હતો

વસ્તુત શૈલેન્દ્રના મનમા દયા ઘણી હતી લોકોનુ દુ ખ દૂર કરવાનુ તેને ખરેખર ગમતુ હતુ, પરંતુ તે એટલુ બધુ ગમતુ હતુ કે, જો કદાચ કોઈ પોતાનુ દુ ખ દૂર કરવા તેને શરણે આવતુ નહિ તો તેને તે દુ ખ દીધા સિવાય છોડતો નહિ તેની દયા જ્યારે નિર્દય થઈ જતી ત્યારે ઘણો ભયંકર આકાર ધારણ કરતી હતી

બોર્ડિંગના વિદ્યાર્થીઓ તથા માણસોને નાટક દેખાડવા, મિજબાનીઓ આપવી, રૂપિયા ઉછીના આપવા તથા એ વાતને સર્વદા યાદ નહિ રાખવી એ કાર્યો શૈલેન્દ્રથી વારવાર બનતા હતા નવો પરણેલો મુગ્ધ યુવક પૂજાની રજાઓમા ઘેર જતી વખતે કલકત્તાનું સઘળું દેવુ ચુકાવી જ્યારે કગાલ બની જતો ત્યારે તેને નવવધૂના મનનુ હરણ કરે એવો સાબુ, અત્તર, વિલાયતી કપડાનુ પોલકુ વગેરે મેળવવા માટે વિશેષ ચિતા કરવી પડતી નહિ શૈલેન્દ્રની સુરુચિ ઉપર સપૂર્ણ વિશ્વાસ રાખી તે કહેતો કે, 'ભાઇ! પસદગી તો તમારે જ કરવી પડશે' પછી દુકાનમા શૈલેન્દ્રને સાથે લઈ જઈ પોતે તદ્દન સસ્તી કિમ્મતની વસ્તુ પસદ કરતો એટલે શૈલેન્દ્ર તેનો તિરસ્કાર કરી 'વાહ વાહ! તુ તો ગાજરપારેખ છે,!' કહીને ઘણી મૂલ્યવાન્ વિલાસી વસ્તુ પસદ કરતો હતો દુકાનદાર હસીને કહેતો કે, 'આ ખરા પરીક્ષક છે!' વસ્તુ ખરીદવા આવેલો યુવક કિમ્મતની વાત સાભળી મુખ વિમર્ષ કરતો એટલે કિમ્મત ચુકાવી આપવાનો સામાન્ય ભાર શૈલેન્દ્ર ઉપાડી લેતો—બીજા પક્ષની પુષ્કળ આપત્તિ તરફ પણ તે કાન દેતો નહિ

આવી રીતે જે સ્થળે શૈલેન્દ્ર હતો તે સ્થળે એ ચારે તરફનો સર્વનો ગર વિષયમા આશ્રય સ્વરૂપ બની ગયો હતો જો કોઈ તેના આશ્રયનો સ્વીકાર કરતુ નહિ તો તેની ઉદ્ધતાઇ શૈલેન્દ્ર સહન કરી શકતો નહિ. લોકોનુ હિત કરવાનો તેનો શોખ આટલો બધો પ્રબળ હતો!

બીચારો કાળીપદ નીચેની ભેજવાળી અવડ વાયુશૂન્ય ઓરડીમા મલિન શેતરજી ઉપર બેસી, એક ફાટેલુ પહેરણુ પહેરી ચોપડીના પૃષ્ઠ ઉપર આખો રાખી કમરમાથી હાલતા હાલતા અભ્યાસ કરતો હતો કોઈ પણ પ્રકારે સ્કૉલરશિપ મેળવવાનો તેણે નિશ્ચય કર્યો હતો.

કલકત્તે આવતા પૂર્વે માતાએ તેને સોગદ આપીને કહ્યુ હતુ કે, તે મ્હોટા ઘરના છોકરાઓની સાથે મળી જઇને ઉચ્છૃખલ બની

જાય નહિ કેવળ માતાના આદેશ તરફથી જ નહિ, પણ પોતાને જે ગરીબાઈમાં રહેવું પડતું હતું તેથી તે મ્હોટા ઘરના છોકરાઓ સાથે મળી શકે એ અસંભવ હતું. તે કદાપિ શૈલેન્દ્ર પાસે ઉપસ્થિત થયો નહોતો તથા તે એમ જાણતો પણ હતો કે, શૈલેન્દ્રનું મન મળતાં તેની હમ્મેશાની ઘણી હરકતો ક્ષણ કાળમાં જ દૂર થઈ જાય તેમ હતી, છતાં કોણ જાણે કે શાથી ગમે તેવા સંકટ પ્રસંગે પણ તેની કૃપા મેળવવાની ઇચ્છા કાળીપદના અંતરમાં ઉત્પન્ન થતી નહોતી. તે પોતાનો અભાવ લઇ પોતાની દરિદ્રતાના એકાન્ત અંધકારમાં છુપાઈ જઈને રહેતો હતો.

કાળીપદ ગરીબ થઇને દૂર રહે એ અહંકાર શૈલેન્દ્ર કોઇ પણ રીતે સહન કરી શક્યો નહિ. તે ઉપરાંત ઓરડા પોષાક સંબંધીની કાળીપદની દરિદ્રતા ઘણી દૃષ્ટિકટુ હતી. તેના અત્યંત દીનહીન કપડાંલત્તાં તથા બિછાનું વગેરે મેડા ઉપર ચઢતાં જ્યારે નજરે પડતું ત્યારે તે એક અપરાધ હોય એમ લાગતું હતું. તે ઉપરાંત કાળીપદના કંઠમાં તાવીજ ઝૂલતું હતું અને બન્ને વખત તે યથાવિધિ આન્હિક કરતો હતો. તેનું આ સઘળું અદ્ભુત ગામડીઆપણું ઉપરના મંડળ માટે ઘણું હાસ્યકર થઈ ગયું હતું. શૈલેન્દ્રના પક્ષના એક બે માણસોએ આ એકાંતવાસી સરળ બાળકના રહસ્યનો સ્ફોટ કરવા માટે બે ચાર દિવસ સુધી તેની પાસે આવજા કરી. પરંતુ આ મુખ-બાળકનું મુખ તેઓ ઉઘાડી શક્યા નહિ. તેની ઓરડીમાં વિશેષ સમય સુધી બેસવું સ્વાસ્થ્યકર અને સુખકર નહિ હોવાથી એ લોકોને તેનો પીછો છોડી ભાગી જવું પડ્યું.

એક દિવસે ભોજનની મિજબાનીમાં આ અકિંચનને બોલાવવાથી તે અવશ્ય કૃતાર્થ થશે એમ વિચારી અનુગ્રહ કરીને તેને નિમંત્રણ મોકલવામાં આવ્યું. ઉત્તરમાં કાળીપદે જણાવ્યું કે, ભોજનની સામગ્રી સહ્ય કરવાની તેનામાં શક્તિ નથી, તેનો અભ્યાસ ભિન્ન પ્રકારનો છે. આ પ્રત્યાખ્યાનથી શૈલેન્દ્રને તથા તેના મિત્રમંડળને ઘણો ક્રોધ ઉપજ્યો.

થોડા દિવસ સુધી કાળીપદની ઓરડી ઉપર એવી ધમાધમનો અવાજ અને જોરશોરથી ગાનતાન ચાલ્યુ કે, જેથી અભ્યાસ કરવાનુ કામ તેને માટે તદ્દન અસંભવ બની ગયુ દિવસને વખતે તે ગોળદિઘિમા એક વૃક્ષની છાયા નીચે બેસી અભ્યાસ કરતો હતો અને થોડી રાત્રિ હોય એવા વખતે શય્યાનો ત્યાગ કરી દીપક સળગાવીને તે પોતાની ઓરડીમા ભણતો હતો

કલકત્તાના આહાર તથા વાસસ્થાનના દુ ખથી તેમજ વિશેષ પરિશ્રમથી કાળીપદને માથાના દુખાવાનો રોગ લાગુ પડ્યો કેટલીક વખતે તો એ રોગ એટલો બધો પ્રબળ થઇ જતો હતો કે, ત્રણ ચાર દિવસ સુધી કાળીપદને શય્યાવશ રહેવુ પડતુ હતુ તે ખાત્રીપૂર્વક જાણતો હતો કે, એ વાતની પિતાને ખબર પડશે તો તેઓ પોતાને કલકત્તામા રહેવા દેશે નહિ એટલુ જ નહિ પણ કદાચ વ્યાકુળ બની જઈ તેઓ કલ ના દોડી આવશે ભવાનીચરણ એમ જાણતો હતો કે, કલકત્તામ કાળીપદ એટલા બધા સુખમા છે કે, ગામડાના અજ્ઞ લોકો એ સુખની કલ્પના પણ કરી શકે તેમ નથી. ગામડામા વામચારો જેવી રીતે આપોઆપ ઉત્પન્ન થાય છે તેવી જ રીતે કલકત્તામા સર્વ પ્રકારના આરામના સાધનો સ્વાભાવિક રીતે જ ઉત્પન્ન થાય છે વળી એ આરામના સાધનોનો સર્વ ઉપયોગ ભોગવી શકે છે એવી ભવાનીચરણની ધારણા હતી કાળીપદે પિતાની એ ભૂલને કદાપિ ભાગી નહોતી બીમારીના અત્યત કષ્ટના વખતે પણ એકકે દિવસ પિતાને પત્ર લખતા તે ચુકયો નહોતો, પરતુ આવી પીડાને દિવસે શૈલેન્દ્રનુ મડળ જ્યારે ગરબડ કરી મૂકી ભૂતનુ કાણ્ડ કરતુ ત્યારે કાળીપદના કષ્ટની સીમા રહેતી નહિ તે કેવળ બિછાનામા પાસુ ફેરવ્યા કરતો હતો તથા જનશૂન્ય ઓરડીમા પડી રહી માતાનુ તેમજ પિતાનુ સ્મરણ કર્યા કરતો હતો દરિદ્રતાનુ અપમાન અને દુ ખ આવી રીતે જેમ જેમ તે વિશેષ ભોગવતો તેમ તેમ તેમાથી પિતા માતાની મુક્તિ કરવાની તેની પ્રતિજ્ઞા વિશેષ દૃઢ થતી હતી

કાળીપદે પોતાને અત્યંત સંકુચિત કરી સર્વના લક્ષ્યથી ખસડી નાખવાનો પ્રયત્ન કર્યો પરંતુ તેથી ઉત્પાત ઓછો થયો નહિ કોઇ દિવસે તે પોતાના ચીનાબજારના જુના સસ્તા જોડામાથી એક ગુમ થયેલો અને તને સ્થળે એક અતિ ઉત્તમ વિલાયતી બુટ ઉપસ્થિત થયેલો જોતા એવા વિસદૃશ જોડા પહેરી કૉલેજમા જવુ અસભવ હતુ આ વિષયની કાંઇ ફરિયાદ નહિ કરતા વિલાયતી બૂટ ઓરડી બહાર મકી દઇ જોડા સુધારનાર મોચી પાસેથી હલકી કિમ્મતના જોડા ખરીદી પોતાનુ કામ ચલાવવા લાગ્યો એક દિવસે ઉપરથી એક છોકરાએ એકાએક કાળીપદ પાસે આવી પૂછ્યુ —' આપ ભૂલથી મ્હારી રૂમમાથી મ્હારી સિગારેટની કેસ લઇ આવ્યા છો કે ' ઘણી શોધ કરવા છતા કેમ જડતી નથી આ જુઓ, કેસ અહીજ છે ' આમ કહી એ છોકરો ઓરડીના એક ખુણામાથી એક મૂલ્યવાન્ સિગારેટ કેસ ઉપાડી લઈ કાંઈ બોલ્યા સિવાય ઉપર ચાલ્યા ગયા

કાળીપદે મનમા ને મનમા એવો નિશ્ચય કર્યો કે, " આવતી પરીક્ષામા જો મારી સ્કાલરશિપ મળશે તો આ બોર્ડિંગનો ત્યાગ કરી જઇશ "

બોર્ડિંગના છોકરાઓ મળીને દર વર્ષે ધામધુમથી સરસ્વતીની પૂજા કરતા હતા તેના ખરચનો મુખ્ય ભાર શૈલેન્દ્ર વેઠતો હતો, પરંતુ સઘળા છોકરાઓ તેમા પૈસા ભરતા હતા ગયે વર્ષે તદ્દન અવજ્ઞા કરીને કાળીપદની પાસે કોઇ પૈસા લેવા આવ્યુ નહોતુ આ વર્ષે કેવળ તેને વિરક્ત કરવાના હેતુથી જ ઉઘરાણીની ચોપડી લાવી તેની પાસે ધરવામા આવી જે મડળ પાસેથી કાળીપદે કોઇ પણ દિવસે મદદ લીધી નહોતી, જેમના રોજના આમોદ પ્રમોદના અનુષ્ઠાનોમા ભળવાના સૌભાગ્યનો તેણે તદ્દન અસ્વીકાર કર્યો હતો તેઓ જ્યારે કાળીપદ પાસે પૈસાની મદદ લેવા આવ્યા ત્યારે કોણ-

જાણે કે શો વિચાર કરીને તેણે પાચ રૂપિયા આપ્યા એ અમે જાણતા નથી

કાળીપદના દારિદ્ર્યની કૃપણતાથી આજ સુધી સર્વેએ તેનો તિરસ્કાર કર્યો હતો પરતુ આજનુ તેનુ પાચ રૂપિયાનુ દાન એ મડળ માટે સર્વથા અસહ્ય થઈ પડ્યુ એ મડળે વિચાર્યું, "એના સ્થિતિ કેવી છે એ આપણાથી અજાણ્યુ નથી, છતા તે આટલી બડાઈ શા માટે કર છે ' એ બધાને હલકા પાડવાને ઇચ્છતો હોય એમ લાગે છે !

સરસ્વતીપૂજા ઘણી ધામધુમથી થઈ—કાળીપદે જે પાચ રૂપિયા આપ્યા હતા તે ન આપ્યા હોત તો પણ કાઈ બગડી જાત નહિ, પરતુ કાળીપદને પોતાને માટે એમ કહેવાય તેમ નહોતુ પારકે ઘેર તેને ખાવુ પડતુ હતુ—હમ્મેશા વખતસર ખોરાક મળતો નહોતો, તે ઉપરાત ઘોડાના નોકરો તેના ભાગ્યવિધાતા હતા, તેથી સારા ખોટા અને ઓછા વત્તા સબધી કાઈ અપ્રિય સમાલોચના કર્યા સિવાય નાસ્તા માટે થોડા પૈસા તેને પોતાના હાથમા રાખવા પડતા હતા એ પસા તેણે સરસ્વતી દેવીની પૂજાના ઉપરોક્ત પ્રસગમા આપી દીધા હતા

કાળીપદના માથાનો રોગ વધી ગયો આ વખતે તે પરીક્ષામા જો કે નપાસ તો ન થયો, પરતુ તેને સ્કૉલરશિપ મળી નહિ અભ્યાસના સમયને સકુચિત કરી હવે તેને બીજુ એક ટ્યુશન શોધી કાઢવુ પડ્યુ તેમજ પુષ્કળ ઉપદ્રવ હોવા છતા વગર ભાડાના રહેઠાણનો ત્યાગ તે કરી શક્યો નહિ

ઉપરને મજલે રહેનાર વિદ્યાર્થીઓએ એવી આશા રાખી હતી કે આ વખતે રજાઓ ખુલતા કાળીપદ એ બોર્ડિંગમા નહિ જ આવ, પરતુ યથા સમયે તેની નીચેની ઓરડીનુ તાળુ ઉઘડી ગયુ ધોતીઆ ઉપર જુનો ચાઈના કોટ પહેરી કાળીપદે ઓરડીમા પ્રવેશ

કર્યો—તથા એક મેલા કપડામા બાધેલુ મ્હોટુ પોટલુ તેમજ ટ્રક નીચે ઉતારી શિયાલદેહનો મજુર ઘણા વાદ પ્રતિવાદ પછી મજુરી લઇ ચાલ્યો ગયો પેલા પોટલાના ગર્ભમા કેરીનો મુરબ્બો, ચોરીઆ વગેરે ભિન્ન ભિન્ન પ્રકારના મુખરોચક પદાર્થ રાસમણિએ જાતે તૈયાર કરી બાધી આપ્યા હતા કાળીપદ જાણતો હતો કે, તેની ગેરહાજરીમા ઉપરનુ મડળ તેની ઓરડીમા પ્રવેશ કરતુ હતુ કાળીપદને બીજી કાઇ ચિતા નહોતી કેવળ તેના માતપિતાના સ્નેહનુ કાઇ પણ ચિન્હ એ વિદૂષકાગીઓની નજરે પડે એજ તેને ઘણો સકોચ હતો તેની માતાએ જે ખાવાની વસ્તુઓ આ-પી હતી તે તેને માટે અમૃત હતી પરતુ એ સઘળી વસ્તુઓ તેના દરિદ્ર ગ્રામ્ય ઘરની હતી વળી એ વસ્તુઓ કાદવની બરણી-મા ભરેલી હતી તેમા શહેરનુ ઐશ્વર્ય સુચવતુ એકકે લક્ષણ નહોતુ એ કાચની કે ચીનાઇ માટીની બરણીઓ નહોતી, આમ છતા પોતાને મળેલી સ્નેહસામગ્રીને શહેરનો કોઇ છોકરો તિરસ્કારની નજરથી જુએ એ કાળીપદને માટે તદ્દન અસહ્ય હતુ પહેલા તે આવી મુખ્ય વસ્તુઓને ખાટલા નીચે—જુના પેપરોની નીચે છુપાવી રાખતો હતો પરતુ આ વખતે તેણે તાળાકુચીનો આશ્રય લીધો તે જ્યારે પાચ મિનિટ માટે પણ ઘરની બ્હાર જતો ત્યારે તાળુ વાસીને જતો હતો

સર્વની આખે આ પ્રકાર ખુચ્યો શૈલેન્દ્રે કહ્યુ "વાહ ! પુષ્કળ ધનરત્ન છે ! જે ઓરડીમા પ્રવેશ કરતા ચોરની આખોમા આસુ ભરાઇ આવે તેમ છે એ ઓરડીને વારવાર તાળુ વાસવામા આવે છે—એકદમ બીજી બૅંક ઑફ બેગાલ બની ગઈ હોય એમ જણાય છે આપણા-માથી કોઇનો પણ વિશ્વાસ નથી પાછો એના જુના પુરાણા જુઘવા-રોઆ ચાઈના કોટનો લોભ આપણા મનમા ઉત્પન્ન થવાનો એને ભય રહે છે અરે રાધેદાસ ! એને એક સારો નવો કોટ આપ્યા સિવાય કોઇ પણ રીતે ચાલે તેમ નથી હમ્મેશા તેનો એ એકનો એક કોટ જોતા હુ ઘણો વિરક્ત બની ગયો છુ "

શૈલેન્દ્રે કોઇ પણ દિવસે કાળીપદની એ અવડ, ભેજવાળી ભાંગીતુટી ઓરડીમાં પ્રવેશ કર્યો નહોતો. દાદર ઉપરથી ઉપર ચઢતી વખતે બ્હારથી નજર કરતાં જ તેનું સર્વ શરીર સંકુચિત થઇ જતું હતું. વિશેષે કરીને તે જ્યારે સંધ્યાકાળે એક ક્ષીણ તેજવાળા દીપક પાસે વાયુશૂન્ય ઓરડીમાં કાળીપદને ઉઘાડે શરીરે બેસી ચોપડી લઈ અભ્યાસ કરતો જોતો હતો ત્યારે તેનો પ્રાણ હાંફી ઉઠતો હતો. પોતાના મંડળીને શૈલેન્દ્રે કહ્યું—"આ વખતે કાળીપદ ક્યાં ગાજરનો લઈ આવ્યો છે એ તમે શોધી કાઢો." આ કૌતુકમાં સર્વએ ઉત્સાહ દર્શાવ્યો.

કાળીપદની ઓરડીનું તાળું સામાન્ય મૂલ્યનું હતું. તેનો નિષેધ પ્રબળ નહોતો—મુખ્યત્વે કરીને મળતી કુંચીઓથી એ તાળું ઉઘડતું હતું. એક દિવસે સંધ્યાકાળે કાળીપદ જ્યારે ટ્યુશન આપવા ગયો હતો ત્યારે બે ઘણા આમોદપ્રિય છોકરાએ હસતાં હસતાં તાળું ઉઘાડી, એક ફાનસ સાથે એ ઓરડીમાં પ્રવેશ કર્યો. ખાટલાની નીચેથી મુરબ્બો, ચીરીઆ, ચટણી વગેરે પદાર્થોના વાસણો તેમણે શોધી કાઢયા. પરંતુ એ ઘણી હિમ્મતની છુપાવી રાખવા જેવી સામગ્રી હોય એમ તેમને લાગ્યું નહિ.

શોધતાં શોધતાં ઓશીકા નીચેથી રીંગ સહિત એક કુંચી મળી આવી. એ કુંચીથી ટીનની પેટી ઉઘાડતાં તેમાં કેટલાક જુના લૂગડાં, ચોપડીઓ, છરી, હૉલ્ડર વગેરે જોવામાં આવ્યું. પેટી બંધ કરી તેઓ ચાલ્યા જવાની તૈયારી કરતા હતા એવામાં સઘળાં લુગડાંઓના નીચેથી રૂમાલથી બાંધેલો એક પદાર્થ બ્હાર આવ્યો. રૂમાલ છોડતાં અંદરથી એક પડીકું નીકળ્યું. એ પડીકાના ત્રણ ચાર કાગળો ઉકેલી નાખ્યા પછી તેમાંથી એક પચાસ રૂપિયાની નોટ નીકળી.

આ નોટ નજરે પડતાં કોઇ પોતાનું હસવું રોકી શક્યો નહિ. હા હા કરી તેઓ મ્હોટેથી હસી પડ્યા. આ નોટ માટે જ કાળીપદ વારવાર ઓરડીને તાળું વાસે છે—પૃથ્વીના કોઇ પણ લોકનો તે વિશ્વાસ રાખતો નથી એવો જ સર્વેએ નિશ્ચય કર્યો. કાળીપદની

કૃપણના અને નિઃસ્પૃહ પ્રકૃતિથી શૈલેન્દ્ર અને તેના કૃપાપ્રસાદના અભિલાષી સહચરો વિસ્મિત બની ગયા

એવામા થોડ દૂરથી કાળીપદના જેવી ખાસીનો અવાજ ન ભળાયો તત્કાળ પેટી બધ કરી દઇ, પેની નોટ હાથમા રાખી જ તે પા ઉપર જતા રહ્યા

શૈલેન્દ્ર એ નોટ જોઇને ઘણુ હસ્યો પચાસ રૂપિયાની રકમ શૈલેન્દ્ર પાસે કાઇ હિસાબમા નહોતી, પરતુ આટના રૂપિયા કાળીપદની પેટીમા હશે એવુ તેનો વ્યવહાર જોઇને કોઇ અનુમાન કરી શકે તેમ નહોતુ તે ઉપરાત કાળીપદ આવી એક નોટ માટે કેટલો બધો સાવધાન હતો ! એ રૂપિયા ગુમ થઇ જવાથી અદ્ભુત સ્વભાવનો કાળીપદ શુ કરે છે એ જોવાનો સહુએ નિશ્ચય કર્યો

રાતના નવ વાગ્યે ટ્યુશન આપીને થાકયો પાકયો કાળીપદ પોતાની ઓરડીમા આવ્યો એ વખતે તેનુ માથુ ફાટી જતુ હોવાથી ઓરડીની સ્થિતિ તરફ તેણે લક્ષ્ય આપ્યુ નહિ પોતાના માથાનુ દર્દ હવે પાછુ થોડા દિવસ સુધી ચાલુ રહેશે એમ તે સમજી ગયા હતો

બીજે દિવસે કપડા બ્હાર કાઢવા માટે પાટલા નીચેથી તેણે ટીનની પેટી ખેચી જોઇ તો તે ખુલ્લી માલૂમ પડી જો કે કાળીપદ સ્વભાવત અસાવધ નહોતો, છતા પોતે તાળુ વાસવુ ભૂલી ગયો હશે એવો જ વિચાર તેના મનમા ઉપજ્યો કારણ કે, જો કદાચ ઓરડીમા ચોર આવ્યો હોત તો ઓરડીના પ્રવેશદ્વારને તાળુ વાસેલુ હોત નહિ એમ તેને લાગ્યુ

પેટી ઉઘાડી જોતા પોતાના લુગડાલત્તા ઉલટસુલટ થઇ ગયેલા જણાયા. કાળીપદનુ હૃદય સ્થિર થઈ ગયુ ઝડપથી સઘળી વસ્તુઓ બ્હાર કાઢી જોઇ તો માતાએ આપેલી પેલી પચાસ રૂપિયાની

નોટ તેની નજરે પડી નહિ કાગળો અને ચૂગડાલત્તા ઉંધાં છત્તા થઈ ગયેલા હતા કાળીપદ વારવાર બળપૂર્વક એ લૂગડા ખંખેરવા લાગ્યો, પરતુ નોટ બ્હાર નીકળી નહિ બીજી તરફથી ઉપરને મજલે રહેતા વિદ્યાર્થીઓમાથી એકેક ગચ્છે જણુ વારવાર નીચે ઉતરચઢ કરી કાળીપદની ઓરડી તરફ તીક્ષ્ણ દૃષ્ટિ ફેકવા લાગ્યા મેડા ઉપર અટ્ટહાસ્યનો ફુવ્વારો ખુલી ગયો

જ્યારે નોટની બિલ્કુલ આશા રહી નહિ તેમજ મસ્તકના દર્દથી કપડાલત્તા ફેદવાની શક્તિ રહી નહિ ત્યારે કાળીપદ મૃતદેહની માફક બિછાનામા પડી રહ્યો એ તેની માતાના ઘણા દુખની નોટ હતી જીવનના કેટલા બધા પ્રસંગોને કઠિન યત્રમા દબાવીને દરરોજ થોડુ થોડુ બચાવીને તેણે એ નોટ સચિત કરી હતી! એક વખતે તે એ દુખનો કોઈ ઇતિહાસ જાણતો નહોતો, એ વખતે તેણે કેવળ પોતાની માતાનો ભાર વધાર્યો હતો અને જે દિવસે માતાએ તેને પોતાના દુખનો સગી બનાવી દીધો અને તેણે જે ગૌરવ અનુભવ્યુ એવા ગૌરવનો અનુભવ તેણે કદાપિ કર્યો નહોતો કાળીપદને પોતાના જીવનમા સહુથી મહાન જે આશીર્વાદ મળ્યો હતો તેની પૂર્ણતા એ નોટમા હતી તેની માતાના અતલસ્પર્શ સ્નેહસમુદ્રનુ મથન કરેલા અમૂલ્ય દુખના ઉપહારની ચોરી થઇ એ પ્રકાર કાળીપદને એક પૈશાચિક અભિશાપ જેવો લાગ્યો પાસેના દાદર ઉપરથી આજે વારવાર પગનાના અવાજ સભળાવા લાગ્યા. વગર કારણે આજે અવિરામ ચઢઉતર ચાલતી હતી અગ્નિ લાગવાથી ગામ બળી ભસ્મીભૂત થઈ જાય અને બરાબર તેની પાસેથી જ કૌતુકના કલકલ ધ્વનિથી નદી અવિરત વહી જાય એવો જ આ પ્રકાર હતો

મેડા ઉપરનુ અટ્ટહાસ્ય સાંભળી એક વખતે કાળીપદના મનમાં એવો વિચાર ઉપજ્યો કે, આ ચોરનું કામ નથી,—એક ક્ષણમા તે

સમજી શક્યો કે, શૈલેન્દ્રનુ મકરી કૌતુક કરીને તેની નોટ લઇ ગયુ છે જો ચોરે ચોરી કરી હોત તો કાળીપદના હૃદયને વિશેષ આઘાત થાત નહિ તેને એમ જ લાગ્યુ કે, જાણે ધનના મદથી ગર્વિત થઇ ગયેલા યુવકોએ તેની માતાના શરીર ઉપર હાથ ઉઠાવ્યા છે આટલા દિવસથી કાળીપદ બોર્ડિંગમા રહેતો હોવા છતા કદાપિ તે દાદર ચઢીને ઉપર ગયો નહોતો આજે અંતરના આવેગથી અને મસ્તકના દર્દની ઉત્તેજનાથી તેનુ મ્હો લાલચોળ બની ગયુ હતુ ફાટેલુ પહેરણ પહેરી, ખુલ્લા પગે તે આજે ઝડપથી દાદર ચઢી મેડા ઉપર ગયો

આજે રવિવાર હોવાથી કૉલેજમા જવાની ઉપાધિ નહોતી. મેડા ઉપર છજામા કોઈ વિદ્યાર્થી ખુરસીમા તો કોઇ આરામ-ખુરસીમા બેસી હાસ્યાલાપ કરતા હતા કાળીપદે તેમની પાસે ઉપસ્થિત થઈ ક્રોધગદ્‌ગદ સ્વરે કહ્યું–" આપી દ્યો—મ્હને મ્હારી નોટ આપી દ્યો ! "

જો તે નમ્રસ્વરે આમ બોલ્યો હોત તો તેનુ ફળ અવશ્ય ફળત, પરતુ તેની ઉન્મત્તના જેવી ક્રોધમૂર્તિ જોઈ શૈલેન્દ્ર ઘણો ઉત્તેજિત બની ગયો જો તેના ઘરનો દરવાન હાજર હોત તો તે અસભ્ય કાળીપદનો કાન પકડી તેને બ્હાર કઢાવી મૂકત સહુએ ઉઠી ઉભા થઈ એકડી ગર્જના કરી કહ્યુ –" શુ કહો છો ?—શાની નોટ ?"

કાળીપદ બોલ્યો –" મ્હારી પેટીમાથી તમે નોટ લઇ આવ્યા છો !"

" શુ તમે અમને ચોર કહો છો ? "

જો કાળીપદના હાથમા કાઇ હોત તો આ ક્ષણે જ તે ખૂના-ખુની કરી નાખત તેની સ્થિતિ જોઈ ચાર પાચ જણે મળી તેના હાથ પકડી રાખ્યા જાળમા સપડાયલા વાઘની માફક કાળીપદ ઘુરકવા લાગ્યો

આ અન્યાયને અટકાવવાની તેનામાં શક્તિ નહોતી—પ્રમાણુ નહોતું ગહુ તેના મદેહને ઉન્મત્તતા તરીકે ઉડાવી દે તમ હતુ જેમણે તેને મૃત્યુબાણુ માર્યું હતુ તેઓ તેની ઉદ્ધતાઈને અસહ્ય જણાવી ધણુ બબડવા લાગ્યા

કાળીપદની એ રાત્રિ કેવી રીતે પસાર થઈ તે કોઇ જાણી શક્યુ નહિ શૈલેન્દ્રે એક સો રૂપિયાની નોટ બ્હાર કાઢી કહ્યુ—" લ્યો આપો, એ કગાલને આ નોટ આપી આવો "

સહચરોએ કહ્યુ—" પ્રથમ એના ગવનો ખર્વ થવા દ્યો તે આપણી સહુની પ્રથમ લખી માફી માગશે ત્યાર પછી શુ કરવુ તેનો વિચાર થશે "

યથા સમયે સહુ સૂઈ રહેવા ગયા તથા કોઇને ઉઘતા પણુ વાર લાગી નહિ. સ્હવાર કાળીપદની વાત સહુ ભૂલી ગયા હતા તેની ઓરડીના દ્વાર બધ હોવાથી તે કાચ્ચ વકીલને બોલાવી તેની સલાહ લેતો હશે એમ ધારી બ્હાર કાન માડી જોયા અને જે કાઇ સાભળવામા આવ્યુ તેની સાથે કાયદાનો કે કોર્ટનો બિલકુલ સબધ નહોતો, અદરથી અસબધ પ્રલાપ સભળાતો હતો

એ વાતની શૈલેન્દ્રને ઉપર ખબર મળી શૈલેન્દ્ર નીચે ઉતરી કાળીપદની ઓરડીના દ્વાર પાસે ઉભો રહ્યો કાળીપદ શુ બકતો હતો તે બરાબર સમજી શકાતુ નહોતુ કેવળ ક્ષણે ક્ષણે તે ' બાપા ' ' બાપા ' કહીને બુમ પાડી ઉઠતો હતો

નોટના શોકથી કાળીપદ પાગલ બની ગયો છે એવો શૈલેન્દ્ર-ના મનમા ભય ઉપજવાથી તેણે બ્હારથી બે ત્રણુ વખત તેને હાક મારી, પરતુ અદરથી ઉત્તર મળ્યો નહિ. કેવળ કાળીપદનો બકવા સભળાવા લાગ્યો શૈલેન્દ્રે ફરીથી ઉચ્ચકંઠે કહ્યું—" કાળીપદ

બાબુ ! બારણા ઉઘાડો તમારી નોટ મળી આવી છે " આમ છતા બારણા ઉઘડયા નહિ કેવળ બકવાનો ગુંજનધ્વનિ સભળાયો

આ બનાવ આવુ રૂપ લેશે એવી શૈલેન્દ્રે કલ્પના પણ કરી નહોતી પોતાના મુખેથી પોતાના અનુચરો પાસે તેણે પશ્ચાત્તાપના વચન ઉચ્ચાર્યા નહિ પણ તેનુ મન અંદરથી વીંધાઈ જવા લાગ્યું તેણે કહ્યુ —" બારણા ભાગી નાખો " કોઇએ સલાહ આપી કે, " એ દીવાનો બની ગયો છે તેથી આપણને કાંઈ ઈજા ન કરી શકે એ માટે પ્રથમ પોલિસને બોલાવવાની જરૂર છે '

શૈલેન્દ્રે કહ્યુ —" પોલિસની કાંઈ જરૂર નથી એક જણ જઇને જલ્દી અનાદિ ડૉકટરને બોલાવી લાવો '

અનાદિ ડૉકટર નજીક જ રહેતા હતા તેમણે આવી બંધ બારણા પાસે કાન માંડી કહ્યુ —' આ તો ચિત્તવિકાર હોય એમ જ લાગે છે '

બારણા ભાગી અંદર જતા ખાટલા ઉપરનુ બિછાનુ અસ્ત-વ્યસ્ત થઈ ગયેલું જણાયુ કાળીપદ નીચે જમીન ઉપર પડયો હતો, તે શુદ્ધિમા નહોતો તે આળોટતો હતો, હાથ પગ હલાવતો હતો અને પ્રલાપ બકતો હતો તેની લાલચોળ બની ગયેલી બન્ને આંખો ઉઘાડી હતી. તેના મુખમાથી જાણે કે લોહી નીકળતુ હતુ

ડૉકટરે પાસે બેસી ઘણા સમય સુધી તેની પરીક્ષા કરી શૈલે-ન્દ્રને પૂછ્યુ —" એનુ સગુ વ્હાલુ કોઇ છે કે ?"

શૈલેન્દ્રનું મ્હો ઉતરી ગયુ તેણે ભયભીત બની જઇ પૂછ્યુ — "કેમ, શુ કામ છે ?"

ડાકટરે ગંભીર થઇને કહ્યું —" લક્ષણ સારા નથી, પ્રથમથી ખબર આપવી સારી. "

શૈલેન્દ્રે કહ્યું,—"એની સાથે મ્હારો વિશેષ પરિચય નથી. એના સગા વ્હાલાં સબંધી હું કાંઈ જાણતો નથી. હું, એ માટે તપાસ કરીશ, પણ ત્યાં સુધી શું કરવાની જરૂર છે?"

ડૉક્ટરે કહ્યું,—"રોગીને હમણાં જ મેડા ઉપરના કોઇ સારા ઓરડામાં લઇ જવાની જરૂર છે વળી રાત્રિ દિવસ તેની સેવા ચાકરી ઉત્તમ પ્રકારે થાય એવી વ્યવસ્થા પણ થવી જોઇએ"

શૈલેન્દ્ર રોગીને પોતાના જ ઓરડામાં લઇ ગયો. પોતાના સહચરોને ભીડ કરવાનો નિષેધ કરી વિદાય કરી દીધા પછી કાળીપદના માથા ઉપર આઇસબૅગ મૂકી તે પોતે તેને પંખો હલાવવા લાગ્યો

પ્રથમથી જ કહ્યું છે કે, આ બોર્ડિંગનું મેડા ઉપર રહેતું મંડળ પોતાના માતાપિતાનો કોઈ પણ પ્રકારે તિરસ્કાર કરે નહિ તથા અવજ્ઞાની નજરથી જુએ નહિ એ હેતુથી કાળીપદે તેનાથી પિતામાતાનો પરિચય છુપાવી રાખ્યો હતો તે તેમના નામ ઉપર જે કાગળપત્રો લખતો હતો તે સાવધાનતાથી પોષ્ટમાં નાખી આવતો હતો તથા પોષ્ટઑફિસને ઠેકાણે જ તેના કાગળપત્રો આવતા હતા. હમ્મેશા તે જાતે જઇને પોતાના કાગળપત્રો લઈ આવતો હતો.

કાળીપદના ઘરની ખબર મેળવવા માટે ફરી એક વખત તેની પેટી ઉઘાડવી પડી તેની પેટીમાં કાગળપત્રોના બે બંડલ હતા પ્રત્યેક બંડલ યત્નપૂર્વક દોરીથી બાંધેલું હતું એક બંડલમાં તેની માતાના પત્રો હતા અને બીજા બંડલમાં તેના પિતાના પત્રો હતા. માતાના પત્રોની સંખ્યા થોડી હતી—પિતાના પત્રોની સંખ્યા વિશેષ હતી

એ પત્રો લઈ, બારણું બંધ કરી રોગીના બિછાના પાસે બેસી શૈલેન્દ્ર તે વાંચવા લાગ્યો પત્રમાંનું ઠેકાણું વાંચીને તે એકદમ ચમકી

ઉઠ્યો. શનિવાડી, ચાધરીવાડી, ૭ આની ! નીચે ભવાનીચરણ દેવશર્માનું નામ દેખાયું !

પત્રો બાજૂએ મૂકી દઈ શૈલેન્દ્ર કાળીપદના મ્હો તરફ જોઈ રહ્યો. થોડા દિવસ પૂર્વે તેના સહચરોમાંથી એક જણે એમ કહ્યું હતું કે, તેના મ્હો સાથે કાળીપદનું મ્હો મળતું આવે છે એ વાત સાંભળવી શૈલેન્દ્રને ગમી નહોતી તથા તેના બીજા બધા સહચરોએ એ વાતને ઉડાવી દીધી હતી એ વાત ખોટી નહોતી એમ આજે તે સમજી શક્યો તેના પિતામહના શ્યામાચરણ અને ભવાનીચરણ નામના બે ભાઈ હતા એ તે જાણતો હતો તે પછીના ઇતિહાસની તેને ઘેર કદાપિ ચર્ચા થઇ નહોતી ભવાનીચરણનો કાળીપદ નામનો પુત્ર છે એ વાત તે જાણતો જ નહોતો આ કાળીપદ જ તેનો કાકો હતો !

શૈલેન્દ્રને હવે યાદ આવ્યું કે, તેની પિતામહી-શ્યામાચરણની સ્ત્રી જ્યાં સુધી જીવતી હતી ત્યાં સુધી તે ઘણા સ્નેહથી ભવાની-ચરણની વાત કહેતી હતી ભવાનીચરણનું નામ દેતા તેના બન્ને નેત્રોમાં જળ ભરાઈ આવતું હતું ભવાનીચરણ તેનો દિયર હોવા છતાં તેના પુત્ર કરતા ઉમ્મરે ન્હાનો હતો તેણે તેને પોતાના પુત્રની માફક જ ઉછેરીને મ્હોટો કર્યો હતો વૈષયિક વિપ્લવથી તેઓ જ્યારે સ્વતંત્ર થઈ ગયા ત્યારે ભવાનીચરણની ખબર મેળવવાને માટે તે ઘણી ચિંતાતુર રહેતી હતી તેણે વારવાર તેના પુત્રોને કહ્યું હતું કે ' ભવાનીચરણ તદ્દન સાદો, ભોળો સરળ, અભણ માણસ હોવાથી તમે તેને ઠગ્યો છે મ્હારા શ્વસુર તેના ઉપર એટલો બધો પ્રેમ રાખતા હતા કે, તેઓ એને વિષયસંપત્તિથી વંચિત્ર કરી જાય એ વાત ઉપર હું સહજ પણ વિશ્વાસ મૂકી શકતી નથી ' તેના પુત્રો આવા વચન સાંભળી ઘણા વિરક્ત બની જતા હતા તથા શૈલેન્દ્ર પોતે પણ તેની પિતામહી ઉપર ક્રોધ કરતો હતો એ વાત

હમણા તેને ઘા' આવી પિતામહી ભવાનીચરણના પક્ષનુ અવલબન કરતી હોવાથી ભવાનીચરણ ઉપર સુદ્ધા તે ક્રોધ કરતો હતો હમણા ભવાનીચરણ આવી દારિદ્રાવસ્થામા હશે એવી કલ્પના સુદ્ધા તેને ઉપજી નહોતી કાળીપદની સ્થિતિ જોઇ સઘળી હકીકત તે સમજી શકયો તથા અસખ્ય પ્રલોભનો હોવા છતા આજ સુધી કાળીપદ તેના અનુચરોની શ્રેણિમા ભળ્યો નહોતો તેથી તેણે ઘણુ ગૌરવ અનુભવ્યુ જો કાળીપદ એ શ્રેણિમા ભળ્યો હોત તો આજે તેની લજ્જાનો પાર રહેત નહિ

(૪)

શૈલેન્દ્રના પક્ષના માણસોએ આટલા દિવસ સુધી હમેશાં કાળીપદને ભિન્ન ભિન્ન પ્રકારનુ દુખ દઇ તેનુ અપમાન કર્યુ હતુ એ માણસોની વચ્ચે શૈલેન્દ્ર હવે તેના કાકાને રાખી શકયો નહિ ડૉકટરની સલાહ લઇ ઘણી સાવધાનતાથી તે તેને એક બીજા મકાનમા લઇ ગયો

શૈલેન્દ્રનો પત્ર મળતાની સાથે જ એક સોબતી લઇને ભવાનીચરણ કલકત્તા દોડી આવ્યો આવતી વખતે વ્યાકુળ બની જઇને રાસમણિએ પોતાનુ સઘળુ કષ્ટસચિત દ્રવ્ય સ્વામીના હાથમા આપી કહ્યુ — ' જોજો, કોઇ રીતની કમી ન થાય જો જરૂર જણાય તો મ્હને ખબર મોકલજો, એટલે હુ તરત આવીશ ' ચૌધરીવાડીની વહુને માટે કલકત્તા એકલા જવાની વાત એટલી અસગત હતી કે સવાદ મળતાની સાથે તે જઇ શકત નહિ તેણે રક્ષાકાળીની માનતા રાખી તથા ગ્રહાચાર્યને બોલાવી જપતપ કરાવવાની વ્યવસ્થા કરી આપી

કાળીપદની સ્થિતિ જોઇ ભવાનીચરણ કિકર્તવ્યવિમુઢ બની ગયો એ વખતે પણ કાળીપદ બરાબર શુદ્ધિમા નહોતો તેણે ભવાનીચરણને ' માસ્તર મહાશય ' કહીને બોલાવ્યો—તેથી તેની છાતી

ફાટી ગઈ કાળીપદ વચ્ચે વચ્ચે પ્રલાપમાં 'બાપા' 'બાપા' બોલી ઉઠતો હતો એવે વખતે ભવાનીચરણ તેનો હાથ પકડી તેના મ્હો પાસે મ્હો લઈ જઈ ઉચ્ચ સ્વરે કહેતો હતો કે, 'ભાઈ! જો હુ આવ્યો છુ' પરન્તુ પોતે તેને ઓળખ્યો હોય એવો ભાવ કાળીપદે દર્શાવ્યો નહિ

ડૉકટરે આવીને કહ્યુ —' પહેલા કરતા તાવ ઓછો છે હવે કદાચ તબિયત સુધરતી જશે!"

કાળીપદની તબિયત સુધરતી જશે નહિ એવી કલ્પના પણ ભવાનીચરણ કરી શક્યો નહિ વિશેષત તેના શૈશવકાળથી સર્વ મનુષ્યો એમ કહેતા આવ્યા હતા કે, કાળીપદ મ્હોટો થઈ અસાધ્ય કાર્ય સાધ્ય કરશે એ વાતને ભવાનીચરણ લોકમુખની વાત માની શક્યો નહોતો એ વિશ્વાસ તેનો મસ્કારગત થઇ ગયો હતો કાળીપદને બચવુ જ પડશે એવુ તેના ભાગ્યનુ લિખત હતુ

એ કારણથી જ ડૉકટર જેટલા અંશે સારુ કહેતો હતો તેના કરતા ઘણા અંશે સારુ ભવાનીચરણ સાભળતો હતો તથા રાસમણિને તે જે પત્ર લખતો તેમા આશકાનો એક પણ શબ્દ રહેતો નહિ

શૈલેન્દ્રના વ્યવહારથી ભવાનીચરણ ઘણુ આશ્ચર્ય પામ્યો એ તેનો પરમ આત્મીય નથી એવુ કોણ કહે? વિશેષે કરીને કલકત્તાનો સુશિક્ષિત સુસભ્ય યુવક થઇ તે પોતાના જેવા ગામડીઆ તરફ આટલી બધી ભક્તિ શ્રદ્ધા દર્શાવે એ ભવાનીચરણને નવાઈ જેવુ લાગ્યુ તેણે વિચાર્યું કે, કલકત્તાના છોકરાઓનો એવો સ્વભાવ જ હશે! અમારા ગામડાના છોકરાઓમા આવુ શિક્ષણ ક્યાથી હોય!

તાવ ઉતરવા લાગ્યો તથા કાળીપદ ક્રમે શુદ્ધિમા આવ્યો. પિતાને શય્યાની પાસે જોઇને તે ચમકી ઉઠ્યો તેણે વિચાર્યું કે, તેની કલકત્તાની સ્થિતિની હકીકત હવે તેના પિતાના જાણવામાં

આવી જશે. તે ઉપરાંત મ્હોટી ચિંતા એ હતી કે, તેના ગામડીઆ પિતા શહેરના છોકરાઓના પરિહાસનું પાત્ર થશે. ચોતરફ નજર કરતાં એ કયું ઘર છે એ તે સમજી શકયો નહિ તેણે વિચાર્યું: "હું આ સ્વપ્ન જોઉં છું કે શું?!"

એ વખતે વિશેષ ચિંતા કરવાની તેનામાં શક્તિ નહોતી તેને લાગ્યું કે, બીમારીની ખબર મળતાં તેના પિતા આવી તેને એક સારા મકાનમાં લઈ આવ્યા છે તેઓ કેવી રીતે લઈ આવ્યા, તેમનું ખરચ કેવી રીતે ચાલે છે, આટલું બધું ખરચ ચાલે તો પછી કેવું સંકટ ઉપસ્થિત થાય એ સઘળી વાતો વિચારવાનો તેને સમય નહોતો. હવે તેને બચીને રોગશય્યામાંથી ઉઠવું પડશે એ માટે જાણે કે સમસ્ત પૃથિવી ઉપર તેનો અધિકાર છે!

એક વખતે તેના પિતા જ્યારે ઘેર નહોતા ત્યારે શૈલેન્દ્ર એક પાત્રમાં થોડાં ફળ લઇ તેની પાસે ઉપસ્થિત થયો કાળીપદ અવાક્ બની જઇ તેના મ્હો તરફ જોઈ રહ્યો તેણે વિચાર્યું 'આ બના વમાં કાંઈ પરિહાસ છે કે!' પિતાનું તેના હાથમાંથી રક્ષણ કરવાનો વિચાર સહુથી પ્રથમ તેના મનમાં ઉપજ્યો.

શૈલેન્દ્રે ફળનું પાત્ર ટેબલ ઉપર મૂકી કાળીપદને પ્રણામ કરીને કહ્યું—"મ્હેં ગંભીર અપરાધ કર્યો છે, મ્હને ક્ષમા આપો"

કાળીપદ ચંચળ બની ગયો શૈલેન્દ્રનું મ્હોં જોઇને જ તે સમજી શકયો કે, તેના મનમાં બિલકુલ કપટતા નથી પ્રથમ કાળી-પદ જ્યારે બોર્ડિંગમાં આવ્યો હતો ત્યારે આ યૌવનની દીપ્તિથી ઉજ્વળ બનેલું સુંદર મ્હો જોઈ ઘણી વખત તે તેના તરફ આકર્ષાયો હતો, પરંતુ પોતાના દારિદ્ર્યના સંકોચથી તે કદાપિ તેની પાસે ગયો નહોતો જો કદાચ તે સરખી સ્થિતિનો માણસ હોત, જો કદાચ બંધુની માફક તેની પાસે જવાનો અધિકાર તેને માટે

સ્વાભાવિક થાત તો તે ઘણો ખુશી થાત, પરંતુ પરસ્પર અત્યંત પાસે હોવા છતાં વચ્ચેના અપાર વ્યવધાનને ઓળંગવાનો ઉપાય નહોતો. દાદર ઉપરથી, શૈલેન્દ્ર જ્યારે ચઢતો ઉતરતો હતો ત્યારે તેનાં મૂલ્યવાન કપડાંની સુગંધ કાળીપદની અંધકારપૂર્ણ ઓરડીમાં પ્રવેશ કરતી હતી. એ વખતે તે અભ્યાસ બંધ કરી એક વખત એ હાસ્ય-પ્રફુલ્લ ચિંતા–રેખાહીન તરુણ મુખ તરફ જોયા સિવાય રહી શકતો નહિ એ પ્રસંગે કેવળ ક્ષણ કાળને માટે તેની એ જરાજીર્ણ ઓરડીમાં દૂરના સૌંદર્યલોકની ઐશ્વર્યપૂર્ણ રશ્મિચ્છટા આવી પડતી હતી. ત્યાર પછી એ શૈલેન્દ્રનું જ નિર્દય તારુણ્ય કાળીપદ માટે કેવું સાંઘાતિક બની ગયું હતું એ સહુ જાણે છે આજે શૈલેન્દ્રે જ્યારે ફળનું પાત્ર બિછાનામાં તેની પાસે લાવી હાજર કર્યું ત્યારે ગાઢ નિશ્વાસ મૂકી એ સુંદર મુખ તરફ કાળીપદે ફરી એક વખત જોયું મુખેથી તે ક્ષમાની વાત ઉચ્ચારી શક્યો નહિ–ધીમે ધીમે તે ફળ લઇને ખાવા લાગ્યો, એથી જ જે બોલવાનું હતું તે બોલાઈ ગયું.

કાળીપદ હમ્મેશાં આશ્ચર્ય પામીને જોવા લાગ્યો કે, તેના ગામડીઆ પિતા સાથે શૈલેન્દ્રનો ઘણો સ્નેહ થઈ ગયો હતો શૈલેન્દ્ર તેમને મ્હોટા કાકા કહેતો હતો તથા પરસ્પરમાં ઠઠ્ઠામશ્કરી પણ ચાલતાં હતાં. એ બન્ને પક્ષના હાસ્યકૌતુકનું મુખ્ય લક્ષ્ય રાસમણિ હતી. આટલા કાળ પછી આ પરિહાસના દક્ષિણ વાયુથી ભવાનીચરણના મનમાં જાણે કે યૌવનસ્મૃતિનો પુલકસંચાર થવા લાગ્યો મ્હોટી કાકી રાસમણિએ પોતાને હાથે બનાવેલું અથાણું, ચટણી વગેરે સઘળું શૈલેન્દ્રે રોગીની ગેરહાજરીમાં ચોરી લઈ ખાધું હતું એ વાત આજે તેણે નિર્લજ્જ ભાવથી કબૂલ કરી ચોરીની ખબરથી કાળીપદના મનમાં ઘણો ગંભીર આનંદ થયો ! જો સહુ એ સામગ્રીનો આદર સમજી શકે તો વિશ્વના સઘળા માણસોને એ સામગ્રી

ખવડાવવાની તેની ઇચ્છા હતી કા ।‌ ા માટે આજે રોગની શય્યા આનંદસભા બની થઇ આજના જેવુ સુખ તેણે તેના જીવનમા થોડુ જ મેળવ્યુ હતુ આ વખતે પોતાની માતા હોત તો કેવુ સારુ એમ તેના મનમા થવા લાગ્યુ પોતાની માતા હાજર હોત તો તે આ કૌતુકપરાયણ સુદર યુવક ઉપર કેટલો બધો સ્નેહ કરત તેની તે કલ્પના કરવા લાગ્યો.

તેમની એ સભામા આનદના પ્રવાહમા વચ્ચ વચ્ચ બાધા કરે એવો કેવળ એક જ વિષય હતો કાળીપદના મનમા જાણે કે, દારિદ્ર્યનુ એક પ્રકારનુ અભિમાન હતુ—અમુક એક વખતે તેમનુ ઘણુ ઐશ્વર્ય હતુ એ વાતથી વૃથા ગર્વ કરતા તે ઘણો શર્માતો હતો 'અમે ગરીબ છીએ ' એ વાતને કોઇ પણ રીતે દબાવી દેવાને તે બિલકુલ રાજી નહોતો ભવાનીચરણ પણ કાઈ પોતાના ઐશ્વર્યની વાત ગર્વ કરીને કાઢતો નહોતો, પરતુ એ તેના સુખના અને યૌવનના દિવસ હતા વિશ્વાસઘાતક ઝમારની બીભત્સ મૂર્ત્તિ એ વખતે પકડાઈ નહોતી વિશેષત શ્યામાચરણની સ્ત્રી તેની પરમ સ્નેહશાલિની ભાભી રમાસુદરી જ્યારે તેમના સસારમા ગૃહિણી હતી ત્યારે એ લક્ષ્મીથી ભરેલા ભડારના ‌ા પાસે ઉભા રહી તેમણે સહુએ કેટલો બધો આદર અનુરાગ્યો હતો ! એ આથમતા સુખના દિવસ- ની સ્મૃતિની છટાથી જ ભવાનીચરણના જીવનની સધ્યા સુવર્ણ મડિત થઇ હતી પરતુ એ સઘળી સુખસ્મૃતિની વાત કરતા કરતા તેમા વચ્ચે વચ્ચે પીળી ચોરીની પેલી વાત આવતી હતી એ પ્રસગથી ભવાનીચરણ ઘણો ઉત્તેજિત બની જતો હતો. એ વીલ મળી આવશે એ માટે હજી પણ તેને બિલકુલ સદેહ નહોતો તેની સતી-સાધ્વી માતાની વાત કદાપિ વ્યર્થ નહિ જ થાય એવો તેને દઢ વિશ્વાસ હતો એ વાત નીકળતા જ કાળીપદ મનમા ને મનમા ઘણો અસ્થિર બની જતો હતો તે જાણતો હતો કે, એ

એના પિતાનું એક પ્રકારનું ગાંડપણ જ તેણે તેમજ તેની માતાએ એ ગાંડપણને થોડો આશ્રય પણ આપ્યો હતો, છતાં શૈલેન્દ્ર પાસે પિતાની એ દુર્બળતા દેખાઇ આવે એ તેને કોઈ રીતે સારું લાગતું નહોતું વળી બચપન તેણે તેના પિતાને કહ્યું હતું કે, 'પિતાજી! એ તમારો ખોટો વહેમ છે પરંતુ એવા તર્કથી ઉલટું ફળ આવતું હતું પોતાનો સંદેહ ખોટો નથી એવું સાબિત કરવા માટે ભવાની-ચરણ એ બચપનની દરેક વાતનું યથાસ્થિત વર્ણન કરતો હતો એવા વખતે કાળીપદ ઘણો યત્ન કરીને પણ પિતાને બોલતા અટ-કાવી શકતો નહોતો

વળી એ પ્રસંગ શૈલેન્દ્રને જરાય ગમતો નહોતો એ પણ કાળીપદ સારી રીતે જોઈ શક્યો હતો શૈલેન્દ્ર પણ જાણે કે ઉત્તે-જિત બની જઇને ભવાનીચરણની યુક્તિનું ખંડન કરવાનો પ્રયત્ન કરતો હતો બીજા સઘળા વિષયોમાં ભવાનીચરણ બીજાઓના મત માનવા તૈયાર હતો, પરંતુ આ વિષયમાં તે કોઇની પણ પાસે હાર માની શકતો નહોતો તેની માતા લખી વાંચી જાણતી હતી—તેણે પોતાને હાથે જ પિતાનું વીલ અને બીજો દસ્તાવેજ પેટીમાં મૂકી તીજોરીમાં મૂક્યા હતા, આમ છતાં તેની નજર આગળ જ્યારે પેટી ખોલવામાં આવી ત્યારે બીજો દસ્તાવેજ હતો તેમને તેમ હતો, પણ વિલ નહોતું એને ચોરી નહિ તો બીજું શું કહેવું? કાળીપદ ભવાનીચરણને ઠંડા પાડવા કહેતો કે, "એમ હોય તો પણ શું? જેઓ તમારા વિષયસંપત્તિ હમણાં ભોગવે છે તેઓ પણ તમારા સંતાન બરાબર જ છે એ તો તમારા ભત્રિજાઓ છે. એ સંપત્તિ તમારા પિતાના વંશમાં જ રહી છે એ શું ઓછા સુખની વાત છે કે?" શૈલેન્દ્ર આ સઘળી વાતો વિશેષ ક્ષણ સુધી સહન કરી શકતો નહોતો—તે એ સ્થળનો ત્યાગ કરી ચાલ્યો જતો હતો. કાળીપદ મનમાં દુઃખિત થઇને વિચારતો કે, શૈલેન્દ્ર તેના

પિતાને અર્થલોલુપ વિષયી સમજતો હશે, પણ તેના પિતાનામાં વૈષયિકતાની ગંધ નહોતી એ વાત શૈલેન્દ્રને સમજાવી શકાઈ હોત તો તેને ઘણો આરામ થાત

આટલા [illegible]માં કાળીપદ અને ભવાનીચરણને શૈલેન્દ્રે પોતાની ઓળખાણ જરૂર આપી હોત, પરંતુ આ વીલ ચોરીની ચર્ચાને લીધે જ તે પોતાની ઓળખાણ આપી શક્યો નહિ. તેના પિતા-પિતામહે વીલની ચોરી કરી છે એ વાત ઉપર વિશ્વાસ મૂકવાની તેની પ્રવૃત્તિ થઈ નહિ તેમજ ભવાનીચરણને પૈતૃક સંપત્તિના વ્યાજબી ભાગથી વંચિત કરવામાં એક પ્રકારનો નિષ્ઠુર અન્યાય છે એ વાતનો પણ તે કોઈ રીતે અસ્વીકાર કરી શક્યો નહિ. હવે એ પ્રસંગમાં કોઈ પણ પ્રકારનો તર્ક કરવાનું તેણે છોડી દીધું—ને તદ્દન ચુપ જ રહેવા લાગ્યો જો કોઈ સુયોગ મળતો તો એ પ્રસંગે તે ઉઠીને ચાલ્યો જતો.

હજી પણ સંધ્યાકાળે થોડો તાવ આવી કાળીપદનું માથું દુઃખતું હતું, પરંતુ તે તેને રોગ ગણતો જ નહોતો અભ્યાસ કરવા માટે તેનું મન ઉદ્વિગ્ન બની ગયું એક વખત તેની સ્કૉલરશિપ ચાલી ગઈ હતી—ફરીથી તેમ થાય તો ચાલે એમ નહોતું શૈલેન્દ્રથી છૂપી રીતે તેણે પાછો અભ્યાસ કરવા માંડ્યો—અભ્યાસ કરવા માટે ડૉક્ટરનો કઠોર નિષેધ હોવા છતાં તેણે એ નિષેધ તરફ ધ્યાન આપ્યું નહિ

ભવાનીચરણને કાળીપદે કહ્યું—"પિતાજી, તમે હવે ઘેર જાઓ, ત્યાં મ્હારાં બા એકલી છે હું [illegible] મને આરામ થઈ ગયો છે."

શૈલેન્દ્રે પણ કહ્યું—"હવે [illegible] જશો તો કાંઈ હરકત જેવું નથી હવે કાંઈ ચિંતા રાખવા જેવું [illegible]રણ દેખાતું નથી બે ચાર

દિવસમાં સંપૂર્ણ આરામ થઈ જશે વળી અમે અહીં સારવાર કરનાર તો છીએ ”

ભવાનીચરણે કહ્યું —“ એ હું સારી રીતે જાણું છું, કાળીપદ માટે ચિંતા કરવા જેવું કાંઈ જ નથી મ્હારે અત્રે આવવાનું પ્રયોજન નહોતું, છતાં મન કેવી રીતે માને ? ભાઈ ! તમારા મ્હોટા કાકી જે વખતે જે હઠ લઈ બેસે તે પૂરી કર્યા સિવાય ચાલે તેમ નથી ’

શૈલેન્દ્રે હસીને કહ્યું —“ કાકા ! આપે જ આદર કરીને મ્હારા મ્હોટા કાકીને હઠાગ્રહી બનાવી દીધા છે ”

ભવાનીચરણે હસીને કહ્યું —‘ ઠીક ભાઈ ઠીક, ઘેર જ્યારે ન્હાની વહૂ આવશે ત્યારે તમારી શાસનપ્રણાલી કેવો કઠોર આકાર ધારણ કરે છે એ જોવાશે ”

ભવાનીચરણ એકાન્ત ભાવથી રાસમણિની સેવાથી ઉછરેલો જીવ હતો કલકત્તાની ભિન્ન ભિન્ન પ્રકારની આરામની સામગ્રી રાસમણિના આદરનો અભાવ કોઈ રીતે પૂરી શકતી નહોતી, તેથી ઘેર જવા માટે ભવાનીચરણને વિશેષ આગ્રહ કરવો પડ્યો નહિ.

સ્હવારે સરસામાન બાંધી તૈયાર થયા પછી તે જ્યારે કાળીપદના ઓરડામાં ગયો તો તેણે તેની આંખો, મ્હો વગેરે ઘણુ લાલચોળ થઈ ગયેલું જોયું—તેનું શરીર અગ્નિના જેવું ગરમ હતું અર્ધ રાત્રિ સુધી તેણે લૉજિક મ્હોડે કર્યું હતું. મધ્યરાત્રિ પછી પણ તે બિલ્કુલ ઉંઘી શક્યો નહોતો

કાળીપદની દુર્બળતા દૂર થઈ નહોતી, તે ઉપરાંત રોગનું પુનઃપ્રબળ આક્રમણ જોઈને ડૉક્ટર ઘણા ચિંતાતુર બની ગયા શૈલેન્દ્રને એકાંતમાં લઈ જઈને તેમણે કહ્યું —“ આ વખતે તો સ્થિતિ સારી લાગતી નથી. ”

શૈલેન્દ્રે ભવાનીચરણને કહ્યું—" જુઓ કાકા! આપને અત્રે દુ ખ પડે છે અને રોગીની પણ બરાબર સેવા ચાકરી થતી હોય એમ લાગતુ નથી, તેથી જ હું કહુ છુ કે, વિલબ નહિ કરતા આપ મ્હારા મ્હોટા કાકીને અત્રે તેડાવો "

શૈલેન્દ્ર વાતને ગમે એટલી દબાવીને બોલ્યો તો પણ એક મ્હોટા ભયે આવી ભવાનીચરણના મનને ઘેરી લીધુ તેના હાથપગ થરથર કપવા લાગ્યા તેણે કહ્યુ —" તમને જેમ ઠીક લાગે તેમ કરો "

રાસમણિ પાસે પત્ર ગયો તે ઝડપથી બગલાચરણને સાથે લઇ કલકત્તા આવી પહોચી સધ્યા સમયે કલકત્તા આવી પહોચી તેણે થોડા કલાક માટે જ કાળીપદને જીવતો જોયો હતો વિકારની સ્થિતિમા તેણે રહી રહીને માતાને બોલાવી હતી—એ ધ્વનિ રાસમણિના હૃદયને વીધી રહ્યો

આ આઘાત સહન કરીને ભવાનીચરણ કેવી રીતે જીવતો રહી શકશે એ ભયથી રાસમણિને પોતાનો શોક બરાબર દર્શાવવાનો અવસર મળ્યો નહિ—તેનો પુત્ર પુન તેના સ્વામીમા જઈ વિલીન થયો—સ્વામીમા વધેલો ભાર રાસમણિએ પોતાના વ્યથિત હૃદય ઉપર ઉચકી લીધો. તેના પ્રાણે કહ્યુ, ' હવે મ્હારાથી વેઠી શકાતું નથી !' છતા તેને વેઠવુ જ પડ્યુ

(૫)

ઘણી રાત વીતિ હતી ગભીર શોકની ક્લાન્તિથી ક્ષણ કાળ માટે રાસમણિ અચેતન થઈ ઉઘી ગઇ હતી, પરતુ ભવાની-ચરણને ઉઘ આવતી નહોતી થોડા સમય સુધી બિછાનામાં આળોટી છેવટે એક ગાઢ નિશ્વાસ મૂકી ' દયામય હરી ' બોલી તે ઉઠ્યો હતો કાળીપદ જ્યારે ગામની નિશાળમા ભણતો હતો, તે જ્યારે કલકત્તા ગયો નહોતો ત્યારે તે જે એક ખુણામા આવેલી ઓરડીમાં બેસી અભ્યાસ કરતો હતો એ ઓરડીમા, કપતા હાથે

દીવો લઈને ભવાનીચરણે પ્રવેશ કર્યો રાસમણિએ તૈયાર કરેલી કથા હજી ખાટલા ઉપર પાથરેલી હતી એ કથાને સાંધા ડાઘ પડેલા હતા મલિન દીવાલ ઉપર કોલસાથી દોરેલી ભૂમિતીની રેખાઓ દેખાતી હતી ખાટલાની એક બાજૂએ ખુણામા કેટલાક હાથથી બાંધેલા જુના કાગળો અને છિન્ન ભિન્ન થઈ ગયેલી રૉયલ રીડરનો ત્રીજો ભાગ આજે પણ પડ્યો રહ્યો હતો ન્હાની ઉમ્મરના કાળીપદના ન્હાના પગનો એક જોડો ઘરના ખુણામા પડી રહ્યો હતો આટલા દિવસ સુધી નજરે પડવા છતા તને કોઈએ જોયો નહોતો, આજે તે સહુથી મ્હોટો થઈને નજરે પડ્યો—જગતમા એવી કોઈ મહત્ સામગ્રી નહોતી કે જે આજે એ ન્હાના જોડાને છુપાવી શકે.

તાકામા દીવો મૂકી ભવાનીચરણ ખાટલા ઉપર બેઠા તેનાં શુષ્ક નેત્રોમા જળ આવ્યુ નહિ, પરંતુ તેની છાતીમા દર્દનુ કાર્ય થવા લાગ્યુ. જોઈતી સખ્યામા નિશ્વાસ લેતા તેના હૃદયનુ પિંજર જાણે કે ફાટી જવા લાગ્યુ ઓરડાની પૂર્વ દિશા તરફ આવેલુ દ્વાર ઉઘાડી, કઠેરો પકડી તે બ્હાર જોઈ રહ્યો

રાત્રિ અધકારમયી હતી ટપ ટપ કરતી વૃષ્ટિ પડતી હતી– સ્હામે કપાઉન્ડથી ઘેરાયલા પડતર જમીન આવેલી હતી અભ્યાસ કરવાની ઓરડીની બરાબર સ્હામે આવેલી થોડી જમીનમા બાગ તૈયાર કરવાનો કાળીપદે પ્રયત્ન કર્યો હતો હજી પણ તેણે પોતાને હાથે રોપેલી ઝુમકાલતા વાસના મડપ ઉપર પુષ્કળ પલ્લવનો વિસ્તાર કરી સજીવ રહી હતી—તે ફુલોથી ભરાઇ ગઇ હતી

આજે બાળકે યત્નથી કરેલા એ બાગ તરફ જોઈને ભવાની-ચરણનો પ્રાણ જાણે કંઠે આવ્યો હવે કાંઈ આશા કરવા જેવુ નથી ઉનાળાની રજાઓમા, પૂજાની રજાઓમા કૉલેજ બધ થાય છે,

પરંતુ જો મારે તેનું દરિદ્ર ઘર ખાલી થઇ ગયું છે તે હવે કોઈ પણ દિવસે કોઈ પણ રસ્તામાં ઘેર પાછો આવે તેમ નથી એ મ્હારા ભાઇ રે!' કહીને ભવાનીચરણ એ ઠેકાણે જ નીચે બેસી પડ્યો કાળીપદ તેના પિતાનું દારિદ્ર્ય દૂર કરવા કલકત્તા ગયો હતો પરંતુ વિશ્વસ્ત આત્મા તે આ વૃદ્ધને કેવો નિરાધાર—કંગાલ બનાવીને ચાલ્યો ગયા! બ્હાર વૃષ્ટિ વિશેષ જોરથી થવા લાગી

એવા સમયે અંધકારમાં ઘાસપાન ઉપર કોઇના પગલાનો અવાજ સંભળાયો ભવાનીચરણનું હૃદય સ્તંભિત બની ગયું કોઈ પણ પ્રકારે જે આશા કરી શકાય નહિ તે આશાએ કરી બેઠો તેને એમ લાગ્યું કે કાળીપદ જાણે કે બાગ જોવા આવ્યો છે પરંતુ વૃષ્ટિ મુશળધારથી પડતી હોવાથી તે ભીંજાઈ જશે એવા અસંભવ ઉદ્વેગથી તેનું મન ચંચળ બની ગયું હતું એવામાં એક વ્યક્તિ કઠેરા બ્હાર તેના ઘર નજીક આવી ક્ષણ કાળ માટે ઉભી રહી એમથી તેણે મ્હો ઢાંકી બાંધેલું હોવાથી તેને ઓળખી શકવાનો ઉપાય નહોતો પરંતુ આવેલું માણસ કાળીપદ જેટલું ઉંચું જણાતું હતું 'આવ્યો કે ભાઈ?' બોલી ભવાનીચરણ ઝડપથી ઉઠી બારણાં ઉઘાડવા બ્હાર ગયો દ્વાર ઉઘાડી, બાગમાં આવી તે પેલા ઘર પાસે ઉપસ્થિત થયો ત્યાં કોઈ નહોતું! એ વરસાદમાં ભીંજાઇને આખા બાગ ફરી વળવા છતાં ભવાનીચરણ કોઇને જોઇ શક્યો નહિ એ ગંભીર રાત્રે અંધકારમાં ઉભા રહી ભગ્ન કંઠે એક વખત તેણે 'કાળીપદ' કહી હાક મારી, પણ કાંઇ ઉત્તર મળ્યો નહિ એ હાકથી નટુ ચાકર ગોવાળ ઘરમાંથી બ્હાર આવી ઘણું સમજાવીને વૃદ્ધને ઘરમાં લઈ ગયો

બીજે દિવસે સ્હવારે નટુએ ઘર સાફ કરતા જોયું કે કઠેરાની સ્હામે જ ઘરની અંદર પોટલીમાં બાંધેલું કાંઇ પડેલું છે તેણે તે લઇ જઇને ભવાનીચરણને આપ્યું. ભવાનીચરણે ઉઘાડી જોયું તો તે

કોઇ જુનો દસ્તાવેજ હોય એવું જણાયું. ચસમા બ્હાર કાઢી આંખે ચઢાવી થોડુ વાચી તે ઝડપથી રામમણિ પાસે ગયો તથા તેણે તેને એ કાગળ બતાવ્યો

રામમણિએ પૂછ્યુ —' આ શુ છે ? "

ભવાનીચરણે કહ્યુ — પેલુ વીલ '

રામમણિએ કહ્યુ —' કોણે આપ્યુ ' "

ભવાનીચરણે કહ્યુ — કાલે રાત્રે એ આવ્યો હતો—તે આપી ગયો છે

રામમણિએ પૂછ્યુ — એથી શુ થશે ' "

ભવાનીચરણે કહ્યુ —' હવે મ્હને એની કાંઈ જરૂર નથી." આમ કહી તેણે એ વીલ ફાડી નાખ્યુ — છિન્ન ભિન્ન કરી નાખ્યુ

આ સમાચાર જ્યાર ફળીઆમા ફેલાઇ ગયા ત્યારે બગલાચરણ માથુ હલાવી ગર્વથી બોલ્યો —" હુ નહોતો કહેતો કે, કાળીપદને હાથે જ વીલ પાછુ મળી આવશે ! "

રામચરણ મોદીએ કહ્યુ —' પણ મુરબ્બીભાઈ ! કાલે જ્યારે રાતની દશની ગાડી સ્ટેશને આવી પહોચી ત્યારે એક સુદર દેખાતા બાબુએ મ્હારી દુકાને આવી ચૌધરી કુટુબના મકાનનો રસ્તો મ્હને પુછ્યો હતો—મ્હે તેમને રસ્તો દેખાડ્યો હતો તેમના હાથમા મ્હે જાણે કે કાંઇ જોયુ હતુ—"

" અરે જાઓ જાઓ " કહીને બગલાચરણે એ વાતને ઉડાવી દીધી

# મુક્તિનો ઉપાય

( ૧ )

ફકીરચંદ બાલ્યાવસ્થાથી જ ગંભીર પ્રકૃતિનો હતો. વૃદ્ધ-સમાજમાં તે કદાપિ અયોગ્ય દેખાતો નહિ. શીતળ જળ, કઢી તથા હાસ્ય પરિહાસ તે કદાપિ સહન કરી શકતો નહિ. એક રીતે ગંભીર તો હતો જ. તેમાં વળી વર્ષનો ઘણો ખરો સમય મુખ-મંડળની ચારે તરફ કાળો ગલપટ્ટો વીંટી રાખતો હોવાથી તે ભયંકર ઉંચા વર્ગનો માણસ હોય એમ લાગતું. તે ઉપરાંત ઘણી ન્હાની ઉમ્મરમાં જ તેના ઓષ્ઠાધર અને ગંડસ્થળ પુષ્કળ દાઢી મુછોથી ઢંકાઇ જવાથી સમસ્ત મુખમાં હાસ્યવિકાસનું સહજ પણ સ્થાન અવશિષ્ટ રહ્યું નહોતું.

સ્ત્રી હૈમવતીની ઉમ્મર ન્હાની હતી તથા તેનું મન પાર્થિવ વિષયમાં સર્વાંશે નિવિષ્ટ હતું. તે બંકિમ બાબુની નવલકથા વાંચવા ઇચ્છતી તથા સ્વામીની બરાબર દેવતારૂપે પૂજા કરતાં તેને તૃપ્તિ થતી નહોતી. તેને થોડું હસવું ખેલવું ગમતું હતું તથા વિકસવાને ઉન્મુખ થએલું પુષ્પ જેવી રીતે વાયુના આન્દોલન અને પ્રભાતના પ્રકાશ માટે વ્યાકુળ થાય તેવી રીતે હૈમવતી પણ આ નવયૌવનના સમયે સ્વામી પાસેથી આદર તથા હાસ્યામોદની કાંઇક આશા રાખતી હતી, પરંતુ અવસર મળતાં સ્વામી તેને ભાગવત ભણાવતો હતો. સંધ્યાકાળે ભગવદ્‌ગીતા સંભળાવતો હતો તથા પત્નીની આધ્યાત્મિક ઉન્નતિ થાય એ હેતુથી વચ્ચે વચ્ચે તે તેને શાસન કરવા પણ ચુકતો નહિ. જે દિવસે હૈમવતીની શય્યાના ઉશિકા નીચેથી "કૃષ્ણકાન્તનું વીલ" બ્હાર નીકળ્યું તે દિવસે એ ચંચળ પ્રકૃતિની

યુવતીને આખી રાત રડાવી ફકીર સ્થિર થયો હતો નવનકથાનુ વાચન અને તેમા વળી પતિદેવતાની પ્રતારણાનો વિષય! ગમે તેમ હો પણ સતત આગ્રહ અનુદેશ, ઉપદેશ, ધર્મનીતિ તથા દડનીતિદ્વારા છેવટે હૈમવતીના મુખનુ હાસ્ય, મનનુ સુખ તથા યૌવનનો આવેગ સર્વાંશે દબાવી દેવામા સ્વામીદેવતાને સપૂર્ણ સફળતા મળી હતી

પરતુ અનાસક્ત માણસ માટે સસારમા પુષ્કળ વિઘ્ન હોય છે. યથાક્રમે ફકીરને એક પુત્ર પુત્રી થવાથી સસારબધન વધી ગયું. પિતાની તાડનાથી આવા ગભીર સ્વભાવના ફકીરને પણ નોકરી મેળવવા માટે [illegible] કચેરીએ જવુ પડયુ, પરતુ નોકરી મળે એવો સભવ [illegible] નહિ એમ થવાથી તેણે વિચાર્યું બુદ્ધદેવની માફક હુ સસારનો ત્યાગ કરીશ આવો વિચાર કરી એક દિવસે ગભીર રાત્રે ઘર છોડી બ્હાર નીકળી પડયો

( ૨ )

વચ્ચે થોડો ઇતિહાસ કહેવાની જરૂર છે નવગ્રામવાસી [illegible]-ચરણનો એક પુત્ર હોઇ તેનુ નામ માખનલાલ હતુ વિવાહ થયા પછી વિના વિલબે સતાનાદિ નહિ થવાથી પિતાના અનુરોધથી અને નવીનતાના લોભથી તેણે પુનર્વિવાહ કર્યો હતો બે વિવાહ થઇ ગયા પછી તેની બન્ને સ્ત્રીઓને સાત કન્યાઓ અને એક પુત્ર થયા હતો

માખન ઘણો શોખીન તથા ચપળ સ્વભાવનો માણસ હતો કોઇ પણ પ્રકારના ગભીર કર્તવ્યમા જોડાવા તે તદ્દન નારાજ હતો. એક રીતે બાળબચ્ચાનો ભાર તો હતો જ, તેમા વળી જ્યારે બન્ને કર્ણધાર બન્ને કાન આમળવા લાગ્યા ત્યારે તદ્દન અસહ્ય થઇને એક ગભીર રાત્રે તેણે ડુબકી મારી

---

* બગનવલકથાકારસમ્રાટ્ બકિમચદ્ર ચટ્ટોપાધ્યાયની એક અત્યંત લોકપ્રિય નવલકથા

ઘણા કાળથી તેનો પત્તો નહોતો કવચિત્ કવચિત્ એમ સાંભળવામા આવતુ હતુ કે, એક વિવાહથી કેવુ સુખ મળે છે તેની પરીક્ષા કરવા માટે તેણે કાશીમા જઇ છુપી રીતે ફરીથી બીજો એક વિવાહ કર્યો હતો એમ સાભળવામા આવતુ હતુ કે એ હતભાગ્ય થોડી શાન્તિ પણ મેળવી શકયો હતો કેવળ દેશમા આવવા માટે વચ્ચે વચ્ચે તેનુ મન ઉતાવળુ બની જતુ હતુ, પણ પકડાઇ જવાના ભયથી તે આવી શકતો નહોતો

( ૩ )

થોડા દિવસ સૂધી ફરતો ફરતો ઉદાસીન ફકીરચદ નવગ્રામમા ઉપસ્થિત થયો રસ્તાની બાજૂએ આવેલા એક વડના ઝાડ નીચે બેસી, નિશ્વાસ મૂકી તે બોલ્યો—" અહા ! વૈરાગ્યમેવાભય પુત્ર ધન, જન કોઈ કોઇનુ નથી **काते कान्ता कस्ते पुत्र ?"**
કહીને તે એક ગાન ગાવા લાગ્યો

' સાભળ સાભળ, અબોધ મન !
સાભળ સાધુની ઉક્તિ, શાથી છે મુક્તિ
એ જ સુયુક્તિ કર તુ ગ્રહણ !
ભવની શુક્તિ ભાગી કર તુ મુક્તિ–મુક્તા અન્વેષણ
અરે ઓ ભોળા મન, ભોળા મન રે ! '

એકાએક ગાન બધ થઇ ગયુ "પેલુ કોણ છે ! પિતાજીને પત્તો લાગ્યો હોય એમ જણાય છે ! અરરે ! એમ હશે તો સર્વનાશ થઇ જશે ! પુન તેઓ મસારના અધકૂપમા ખેચી જશે ! પલાયન કરી ગયા સિવાય હવે છુટકો નથી. '

( ૪ )

ફકીરે ઝડપથી નજીક આવેલા એક ઘરમા પ્રવેશ કર્યો ઘરનો ઘરડો માલિક ચુપકીદીથી બેસી તમાકુનુ સેવન કરતો હતો ફકીરને ઘરમા આવતો જોઈ તેણે પૂછ્યુ —" કોણ છો તમે ? "

ફકીર—મુરબ્બી, હું સન્યાસી છુ

વૃદ્ધ—સન્યાસી છો ! અજવાળામા આવો જોઇએ !

આમ કહી અજવાળામા તાણી લઇ ફકીરના મ્હો ઉપર નમી પડી ઘરડો માણસ મહા મુશિબતે જેવી રીતે પુસ્તક વાચે તેવી રીતે તે ફકીરના મુખનુ નિરીક્ષણ કરી કાઇ બડવા લાગ્યો

"આ તો મ્હારો માખનલાલ જ દેખાય છે ! બરાબર એ જ આખો અને એ જ નાક છે, કેવળ કપાળ બદલાઇ ગયુ છે તથા ચદ્ર જેવુ મ્હો દાઢી મુછોમા ઢકાઇ ગયુ છે !" આમ કહી વૃધ્ધે સ્નેહપૂર્વક ફકીરના દાઢીવાળા મુખ ઉપર એક વખત હાથ પસવારીને કહ્યુ —"ભાઈ માખન !"

વૃદ્ધનુ નામ પટીચરણ હતુ ફકીરચદે વિસ્મિત બની જઇને કહ્યુ —'મહાશય ! મ્હારુ નામ માખન નથી ! પહેલા મ્હારુ નામ ગમે તે હોય પરતુ હમણા ચિદાનદ સ્વામી છે આપની ઇચ્છા હોય તો આપ પરમાનદ પણ કહી શકશો '

પટીચરણ—ભાઇ ! તુ તને ચિદાનદ કહે કે પરમાનદ કહે; પણ તુ મ્હારો માખન જ છે એ હુ ભૂલી શકુ તેમ નથી ! ભાઇ ! શા દુખે તુ સસાર છોડી ચાલ્યો ગયો ? તને શી વાતની ખોટપ છે ? ત્હારે બે સ્ત્રી છે, મ્હોટી વહૂને ન ચ્હાતો હોય તો ન્હાની છે બાળબચ્ચાનુ પણ દુખ નથી, ત્હારે સાત કન્યા અને એક પુત્ર છે હુ ત્હારો ઘરડો બાપ કેટલા દિવસ સુધી જીવનો રહેવાનો છુ ? ત્હારો સસાર ત્હારો જ રહેશે !

ફકીરે વિશેષ વિસ્મિત બની જઈ કહ્યુ —"કેવો સર્વનાશ ! આ હકીકત સાભળતા પણ ભય ઉપજે છે !"

શુભ ક્ષણે ખરો પ્રકાર જાણવામા આવ્યો એટલે ફકીરે વિચાર્યું —"બે દિવસ સુધી વૃદ્ધને ત્યાં તેના પુત્ર તરીકે છુપાઇ

રહેવામા શુ નુકસાન છે ? પછી મ્હારા પિતા મ્હને શોધવામા નિરાશ થઈ ચાલ્યા જશે એટલે હુ પણ આ વૃદ્ધને ત્યાથી પલાયન કરી જઇશ ”

ફકીરને ચુપ થઇ ગયેલો જોઈ વૃદ્ધના મનમા સહજ પણ સશય રહ્યો નહિ હરિયા ચાકરને બોલાવી તેણે કહ્યુ —“ અરે હરિયા ! તુ સહુને ખબર આપી આવ કે મ્હારો માખન પાછો આવી પહોચ્યો છે. ”

૫ )

જોતજોતામા ઘણા માણસો ભરાઈ ગયા પાડોશના ઘણા ખરા માણસોએ કહ્યું —“ એ જ છે ” કોઇએ સદેહ પણ દર્શાવ્યો, પરતુ વિશ્વાસ કરવા માટે માણસો એટલા બધા વ્યગ્ર હતા કે, તેઓ વહેમી માણસો ઉપર ઘણા ક્રોધે ભરાયા તેઓ જાણે ઇચ્છાપૂર્વક જ રસભગ કરવા આવ્યા હોય એમ જ વિશ્વાસુ માણસોને લાગતુ હતુ

ફકીરના અતિ ભીષણ અટલ ગાભીર્ય તરફ નજર પણ કર્યા સિવાય પાડોશના માણસો તેને ઘેરી લઈ કહેવા લાગ્યા —“ અરે ! અમારા માખન તો આજે ઋષિ થયો છે, તપસ્વી થયો છે મોજ શોખમા ઘણા દિવસ વીતાડી આજે તે એકાએક મહામુનિ જમદગ્નિ બની ગયો છે ! ”

ઉન્નત ચિત્તવાળા ફકીરને આ શબ્દો ઘણા ખરાબ લાગ્યા પણ નિરુપાયે તેને તે સહન કરવા પડ્યા એકે તેના શરીર ઉપર આવી પડીને પૂછ્યુ —“ માખન ! ત્હે ત્હારા શરીરના કાળા રગને આવો ઉજ્વળ કેવી રીતે કર્યો ? ”

ફકીરે ઉત્તર આપ્યા —“ યોગનો અભ્યાસ કરીને ! ”

સહુએ કહ્યુ —“ યોગનો કેવો અદ્ભુત પ્રભાવ છે ! ”

એક વ્યક્તિ બોલી ઉઠી—"એમાં આશ્ચર્ય જેવું શું છે! શાસ્ત્રમાં લખ્યું છે કે, ભીમ જ્યારે હનુમાનનું પૂછડું ઉચકવા ગયો ત્યારે કોઈ પણ રીતે ઉચકી શક્યો નહિ એ કેવી રીતે બન્યું? યોગબળથી જ!'

આ વાત સહુને કબુલ કરવી પડી. છેવટે પત્નીચરણે આવી ફકીરને કહ્યું—'ભાઈ! એક વખત ઘરમાં જવાની જરૂર છે."

આ સભાવનાનો ફકીરના મસ્તકમાં ઉદય થયો નહોતો. તેના મસ્તક ઉપર જાણે કે વજ્રાઘાત થયો. ઘણા સમય સુધી ચુપ રહી પાડોશીઓનો પુષ્કળ ખોટો પરિહાસ વેઠી લઈને ફકીરે કહ્યું—'પિતાજી! હું સંન્યાસી થયો છું. હું અંતઃપુરમાં પ્રવેશ કરી શકીશ નહિ."

પત્નીચરણે પાડોશીઓને સંબોધી કહ્યું—'ત્યારે હવે તમારે સહુને વિદાય થવું પડશે. હું વહુઓને અત્રે જ તેડી લાવીશ. તેઓ ઘણી વ્યાકુળ બની ગઈ છે."

સઘળા માણસો ઉઠી ચાલ્યા ગયા. ફકીરે ત્યાંથી દોટ મૂકવાનો વિચાર કર્યો, પરંતુ રસ્તે નીકળતાં બ્હાર પાડોશના માણસો કૂતરાઓની માફક પોતાની પાછળ દોડશે એવી કલ્પના ઉપજતાં જ તેને નિસ્તબ્ધ ભાવથી બેસી રહેવું પડયું.

જેવો માખનલાલની બન્ને સ્ત્રીઓએ પ્રવેશ કર્યો કે તરત જ ફકીરે મસ્તક નમાવી તેમને પ્રણામ કરી કહ્યું—"માતાજી, હું તમારો બાળક છું!"

તરત જ ફકીરના નાકની સ્હામે એક કંકણુવાળો હાથ ખડ્ગની માફક ખેલી ગયો તથા એક કર્કશકંઠ સંભળાયો કે—"અરે ઓ અભાગી, તું કોને મા કહે છે?"

તે સાથે જ બીજો એક ઉચ્ચ સ્વર પાડોશને કંપાવી બોલી ઉઠયો —" આંખે દેખાતુ પણ નથી કે ? "

પોતાની સ્ત્રી તરફથી આવા શબ્દો સાભળવાનો ફકીરને અભ્યાસ નહોતો તેણે અત્યત વ્યગ્ર બની જઈ બન્ને હાથ જોડીને કહ્યુ — "તમારી સમજફેર થાય છે ! હુ આ અજવાળામા ઉભો રહુ છુ; મ્હને બરાબર લક્ષ્યપૂર્વક જુઓ ! "

પહેલી અને બીજી સ્ત્રીએ યથાક્રમે કહ્યુ —" અમે તો બહુ જોયુ છે ! જોઇ જોઇને આખોનુ તેજ ઘટી ગયુ છે તમે કાઈ ન્હાના બાળક નથી તથા આજે જ જન્મ્યા નથી તમારા આરભના દાત ઘણા વખતથી ભાગ્યા છે તમને જમ ભૂલી ગયા છે એટલે અમે પણ ભૂલી જઇશુ કે ?"

આવા પ્રકારનો દાપત્ય આલાપ કયા સુધી ચાલત એ અમે કહી શકતા નથી, કારણ ફકીર તદ્દન વાક્‌શક્તિરહિત થઇ નીચુ જોઇ ઉભો રહ્યો હતો એવામા રસ્તે ઘણો કોલાહલ સાભળી અને માણસો એકઠા થતા જોઇ ષષ્ઠીચરણે પ્રવેશ કર્યો. તેણે કહ્યુ —"આટલા દિવસ સુધી મ્હારુ ઘર નિસ્તબ્ધ હતુ સુ કે ચાનો અવાજ નહોતો. આજે બરાબર એમ લાગે છે કે, મ્હારો માખન પાછો આવ્યો છે!"

ફકીરે પોતાના બન્ને હાથ જોડી કહ્યું —" મહાશય ! આપની પુત્રવધૂઓના હાથમાથી મ્હારુ રક્ષણ કરો !"

ષષ્ઠીચરણ — ભાઇ ! તું ઘણે દિવસે આવેલો હોવાથી તને કંટાળો લાગે છે વહૂઓ ! તમે હમણા જાઓ ! ભાઇ માખન તો હવે અહી જ રહેશે, એને હું કોઇ પણ રીતે જવા દઇશ દઇશ નહિ "

બન્ને લલનાઓ વિદાય થઈ એટલે ફકીરે ષષ્ઠીચરણને કહ્યુ— " મહાશય ! આપનો પુત્ર શા માટે સસારનો ત્યાગ કરી ગયો છે

એનો હું સપૂર્ણ અનુભવ કરી ગયો છું મહાશય! આપને મ્હારા પ્રણામ છે, હું હવે જાઉં છું'

આ વખતે વૃદ્ધ એટલા મ્હોટા સાદે રડી પડ્યો કે પાડોશના માણસોને તો એમજ લાગ્યું કે, માખને તેના બાપને માર્યો છે તેઓ જેતજોતામાં દોડી આવ્યા અને આવી ફકીરને એમ સાફ જણાવી દીધું કે, અહીં આવી લુચ્ચાઇભરી તપસ્વીગીરી ચાલશે નહિ આગ માણસના છોકરાની માફક વખત પસાર કરવો પડશે. એક માણસ બોલી ઉઠ્યું —"આ તો પરમહંસ નહિ પણ પરમ-બદ છે!

ગાળી તો, લાઠી, મુક્કી અને ગળાબધના જોરથી ફકીરને આવા કુત્સિત વચનો કદાપિ સાંભળવા પડ્યા નહોતા ગમે તેમ પણ ફકીર પાછો પલાયન કરી જાય નહિ એ માટે પાડોશના માણસો ઘણા સાવધાન રહ્યા ખુદ જમીનદારે પહેરેગીરનો પક્ષ સ્વીકાર્યો

( ૭ )

ફકીરે એવો સખ્ત પહેરો જોયો કે, મૃત્યુ થયા સિવાય પોતાને બ્હાર જ કાઢવામાં નહિ આવે એમ તેને લાગ્યું તે એકલો ઘરમાં બેસી ગાન ગાવા લાગ્યો —

સાભળ સાધુની ઉક્તિ, ખરી છે મુક્તિ

એજ સુયુક્તિ કર તું ગ્રહણ'

કહેવાની જરૂર રહેતી નથી કે ગાનનો આધ્યાત્મિક અર્થ ઘણા અંશે ક્ષીણ થઇ ગયો હતો

આવી રીતે પણ ગમે તે પ્રકારે દિવસો પસાર થાત, પરંતુ માખનના આગમનના સમાચાર મળતા એક સાળો અને એક સાળી આવી પહોચ્યા

આવીને પ્રથમ તો તેઓ ફકીરની દાઢી મુછો ખેંચવા લાગ્યા તેમણે કહ્યું "આ તો ખરી નહિ પણ બનાવટી-દાઢી મુછો છે વેશ બદલવા માટે દાઢી મુછો ચોટાડી છે."

નાસિકા નીચેની મુછની ખેંચતાણ થવાથી ફકીરના જેવા અત્યંત મહત્ લોકને માટે પણ પોતાનુ માહાત્મ્ય સાચવવાનુ મુશ્કિલ થઇ પડતુ હતુ તે સિવાય કાન ઉપર પણ ઉપદ્રવ હતો, કેટલીક વખતે તેને આમળવામા આવતા હતા તથા કેટલીક વખતે એવી ભાષાનો ઉપયોગ કરવામાં આવતો હતો કે વગર આમળ્યે તે લાલ થઈ જતા હતા

ત્યાર પછી ફકીરને તે[illegible] એવા ગાયન ગાવાની આજ્ઞા કરવા લાગ્યા કે, આધુનિક મ્હોટા [illegible] નૂતન પંડિતો પણ એ ગાયનોને આધ્યાત્મિક કહી શકે નહિ

આહાર વખતે અને નિદ્રા[illegible] [illegible] પણ ફકીર ઉપર ઘણો ઉપદ્રવ થતો હતો ફકી[illegible] [illegible] તથા વળી વધીને કોઇ પણ રીતે ઉપદ્રવ કરના[illegible] [illegible] મનમા [illegible] [illegible] કરી શક્યો નહિ તે સર્વસાધારણ [illegible] [illegible] થવા લાગ્યો તે ઉપરાંત અંતઃપુરમાથી [illegible] [illegible] ઉચ્ચહાસ્ય વારંવાર સંભળાતુ હતુ એ હાસ્ય [illegible] એમ લાગતુ [illegible] તેથી ફકીરનુ મન બમણુ અધીર [illegible] થઈ જતુ હતુ

એ પરિચિત કંઠથી [illegible] અપરિચિત નથી એટલુ જ કહીશુ તો બસ થશે કે, [illegible] એક સંબંધથી હૈમવતીનો મામો થતો હતો વિવાહ પછી [illegible] જુદા રહીને માતાપિતા વિનાની હૈમવતી [illegible] [illegible] મામાને ઘેર આશ્રય સ્વીકારતી હતી ઘણા દિવસ પછી તે મામાને ઘેર આવી નેપથ્ય-માથી એક પરમ આશ્ચર્યજનક નાટકનુ દર્શન કરતી હતી એ વખતે હૈમવતીની સ્વાભાવિક [illegible] સાથે પ્રતિહિંસાની પ્રવૃત્તિનો

ઉદ્રેક થયો હતો કે નહિ એ ચરિત્રતત્વજ્ઞ પંડિતો જ નક્કી કરશે અમે એ નક્કી કરવા અશક્ત છીએ.

ઠઠ્ઠામશ્કરી કરનાર માણસો વચ્ચે વિશ્રામ લેતા હતા, પરંતુ સ્નેહી માણસોના હાથમાંથી મુક્તિ મેળવવાનું કામ કઠિન હતું માત્ર છોકરીઓ અને એક છોકરો ક્ષણ કાળ માટે ફકીરને છોડતા નાહ, પિતાનો સ્નેહ સંપાદન કરવાના કામમાં તેમની માતાઓએ તેમને નિયુક્ત કરી દીધા હતા વળી બન્ને માતાઓ વચ્ચે સહજ ઈર્ષ્યા દ્વેષ જેવું પણ હતું પોતાના સંતાન વિશેષ આદર મેળવે એવા પ્રયત્ન બન્ને જણીઓ કરતી હતી બન્ને જણીઓ પોતપોતાના સંતાનોને વિશેષ ઉત્તેજિત કરવા લાગી પિતાના ગળામાં બાઝી પડવું ખોળામાં બેસવું, મુખ ચુંબન કરવું વગેરે પ્રબળ સ્નેહકાર્યથી બન્ને પક્ષ એક બીજાને જીતવાનો પ્રયત્ન કરવા લાગ્યા

કહેવાની જરૂર નથી કે ફકીરનો સ્વભાવ ઘણો નિર્લિપ્ત હતો જો તેમ ન હોત તો નિશ્ચિતતાથી તે પોતાના સંતાનોનો ત્યાગ કરી આવી શકત નહિ શિશુઓ ભક્તિ કરવાનું જાણતા નથી, તેઓ સાધુત્વ આગળ નમ્ર થવાનું શીખેલા હોતા નથી અને એટલા માટે જ ફકીરનો શિશુજાતિ તરફ સહજ પણ અનુરાગ નહોતો કીટ પતંગની માફક તેમને દેહથી દૂર રાખવાનો તે પ્રયત્ન કરતો હતો. હમણાં તે ઘણો ખરો વખત શિશુપંગપાલથી આચ્છન્ન થઈ બર્જોઇમ અક્ષરાની ન્હાની મ્હોટી કુટનોટોથી ઘેરાયલા ઐતિહાસિક લેખની માફક શોભતો હતો તેમનામાં ઉમ્મરનો ઘણો ફર્ક હતો તથા તેઓ સર્વ ફકીરની સાથે ઉમ્મર લાયક સભ્ય જનોના જેવો વ્યવહાર ચલાવતા નહોતા ફકીરના નેત્રોમાં ઘણી વખતે અશ્રુનો સંચાર થતો હતો, એ આનંદાશ્રુઓ નહોતા

પારકા છોકરા જ્યારે વિવિધ સુરથી ' બાપા-બાપા ' બોલીને આદર કરતા હતા ત્યારે પોતાની ભયંકર પશુશક્તિનો ઉપયોગ કરી

વાની ફકીરને ઘણી ઇચ્છા થતી હતી પરંતુ ભયને લીધે તે તેમ કરી શકતો નહિ આંખો તથા મ્હો બગાડી તે ચુપ બેસી રહેતો હતો

અંતે ફકીર ઘણા ઘુમગગાડા મારીને કહેવા લાગ્યો—"હું ચાલ્યો જઈશ જોઉં છું કે કોણ મ્હને રોકી રાખે છે!"

એ વખતે ગામના નાકાએ એક વકીલ લાવી હાજર કર્યો વકીલે આવીને કહ્યું—"આપ જાણો છો કે, આપને બે સ્ત્રીઓ છે!"

ફકીર—મહાશય! ગાડી આવ્યા પછી એ વાત પ્રથમ જ મ્હારા જાણવામાં આવી.

વકીલ—વળી આપને સાત કન્યાઓ અને એક પુત્ર છે કન્યાઓમાંથી બે જણીની ઉમ્મર વિવાહ કરવા યોગ્ય થઇ છે

ફકીર—મહાશય! મ્હારા કરતાં આપને વિશેષ ખબર હોય એમ લાગે છે

વકીલ—આપના આ મ્હોટા કુટુંબના ભરણપોષણનો ભાર જો આપ નહિ લ્યો તો આપની બન્ને અનાથિની સ્ત્રીઓ ન્યાયમંદીરનો આશ્રય સ્વીકારશે એ હું આપને પ્રથમથી જ કહી રાખું છું

ફકીર બધાના કરતાં ન્યાયમંદિર કિંવા અદાલતથી વિશેષ બ્હીતો હતો તે જાણતો હતો કે, વકીલો પ્રશ્ન પૂછતી વખતે મહાપુરુષના માન મર્યાદાની ગંભીરતા ધ્યાનમાં રાખતા નથી— તેઓ ખુલ્લી રીતે અપમાન કરે છે અને જાહિર વર્તમાનપત્રોમાં એ રીપોર્ટ પ્રસિદ્ધ થાય છે ફકીરે આંસુથી ભીંજાયલી આંખોએ વકીલને પોતાનો વિસ્તૃત પરિચય આપવાનો ઘણો પ્રયત્ન કર્યો એટલે વકીલ તેની ચતુરાઇની, તેની હાજરજવાબીના અને તેની બનાવટી વાત

કરવાની અસાધારણ શક્તિની પુષ્કળ પ્રશંસા કરવા લાગ્યો એ પ્રશંસા સાંભળી પોતાના હાથપગને દબાવવાની ફકીરને ઈચ્છા થવા લાગી

ફકીરને પુનઃ પલાયન કરી જવા તૈયાર થયેલા જોઈ વૃદ્ધ ધનીચરણ શોકથી ઘણો અધીર બની ગયો પાડોશના માણસો ફકીરને ચોતરફથી ઘેરી લઈ ત્રણી ગાળો દેવા લાગ્યા તથા વકીલે તેને એવો ધમકાવ્યો કે તે વિશેષ કાંઇ બોલી શક્યો નહિ

તે ઉપરાંત જ્યારે આઠ બાળક બાળિકાઓ ગાઢ સ્નેહથી ચોતરફથી તેને આલિંગન કરી તેના શ્વાસને રુંધવા લાગ્યા ત્યારે અંતઃપુરમાં રહેલી હૈમવતી રડવું કે હસવું એ વિચારી શકી નહિ !

બીજો કોઇ ઉપાય નહિ સૂઝવાથી ફકીરે એક પત્ર લખીને પિતાને સઘળી સ્થિતિ નિવેદન કરી હતી એ પત્ર મળતાની સાથે જ ફકીરનો પિતા હરિચરણ આવી પહોંચ્યો પાડોશના માણસો, જમીનદાર અને વકીલ કોઈ રીતે ફકીરને છોડતા નહોતા એ ફકીર નહિ પરંતુ માખન જ છે તેના સેંકડો અકાટ્ય પ્રમાણો તેઓ દર્શાવવા લાગ્યા જે ધાત્રીએ માખનને મ્હોટો કર્યો હતો એ બુઢ્ઢીને પણ બોલાવી હાજર કરવામાં આવી તે કંપતા હાથે ફકીરનું મ્હો ઉંચું કરી તેની દાઢી ઉપર શ્રાવણ ભાદ્રની વર્ષાધારા માફક અશ્રુધારા વર્ષાવવા લાગી

આટલાથી પણ ફકીર ઠેકાણે આવ્યો નહિ ત્યારે ઘુમટો ખેંચી બે સ્ત્રીઓ તેની પાસે હાજર થઇ પાડોશના માણસો વ્યાકુળતાથી ઉઠી ઘરની બ્હાર ચાલ્યા ગયા કેવળ બે બાપ, ફકીર અને બાળકો ત્યાં રહ્યા

બન્ને સ્ત્રીઓ જોરથી હાથ હલાવી કહેવા લાગી—"ક્યા ચુલ્હામાં જવું છે ? ક્યા જમને ઘેર જવાની મરજી થઇ છે ?"

આ પ્રશ્નનો ઉત્તર આપી નહિ શકવાથી ફકીર ચુપ બેસી રહ્યો પરન્તુ તેના ભાવ ઉપરથી કોઇ ખાસ જમના ઘર તરફ તેનો પક્ષપાત હોય એમ લાગ્યુ નહિ હમણા તો ગમે તે જમને ઘેર જવાથી તેનુ રક્ષણ થાય તેમ હતુ એક વખત બન્ધનમાથી બહાર કેવી રીતે નીકળવુ તેની ચિંતા એ કર્યા કરતો હતો

પછી એક રમણીમૂર્ત્તિએ ગૃહમા પ્રવેશ કરી ફકીરને પ્રણામ કર્યા

પ્રથમ આશ્ચર્યચકિત અને પછી આનંદિત બની જઈ ફકીર બોલી ઉઠ્યો —" આ તો હૈમવતી છે ! '

પોતાની અથવા પારકી સ્ત્રી જોઇને આટલો પ્રેમ તેના નેત્રોમા પહેલા કદાપિ પ્રકાશ્યો નહોતો. તેને એમ જ લાગ્યુ કે, મૂર્ત્તિમતી મુક્તિ પોતે જ આવી હાજર થઇ હતી

બીજો એક માણસ મ્હો ઉપર શાલ વીંટી છુપાઇ રહીને ઉપરોક્ત બનાવ જોયા કરતો હતો એનુ નામ માખનલાલ હતુ. એક અપરિચિત ભોળા માણસને પોતાના આસને બિરાજેલો જોઇ અત્યાર સુધી તે પરમ સુખ અનુભવતો હતો અંતે જ્યારે હૈમવતીને ઉપસ્થિત થયેલી જોઈ તે એમ સમજી શક્યો કે, ઉક્ત નિરપરાધી વ્યક્તિ તેનો પોતાનો બનેવી છે ત્યારે દયાને વશ થઈ, ઘરમાં પ્રવેશ કરી તેણે કહ્યુ —" ના ના, પોતાના માણસને આવા સંકટમા નાખવો એ મહા પાપ છે " પછી બન્ને સ્ત્રીઓ તરફ આંગળી કરી તેણે કહ્યુ —" આ મ્હારુ દોરડુ છે અને આ મ્હારો ઘડો છે "

માખનલાલના આવા અસાધારણ મહત્વ અને વીરત્વથી પાડોશના માણસો આશ્ચર્યચકિત થઈ ગયા.

એકાંતમાં બોલાવી ભિન્ન ભિન્ન પ્રકારના સંદિગ્ધ પ્રશ્ન પૂછવા માંડ્યા ત્યારે એ સઘળી વાત ગૌરીના સાંભળવામાં આવી. અભિમાનિની, ઓછું બોલનારી નારી અપમાનથી આહત થઇ સિંહણની માફક મનમાં ને મનમાં ઉત્તેજિત થવા લાગી તથા એ ઉન્મત્ત સંદેહે દંપતીની વચ્ચે પ્રલયખડ્ગની માફક પડી બન્નેને તદ્દન વિચ્છિન્ન કરી નાખ્યાં.

ગૌરીની પાસે જ્યારે પોતાનો તીવ્ર સંદેહ ખુલ્લો થયો અને લજ્જા ભાગી ગઇ ત્યારે પરેશ હમ્મેશાં પગલે પગલે સ્પષ્ટ આશંકા દર્શાવી સ્ત્રીની સાથે કલહ કરવા લાગ્યો અને ગૌરી જેમ જેમ નિરુત્તર, અવજ્ઞા અને કષાઘાતની માફક તીવ્ર કટાક્ષથી તેના આપાદ મસ્તકને ક્ષત વિક્ષત કરવા લાગી તેમ તેમ તેના સંશયની મત્તતા વધી જવા લાગી.

આવી રીતે સ્વામીસુખ પ્રાપ્ત કરવામાં નિરાશ થયેલી પુત્ર વગરની તરૂણીએ ધર્મમાં મન રોકયું. હરિસભાના નવીન પ્રચારક બ્રહ્મચારી પરમાનંદ સ્વામીને બોલાવી તેણે ગુરુમંત્ર લીધો તથા તેમની પાસે ભાગવતની કથા સાંભળવાની શુરુઆત કરી. નારી-હૃદયનો સઘળો વ્યર્થ સ્નેહ—પ્રેમ કેવળ ભક્તિ આકારમાં એકત્રિત થઇ ગુરૂદેવના પદતળમાં સમર્પિત થયો.

પરમાનંદના સાધુચરિત્ર સંબંધી દેશ વિદેશમાં કોઇના પણ મનમાં સંદેહ નહોતો. સહુ તેની પૂજા કરતા હતા. પરેશ તેમના સંબંધી મ્હો ખોલીને સંશય પ્રદર્શિત કરી શકતો નહોતો. તેથી એ પ્રકાર ગુપ્ત ક્ષતની માફક તેના મર્મ સુધી ઉંડો ઉતરતો હતો.

એક દિવસે નજીવા કારણથી વિષમય ઉદ્‌ગાર બ્હાર નીકળી પડયા. સ્ત્રીની પાસે પરમાનંદનો ઉલ્લેખ કરી પરેશે તેમને 'દુરાચારી, ઠગ' કહી ગાળો દીધી અને કહ્યું —"ત્હારા શાલગ્રામને

સ્પર્શ કરી સોગન ખાઇને કહે જોઇએ કે, એ બકધાર્મિકને તુ મનમા ને મનમા ચ્હાય છે કે નહિ ?"

પગ નીચે ચગદાયની નાગણની માફક ક્ષણ માત્રમા જ અતિ ઉત્તેજિત [illegible] મિથ્યા સ્પર્શથી સ્વામીને વીંધી નાખી ગૌરીએ અધીર [illegible] કહ્યુ —"ચ્હાઉ છુ તમારે જે કરવુ હોય તે કરો !"—પરંતુ તત્કાળ વગને તાળુ વાસી, સ્ત્રીને કેદ કરી અન્તમા ચાલ્યો ગયો

પરમાનંદ એકાન્ત ગૃહમા બેસી મધ્યાન્હે શાસ્ત્રનું અધ્યયન કરતા હતા એકાએક મેઘ વગર ખેચાઈ આવેલી વિજળીની માફક ગૌરી બ્રહ્મચારીના શાસ્ત્રાધ્યયનની વચ્ચે આવી એગી પડી

ગુરૂએ કહ્યુ —"આ શુ !"

શિષ્યાએ કહ્યુ —"ગુરૂદેવ ! અપમાનિત સસારમાથી મ્હારો ઉદ્ધાર કરી મ્હને લઇ ચાલો તમારી સેવાના વનમા હુ જીવન સમર્પણ કરીશ "

પરમાનંદે કઠોર તિરસ્કાર કરી ગૌરીને ઘેર મોકલી દીધી; કિન્તુ હાય ગુરૂદેવ ! તે દિવસનુ અકસ્માત છિન્ન થઇ ગયેલુ અધ્યયનસૂત્ર પાછુ પ્રથમની માફક બરાબર સધાઇ ગયુ કે ?

ઘેર આવી, ખુલ્લા બારણા જોઈ પરેશે સ્ત્રીને પૂછ્યું —"અહી કોણ આવ્યુ હતુ ?"

સ્ત્રીએ કહ્યુ —"કોઇ આવ્યુ નહોતુ, હુ ગુરૂદેવને ઘેર ગઇ હતી "

પરેશે ક્ષણ કાળ ફીક્કા પડી જઇ પછી રક્તવર્ણ બનીને કહ્યુ —"કેમ ગઈ હતી ?"

ગૌરીએ કહ્યુ —"મ્હારી મરજી !"

તે દિવસથી પહેરો બેસાડી, સ્ત્રીને ઘરમાં ગોંધી રાખી પરેશે-

એવા ઉપદ્રવનો આરંભ કર્યો કે જેથી આખા શહેરમા નિન્દા ફેલાઇ ગઇ !

આ સઘળા કુત્સિત અપમાન તથા અત્યાચારના સમાચારથી પરમાનદની હરિચિંતા દૂર થઈ ગઈ આ નગરનો સત્વર ત્યાગ કરવો જોઇએ એવુ કર્તવ્યબુદ્ધિથી તેમણે વિચાર્યું, પરતુ જેના ઉપર જુલ્મ ગુજરતો હતો તેનો ત્યાગ કરી કોઇ પણ રીતે તેઓ દૂર જઇ શકયા નહિ છેલ્લા થોડા રાત્રિ દિવસનો ઇતિહાસ અતર્યામી જ જાણતા હતા

અતે કેદી હાલતમા એક દિવસે ગૌરીને એક પત્ર મળ્યો. તેમા લખેલુ હતુ કે —' વત્સે ! વિચાર કરી જોતા એમ જણાય છે કે, અત્યાર પૂર્વે અનેક સાધ્વી સાધક રમણીઓએ કૃષ્ણપ્રેમમા પડી સસારનો ત્યાગ કર્યો છે જો કદાચ સસારના જુલ્મથી હરિપાદપદ્મમાથી ત્હારુ ચિત્ત ખસી જતુ હોય તો તેમ જણાવજે, જેથી ભગવાનની સહાયતાથી તેમની સેવિકાનો ઉદ્ધાર કરી પ્રભુના ચરણ પાદારવિંદમા અર્પણ કરવાનો પ્રયત્ન કરીશ ફાગણ વદ ૧૧ ના બુધવારે બપોરે બે વાગ્યે ત્હારી ઇચ્છા હશે તો તમારી પુષ્કરિણીના તીરે મ્હારી સાથે મુલાકાત થઇ શકશે "

ગૌરીએ પત્રને ચોટલાના વાળ સાથે બાધી ચોટલામા છુપાવી રાખ્યો ફાગણ વદ ૧૧ ને દિવસે મધ્યાન્હે સ્નાન કરતા પૂર્વે ચોટલો છોડતા પેલો પત્ર તેના જોવામા આવ્યો નહિ કદાચ પત્ર બિછાનામ નીકળી પડયો હશે અને સ્વામીના હાથમા આવ્યો હશે એવો સદેહ ના મનમા ઉપજ્યો એ પત્ર વાચી સ્વામી ઈર્ષ્યાથી બળી જાય છે એમ વિચારી ગૌરીએ મનમા ને મનમા એક પ્રકારનો જ્વાળામય આનદ અનુભવ્યો, છતા તેનો શિરોભૂષણ પત્ર પાષણ્ડના હસ્તસ્પર્શથી અપમાનિત થાય છે એવી કલ્પના પણ તે સહન કરી શકી નહિ ઝડપથી તે સ્વામીના બેઠકખાનામા ગઇ

ત્યાં જઈ તેણે જોયું કે, સ્વામી જમીનપર પડી ઔં ઔં કરતો હતો, મ્હોંમાંથી ફીણ નીકળતું હતું, નેત્રો નિસ્તેજ બની ગયા હતાં. પતિના જમણા હાથની વાળેલી મુઠીમાંથી પત્ર પડાવી લઈ ઝડપથી ડૉકટર બોલાવી લાવવા માણસ દોડાવ્યો.

ડૉકટરે આવીને કહ્યું, 'ઍાપેપ્લેક્ષી.' એ વખતે રોગીનું મૃત્યુ થયું હતું.

તે દિવસે બ્હાર ગામ પરેશનો એક જરૂરી કેસ હતો. મન્યંગીનું એટલે સુધી પતન થયું હતું કે એ કેસની ખબર મળતાં રોગીને મળવા માટે તેઓ તૈયાર થઈ રહ્યા હતા

મહાવિધવા ગૌરીએ બારીમાંથી જેવા ગુરૂદેવને પુષ્કરિણીના તટ ઉપર જોયા કે તરત જ ચકિત થઈ જઈ નીચું જોયું. ગુરૂ ક્યાંથી ક્યાં ઉતરી પડ્યા હતા તે જાણે કે આ ક્ષણે એ સ્પષ્ટ સમજી ગઈ.

ગુરૂએ હાક મારી—"ગૌરિ!"

ગૌરીએ કહ્યું—"આવું છું ગુરૂદેવ."

મૃત્યુના સમાચાર મળતાં પરેશના સ્નેહીજનો સત્કાર માટે જ્યારે ઉપસ્થિત થયા ત્યારે તેમણે ગૌરીના મૃતદેહને સ્વામી પાસે સૂઈ રહેલો જોયો. વિષપાન કરી ગૌરી મરી ગઈ હતી. વર્તમાન-કાળમાં આવા આશ્ચર્યજનક સહમરણના દૃષ્ટાંતથી, સતીમાહાત્મ્યથી સહુ સ્તંભિત બની ગયા.



# પોષ્ટ માસ્તર

નોકરી મળતાંની સાથે જ પહેલવહેલું પોષ્ટમાસ્તરને ઉલાપુર ગામમા જવું પડ્યું ગામ સામાન્ય વર્ગનું હતું પાસે એક રંગનું કારખાનું હોઈ એ કારખાનાના સાહેબે ઘણો પ્રયત્ન કરી આ નવી પોષ્ટઑફિસ સ્થાપન કરાવી હતી

આપણા પોષ્ટમાસ્તર કલકત્તામા ઉછર્યા હતા જળમાના માછલાને જળમાથી બ્હાર કાઢવામા આવે અને જેવી તેની સ્થિતિ થાય તેવી જ સ્થિતિ આપણા પોષ્ટમાસ્તરની આ ગામડામા આવવાથી થઈ હતી એક અંધકારમય પ્રશસ્ત મકાનમા તેમની ઑફિસ હતી થોડે દૂર એક ન્હાનું તળાવ તથા તેની ચોતરફ જંગલ આવેલું હતું ઉપરોક્ત કારખાનાના નોકરોને ફુરસદ મળતી નહોતી તથા તેઓ ગૃહસ્થ માણસોને મળવા માટે ઉપયુક્ત પણ નહોતા

વિશેષે કરીને કલકત્તામા ઉછરેલા યુવકો બરાબર હળીમળી જવાનું જાણતા નથી અજાણ્યા સ્થાને જઈને તેઓ ઉદ્ધત અથવા એકમાર્ગી બની જાય છે આ કારણથી જ સ્થાનિક લોકો સાથે તેઓ બરાબર હળીમળી શકતા નથી ક્વચિત્ એકાદ કવિતા લખવાનો તેઓ પ્રયત્ન કરે છે એ કવિતામા એવો ભાવ વ્યક્ત કરવામા આવે છે કે, આખો દિવસ તરૂપલ્લવનું કંપન તથા આકાશમા મેઘ જોઈને જીવન ઘણા સુખમા પસાર થાય છે, પરંતુ અંતર્યામી જાણે છે કે જો અરેબિયન્ નાઈટ્સમાનો કોઈ દૈત્ય આવી એક જ રાત્રિમા એ સઘળા શાખા પલ્લવો અને સઘળા વૃક્ષો કાપી નાખી પાકો રસ્તો બનાવી દે તથા હારબંધ આવેલા ગગનચુંબિન મકાનો આકાશના

મેઘને દષ્ટિમર્યાદાથી રોકી રાખે તો જ એ અધરુઆ ભદ્રમનાન પુન જીવન મેળવી શકે

પોષ્ટમાસ્તરનો પગાર ઘણો થોડો હતો તેમને પોતાને હાથે રસોઇ બનાવીને જમવુ પડતુ હતુ તથા ગામની [illegible] એક અનાથ બાળિકા તેમનુ કામકાજ કરતી હતી તેને [illegible] વખતે થોડુ ખાવાનુ મળતુ હતુ એ બાળિકાનુ નામ રતન [illegible] તેની ઉમર બાર તેર વર્ષની હતી તેનો વિવાહ થઇ શકે એવો સભવ દેખાતો નહોતો

સધ્યા સમયે જ્યારે ગામના ગોવાળીઆઓના ઘરમાથી ધુમાડાના ગોટા નીકળતા, જ્યારે ઝીમ ઝીમ અવાજ સાભળવામા આવતો, જ્યારે અધકારમય વૃક્ષલતાઓનો ખડખડાટ સભળાતો કવિહૃદય પણ સહજ કપી ઉઠતુ ત્યારે ઘરના ખુણામા એક [illegible] વાળો દીપક સળગાવી પોષ્ટમાસ્તર બોલાવતા હતા કે, "રતન!"

રતન દ્વાર નજીક બેસી, આવી હાક સાભળવાની રાહ જોયા કરતી, પરતુ એક હાંકે ઘરમા આવતી નહોતી તે કહેતી —"કાં શુ? મ્હને કેમ બોલાવી?"

પોષ્ટમાસ્તર —તુ શુ કરે છે?

રતન —હમણા ચુલ્હો સળગાવવા જવુ પડશે રસોડાનુ કામ હજી બાકી છે

પોષ્ટમાસ્તર—ત્હારુ રસોડાનુ કામ પછી થશે, પહેલા ચલમ ભરી લાવ જોઇએ

વિના વિલબે બન્ને ગાલ ફુલાવી ચલમમા ફુક મારતા મારતા રતન પ્રવેશ કરતી તેના હાથમાથી ચલમ લઇ પોષ્ટમાસ્તર તેને

પૂછતા, 'ઠીક રતન ! ત્હારી મા તને યાદ આવે છે કે ?"

એ ઘણી વાત હતી રતનને થોડી વાત યાદ હતી અને થોડી યાદ નહોતી મા કરતા તેનો બાપ તેને વિશેષ વ્હાલો હતો બાપ તેને થોડો થોડો સાભરતો હતો આખો દિવસ મહેનત કરી સધ્યાકાળે તેનો બાપ ઘેર આવતો એવી એક બે સધ્યા સ્વચ્છ છબીની માફક રતનના મનમા અકિત હતી

વાત ચાલતા ચાલતા ક્રમે રતન પોષ્ટમાસ્તરના પગ પાસે જમીન ઉપર બેસી પડતી એને એ વખતે એનો ન્હાનો ભાઇ યાદ આવતો હતો વાતમા ને વાતમા ઘણી રાત વીતિ જતી એટલે પોષ્ટમાસ્તર રાધવાને આળસી જતા હતા રતન ઝડપથી દેવતા સળગાવી કેટલીક ભાખરીઓ સેકી લાવતી તથા એ ભાખરીઓ બન્નેના રાત્રિના આહારમા કામ આવતી હતી

કોઇ કોઇ દિવસે સધ્યા સમયે એ પ્રશસ્ત વાસડાના બનેલા મકાનના એક ખુણામા લાકડાની ખુરસી ઉપર બેસી પોષ્ટમાસ્તર પોતાના ઘરની વાત કાઢતા હતા—ન્હાનો ભાઈ, મા તથા બ્હેનની વાત, પ્રવાસમા એકાત મકાનમા બેસી જેને માટે હૃદય વ્યથિત થઇ જતુ હતુ તેની વાત કાઢતા હતા હમ્મેશા જે સઘળી વાતો મનમા યાદ આવતી હતી, પરતુ કારખાનાના ગુમાસ્તાઓને કહી શકાય એવી નહોતી એ વાતો એક અશિક્ષિત ન્હાની બાળિકાને કહેવામા માસ્તરને કાઇ અનુચિત લાગતુ નહોતુ. અતે એવુ થયુ કે, બાળિકા વાતચિત વખતે માસ્તરના ઘરના માણસોને મા, બ્હેન, ભાઈ વગેરે કહી ચિરપરિચિત તરીકે તેમનો ઉલ્લેખ કરવા લાગી બાળિકાએ પોતાના ક્ષુદ્ર હૃદયપટપર તેમની કાલ્પનિક મૂર્ત્તિ પણ ચીતરી લીધી

એક દિવસે વર્ષાઋતુના મેઘમુક્ત મધ્યાન્હે સહજ ગરમ સુકોમળ વાયુ વાતો હતો ભીજાઈ ગયેલા ઘાસ અને વૃક્ષલતાઓમાંથી

એક પ્રકારની ગંધ ઉત્પન્ન થતી હતી જાણે ક્લાન્ત ધરણીના નિશ્વાસ શરીર ઉપર આવીને લાગતા હોય એવો ભાસ થતો હતો એક હઠીલુ પખી પોતાની ફરિયાદ પ્રકૃતિના દરબારમા અત્યંત કરૂણ સ્વરે વારવાર સભળાવતુ હતુ પોષ્ટમાસ્તરના હાથમા કામ નહોતુ. એ દિવસે વર્ષાના જળથી ભીજાયલા તરૂપલ્લવોના હિલ્લોલ તથા પરાજિત વર્ષાના છુટા છવાયલા સાદા મેઘ વાસ્તવિક રીતે જોવા લાયક હતા. પોષ્ટમાસ્તર તે જોતા હતા તથા એમ વિચારતા હતા કે, આ વખતે પાસે કોઈ નિકટનું આત્મીય હોય—હૃદય સાથે નિકટ સબધ ધરાવનાર સ્નેહમયી માનવમૂર્ત્તિ હોય તો ! ક્રમે મનમા એમ થવા લાગ્યુ કે, પેલુ પખી પણ વારવાર એ જ વાત બોલે છે તથા આ જનહીન તરૂછાયાનિમગ્ન મધ્યાન્હના પલ્લવધ્વનિનો અર્થ પણ એવો જ છે કોઇ વિશ્વાસ કરતુ નહિ તથા જાણી શકતું નહિ, પરતુ ન્હાના ગામડાના સાધારણ પગારના સબ પોષ્ટમાસ્તરના મનમા રજાને દિવસે ગભીર તથા નિસ્તબ્ધ મધ્યાન્હે આવા પ્રકારના એક ભાવનો ઉદય થતો હતો

પોષ્ટમાસ્તરે એક ગાઢ નિશ્વાસ મૂકી હાંક મારી —" રતન ! "

રતન એ વખતે એક જામફળી નીચે બેસી કાચુ જામફળ ખાતી હતી પ્રભુનો કંઠસ્વર સાભળી તે જલ્દી દોડી આવી તથા હાફતા હાફતા બોલી —' ભાઇ ! મ્હને કેમ બોલાવી ? "

પોષ્ટમાસ્તરે કહ્યુ —"હુ તને થોડા થોડા અભ્યાસ કરાવીશ. "

આમ કહી મધ્યાન્હનો સઘળો વખત પોષ્ટમાસ્તરે રતનને ' અ ને કાંઇ નહિ અ ' ' અને કાનો આ ' શીખવવામા વીતાડયો તથા આવી રીતે થોડા દિવસમાં જ રતન બે અક્ષર શીખી શકી.

હવે શ્રાવણ માસના વર્ષણનો અત જ નહોતો. તળાવ, નાળાં, ખાડા વગેરે સહુ પાણીથી ભરાઇ ગયું હતું. અહર્નિશ દેડકાંઓનો અવાજ અને વૃષ્ટિનો અવાજ સંભળાતો હતો.

રસ્તાનો અવર જવર લગભગ બંધ થઇ ગયો હતો નૌકામા બેસી હાટમા જઇ શકાતુ હતુ

એક દિવસે પ્રાતઃકાળથી ઘણા વાદળા થયા હતા પોષ્ટમાસ્તરની શિષ્યા ઘણા સમય સુધી બારણા પાસે રાહ જોઇ બેસી રહી હતી હમ્મેશાની માફક નિયમિત હાક સાંભળવામા નહિ આવવાથી પોતાની સ્લેટ પેન લઇ તેણે ધીમે ધીમે ઘરમા પ્રવેશ કર્યો તેણે પોષ્ટમાસ્તરને પોતાના ઢોલીઆ ઉપર સુઇ રહેલા જોઈ તેઓ વિશ્રામ લે છે એમ વિચારી બિલ્કુલ અવાજ કર્યા સિવાય બ્હાર જવાની તૈયારી કરી એવામા તેણે સાંભળ્યુ—' રતન ! "

તત્કાળ પાછી ફરી રતને કહ્યુ—" ભાઈ! ઉંઘતા હતા કે ? "

પોષ્ટમાસ્તરે ગદ્ગદ કંઠે કહ્યુ—" શરીર સારુ હોય એમ લાગતુ નથી મ્હારા કપાળ ઉપર હાથ મુકીને જો જોઇએ "

આવા તદ્દન સોબત વગરના પ્રવાસમાં મુશળધાર વૃષ્ટિ વખતે રોગથી કલાન્ત બની ગયેલું શરીર સહજ સેવા મેળવવાને ઇચ્છે છે ગરમ લલાટ ઉપર 'લલાટે રાખ કર ત્હારો, પછી એ તાવ પણ ધ્યારો ' એ કવ્યુક્તિ પ્રમાણે કંકણભૂષિત કોમળ હાથનો સ્પર્શ યાદ આવે છે ઘોર પ્રવાસમા રોગની પીડામા સ્નેહમયી નારીરૂપે જનની અને બ્હેન પાસે બેઠી હોય એવી મન ઇચ્છા કરે છે પ્રવાસી પોષ્ટમાસ્તરના મનની ઇચ્છા પણ વ્યર્થ થઇ નહિ. બાળિકા રતન હવે બાળિકા ન રહી એ ક્ષણે જ તેણે જનનીનું પદ સ્વીકારી લીધુ તે વૈદ્યને બોલાવી લાવી યથાસમયે દવા ખવડાવી, આખી રાત ઉશિકા પાસે જાગતી બેસી રહી. તેણે પથ્ય તૈયાર કર્યું તથા સેંકડો વખત પૂછ્યુ–" કેમ ભાઇ ! થોડો આરામ લાગે છે કે ? "

ઘણા દિવસ પછી પોષ્ટમાસ્તર ક્ષીણ શરીરે રોગશય્યાનો ત્યાગ કરી ઉઠયા હવે તેમણે આ સ્થળેથી કોઇ પણ પ્રકારે બદલી

કરાવવાનો પોતાના મનમાં નિશ્ચય કર્યો. ગામના હવાપાણી તથા મુખાકારી ખરાબ હોવાનો ઉલ્લેખ કરી તત્કાળ કલકત્તાના ઉપરી અધિકારીઓ તરફ પોતાની બદલી કરવા માટેની અરજી મોકલી.

રાગમેવામાંથી મુક્તિ મેળવી રતને પાછું દ્વારની બહાર ફરીથી પોતાનું સ્થાન લીધું, પરંતુ હવે પ્રથમની માફક તેને હાક મારવામાં આવતી નહોતી. વચ્ચે વચ્ચે ન ડોકીયું કરી પોષ્ટમાસ્તર અત્યંત ગંભીર ભાવથી ખુરસીમાં બેઠેલા અથવા પલંગમાં સૂઈ રહેલા જોતી હતી. રતન હાક સાંભળવાની રાહ જોતી બેસી રહેતી હતી. પાછી પોતાનો હાથ પડે અને જે કાંઈ આવડયું છે તે ભૂલી જવાય એવી આશંકાથી બાળિકા દ્વારની બહાર બેસી હંમેશ વખત પોતાનું જુનું શિક્ષણ તાજું કરતી હતી. અને લગભગ એક અઠવાડીઆ પછી એક દિવસે સંધ્યા સમયે તેને હાક પડી. ઉત્તેજિત હૃદયથી રતને ઘરમાં પ્રવેશ કરી કહ્યું—"ભાઇ! મ્હને બોલાવી કે?"

પોષ્ટમાસ્તરે કહ્યું—'હા, રતન! કાલે જ હું જાઉં છું.'

રતન—ક્યાં જાઓ છો ભાઇ?

પોષ્ટમાસ્તર—ઘેર જાઉં છું.

રતન—પાછા ક્યારે આવશો?

પોષ્ટમાસ્તર—હવે પાછો આવનાર નથી.

રતને બીજું કાંઈ પૂછ્યું નહિ. પછી પોષ્ટમાસ્તરે પોતે જ તેને કહ્યું કે, તેમણે બદલી થવા માટે અરજી કરી હતી—અરજી નામંજુર થઇ હતી અને તેથી તેમણે નોકરીનું રાજીનામું આપી ઘેર ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો હતો.

ઘણા સમય સુધી કોઇએ કાંઇ વાત કરી નહિ. ક્ષીણ તેજવાળો દીપક સળગવા લાગ્યો તથા એક ઠેકાણે ઘરની જીર્ણ છતને ભેદી એક માટીના પાત્ર ઉપર ટપટપ કરતું વૃષ્ટિનું જળ પડવા લાગ્યું.

થોડા સમય પછી રતન ધીમે ધીમે ઉઠીને રસોડામાં ભાખરી બનાવવા ગઇ. હંમેશાની માફક આજે તે ઝડપથી ભાખરી કરી શકી

નહિ વચ્ચે વચ્ચે તેના મનમા અનેક વિચાર ઉપજતા હોય એમ લાગતું હતું પોષ્ટમાસ્તરનો આહાર સમાપ્ત થયા પછી બાળિકાએ એકાએક તેમને પૂછ્યુઃ—" ભાઇ ! મ્હને તમારે ઘેર લઇ જશો કે ' "

પોષ્ટમાસ્તરે હસીને કહ્યુ —" કેવી રીતે એમ બની શકે ? '

એ પ્રકાર શા શાં કારણોથી અસભવ હતો તે બાળિકાને સમજાવવાની પોષ્ટમાસ્તરને જરૂર જણાઇ નહિ.

આખી રાત સ્વપ્નમા અને જાગરણમા બાળિકાના કાનમા પોષ્ટમાસ્તરના હાસ્યધ્વનિનો કરુસ્વર સભળાવા લાગ્યો કે —' કવી રીતે એમ બની શકે ?

પ્રભાત થતા પૂર્વે ઉઠી પોષ્ટમાસ્તરે પોતાને ન્હાવાનુ પાણી તૈયાર જોયુ તેઓ કયારે વિદાય થનાર હતા એ વાત બાળિકા કોઇ કારણથી તેમને પૂછી શકી નહિ પાછી સ્હવારે જરૂર પડશે એમ ધારી રતન એટલી વ્હેલી નદીએથી તેમને માટે સ્નાન કરવાનુ જળ ભરી લાવી હતી - ાન થઈ ગયા પછી રતનને હાક પડી રતને ચુપકીદીથી ઘરમા પ્રવેશ કર્યો તથા આજ્ઞા જાણવા માટ પ્રભુના મ્હો તરફ જોયુ પ્રભુએ કહ્યુ —" રતન ! મ્હારી જગ્યાએ જે માસ્તર આવશે તેમને તારી મ્હારી માફક સભાળ રાખવાની હુ ભલામણ કરી જઇશ ‹ુ જાઉ છુ તેથી ત્હારે ચિતા નહિ કરવી પડે '

આ શબ્દો અત્યત સ્નેહમય તથા દયાર્દ્ર હૃદયમાંથી નીકળ્યા હતા એમા સદેહ નહોતો પરતુ નારીહૃદયને કોણ સમજી શકે ' રતને ઘણી વખત પ્રભુનો ઘણો તિરસ્કાર સહન કર્યો હતો, પરતુ તે આ નરમ શબ્દો સહન કરી શકી નહિ ઉત્તેજિત હૃદયથી રડી પડીને તેણે કહ્યુ —"ના, તમારે કાઇને કાઇ કહેવુ પડશે નહિ હુ રહેવા ઇચ્છતી નથી '

પોષ્ટમાસ્તરે રતનનો આવો વ્યવહાર કદાપિ જોયેલો નહિ હોવાથી તેઓ અવાક્ બની ગયા.

નવા પોષ્ટમાસ્તર આવ્યા તેમને સઘળો ચાર્જ સોપી જુના પોષ્ટમાસ્તર વિદાય થવા લાગ્યા જતી વખતે તેમણે રતનને બોલાવી કહ્યુ, "રતન! તને હુ કદાપિ કાઇ આપી શકયો નથી આજે વિદાય થતી વખતે તને જે કાંઈ આપુ છુ તેથી થોડા દિવસ ત્હારૂં ગુજરાન થશે."

રસ્તાના ખર્ચ જેટલા પૈસા પાસે રાખી પગારના જે રૂપિયા મળ્યા હતા તે પોષ્ટમાસ્તરે ખીસ્સામાથી બ્હાર કાઢયા એ વખતે રતને તેમના પગે પડી કહ્યુ —"ભાઇ! તમારે પગે પડુ છુ મ્હને કાઇ જોઇતુ નથી હુ તમારે બન્ને પગે પડુ છુ, મ્હારે માટે કોઇને કાઇ ફિકર કરવી પડશે નહિ"

આમ કહી એકી દોટે તે ત્યા પલાયન કરી ગઈ

જુના પોષ્ટમાસ્તર નિ:શ્વાસ મૂકી, હાથમા કતાનની બેગ લઇ, ખાંધે છત્રી લઇ, મજુરને માથે લીલી અને શ્વેત રેખાઓથી ચીતરાયલી ટીનની પેટી ચઢાવી ધીમે ધીમે નૌકા તરફ જવા લાગ્યા

તેઓ જ્યારે નૌકામા ચઢયા અને નૌકા ચાલુ થઇ, જ્યારે વર્ષાજળથી ઉછળતી નદી ધરણીના અશ્રુરાશીની માફક ચારે દિશાએ છલછલ કરવા લાગી ત્યારે હ્રદયમા એક પ્રકારની વિષમ વેદના અનુભવવા લાગ્યા ગામડાની એક સામાન્ય બાળિકાના મુખની કરૂણ છબી જાણે કે એક વિશ્વવ્યાપી બૃહત્ અવ્યક્ત મર્મવ્યથા પ્રકાશિત કરવા લાગી એક વખત પાછા ફરવાની ઘણી ઈચ્છા થઇ જગતના ખોળામાથી સરકી ગયેલી એ અનાથિનીને સાથે લઇ આવવાનો વિચાર ઉપજ્યો, પરતુ એ વખતે પુષ્કળ પવન ફુકાતો હતો, વર્ષાનો પ્રવાહ પ્રબળ વેગથી વહેતો હતો ગામ પસાર થઇ ગયુ હતુ અને નદીતટપર આવેલુ શ્મશાન દેખાતુ હતુ નદીના પ્રવાહમાં તણાતા પથિકના ઉદાસ હ્રદયમા એ તત્વનો ઉદય થયો કે,

જીવનમા આવા કેટલા વિયોગ અને કેટલા મૃત્યુ છે ! પાછા ફરવાથી શું ફળ છે ! પૃથ્વીમા કોણ કોનુ છે !

પરન્તુ રતનના મનમા કોઇ તત્વનો ઉદય થયો નહિ તે એ પોસ્ટઑફિસના મકાનની ચોતરફ અશ્રુજળ વર્ષાવી ભટકયા કરતી હતી ભાઇ કદાચ પાછા આવશે તેની આશાના બંધનમા પડી કોઇ પણ રીતે તે એ સ્થળેથી દૂર જઇ શકતી નહોતી હાય ! બુદ્ધિહીન માનવહૃદય ! ભ્રાન્તિ કોઇ રીતે દૂર થતી નથી યુક્તિશાસ્ત્રનુ વિધાન ઘણા વિલંબ પછી મસ્તકમા પ્રવેશ કરે છે, પ્રબળ પ્રમાણનો પણ અવિશ્વાસ કરી મિથ્યા આશાને બન્ને બાહુપાશમા બાંધી હૃદયની અંદર સજ્જડ પકડી રાખવામા આવે છે અંત એક દિવસે સઘળી નાડી કાપી હૃદયનુ લોહી ચુસી એ પલાયન કરે છે ત્યારે જ જ્ઞાન આવે છે અને બીજા ભ્રાન્તિપાશમા પડવા માટે ચિત્ત વ્યાકુળ બની જાય છે



# લેણદેણ.

---

પાંચ પુત્ર પછી જ્યારે કન્યા જન્મી ત્યારે બાપે ઘણા પ્રેમથી તેનું નામ નિરૂપમા રાખ્યું. આ વંશમાં એવું શોખીન નામ અત્યાર પૂર્વે સાંભળવામાં આવ્યું નહોતું. મુખ્યત્વે કરીને દેવદેવાદિના નામ જેવા કે, ગણેશ, કાર્તિક, પાર્વતી વગેરે પ્રચલિત હતા.

હમણાં નિરૂપમાના વિવાહની વાત ચાલતી હતી. તેના પિતા રામસુંદર મિત્રે ઘણી શોધ કરી, પરંતુ એકકે મનપસંદ પાત્ર મળી આવ્યું નહિ. અંતે એક મ્હોટા રાવબહાદુરના એકના એક છોકરાને તેમણે શોધી કાઢ્યો. આ રાવબહાદુરની પૈતૃક સંપત્તિ જો કે લગ-ભગ ઉડી ગઈ હતી, છતાં ઘર કુળવાન્ હતું.

વરપક્ષ તરફથી દશ હજાર રૂપિયા અને પુષ્કળ દાનસામગ્રી માગવામાં આવી. રામસુંદરે આગળ પાછળનો વિચાર નહિ કરતાં એ માગણી સ્વીકારી. આવા પાત્રને હાથમાંથી જવા દેવાની તેમની ઇચ્છા નહોતી.

હવે બીજી તરફથી રૂપિયાની ગોઠવણ કોઈ રીતે થઈ નહોતી. ઉછીના લાવવા છતાં, અમુક વસ્તુઓ વેચી નાખવા છતાં છ સાત હજાર રૂપિયા બાકી રહ્યા. બીજી તરફથી વિવાહનો દિવસ નજીક આવતો હતો.

અંતે વિવાહનો દિવસ ઉપસ્થિત થયો. ઘણા ભારે વ્યાજથી એક જણે બાકીના રૂપિયા આપવા હા કહી હતી, પરંતુ વખત આવ્યે એ માણસ ઉપસ્થિત થયો નહિ. વિવાહના મંડપમાં તુમુલ આંદોલનનો આરંભ થઈ ગયો. રામસુંદરે આપણા રાવબહાદુરના ચરણોમાં નમી પડી કહ્યું: " આ શુભ કાર્ય સંપન્ન થવા દો. બાકીની રકમ હું અવશ્ય ભરપાઈ કરીશ. "

રાવબહાદુરે ઉત્તરમા કહ્યુ —" બધી રકમ મળ્યા સિવાય વરને મ ડપમા લાવવામા આવશે નહિ "

આ દુર્ઘટનાથી અ ત પુરમા ઘણો શોક ફેલાઇ ગયો આ ગભીર વિપદનુ જે મૂળ કારણ હતુ તે નિરૂપમા પાનેતર પહેરી ઘરેણા પહેરી, કપાળ ઉપર ચ દનનુ લેપ ન કરી ચુપ બેસી રહી ભાવી શ્વસુરપક્ષ તરફ તેને ઘણી ભક્તિ કિવા અનુરાગ ઉપજતો હોય એમ લાગતુ નહોતુ

એવામા એક સ ાવડ થઇ વર એકાએક તના પિતૃદેવતા વિરુદ્ધ થયો તેણે બાપને કહ્યુ —" આવુ વેચવુ ખરીદ્નુ હુ સમજતો નથી; વિવાહ કરવા આવ્યો છુ એટલે વિવાહ કરીને જ જઇશ "

બાપ જે કોઇને જોતા તેને એમ કહેતા હતા કે " જુઓ છે મહાશય ' આજકાલના છોકરાઓનુ કેવુ વર્તન છે ! ' એક બે પ્રવીણ માણસ હતા તેમણે કહ્યુ —" શાસ્ત્રજ્ઞાન, નીતિજ્ઞાન બિલકુલ નથી તેથી જ આવુ વર્તન નજરે પડે છે ! "

ચાલુ શિક્ષણનુ વિષમય ફળ પોતાના સતાનમા પ્રત્યક્ષ કરી રાવબહાદુર લાચાર બની ગયા એક પ્રકારના વિષણ્ણ નિ ાનદ ભાવમા વિવાહ સપન્ન થઇ ગયો

નિરૂપમાને સાસરે વિદાય કરતી વખતે બાપે તેને હૃદય સાથે ચાપી તે અશ્રુને રોકી શકયો નહિ નિરૂએ પૂછ્યુ —" બાપા ! તેઓ મ્હને પાછી નહિ આવવા દે કે ? "

રામસુદરે આશ્વાસનસૂચક સ્વરે કહ્યુ —" નહિ કેમ આવવા દે ' બ્હેન ! હુ જાતે આવી તને પાછી ઘેર તેડી લાવીશ "

રામસુદર વારવાર કન્યાને મળવા જતો હતો, પરતુ વહેવાઇને ઘેર તેનુ બિલકુલ માન નહોતુ ચાકરો સુદ્ધા તેના તરફ તુચ્છ ભાવથી જોતા હતા અ તઃપુરની બ્હાર એક સ્વતત્ર ઓરડા-

મા કોઇ દિવસે પાંચ મિનીટ માટે તે કન્યાને મળી શકતો હતો અને કોઇ દિવસે નહોતો મળી શકતો.

વહેવાઇના ઘર તરફથી થતુ અપમાન સહન નહિ થઇ શકવાથી રામસુંદરે કોઇ પણ રીતે બાકીના રૂપિયા ભરી દેવાનો નિશ્ચય કર્યો આમ છતા દેવાનો જે ભાર ખાંધ ઉપર લીધો હતો તે જ ઉંચકી શકાતો નહોતો. ખરચ માટે પણ ઘણી તાણ પડતી હતી તથા લેણુદારોની નજર ચુકવવા હમ્મેશા હીન કૌશલ્યોનો આશ્રય લેવો પડતો હતો.

બેથી તરફ સાસરે નિરૂપમાને ઉંડના બેસતા તીવ્ર વાગ્બાણ વેઠવા પડતા હતા. પિયરની નિંદા સાભળી, ઓરડાના બારણા બધ કરી રૂદન કરવુ એ તેનુ નિત્યકાર્ય થયુ હતુ.

મુખ્યત્વે કરીને સાસુનો જુલ્મ કોઇ રીતે અટકતો નહોતો. જો કોઇ કહેતુ કે, " અહા ! કેવી લક્ષ્મી જેવી વહૂ છે ! વહૂનુ મ્હો જોતા નેત્રો શીતળ થાય તેમ છે ! " તો એવા વખતે સાસુ ગર્જના કરી બોલી ઉઠતી કે.—" લક્ષાધિપતિની છોકરી લક્ષ્મી જ હાયને ! "

વહૂના ખાવા પીવાની પણ કોઇ સભાળ રાખતું નહોતુ. જો કોઇ દયાળુ પાડોસણ કોઇ ત્રુટીનો ઉલ્લેખ કરતી તો સાસુ કહેતી હતી કે, " જો એના બાપે પૂરતા પૈસા આપ્યા હોત તો પૂરી સંભાળ લેવામાં આવત. "

સહુ એવો જ ભાવ બતાવતા હતાં કે, વહૂનો જાણે કોઇ અધિકાર જ નથી, તે છેતરીને આ સ્થળે આવી છે !

કન્યાના અનાદર તથા અપમાનની વાત તેના પિતાના કાન સુધી પહોંચી હોય એમ લાગતુ હતું. અંતે રામસુંદર પોતાનું રહેવાનું ઘર વેચી નાખવાનો પ્રયત્ન કરવા લાગ્યો.

પુત્રોને પોતે ઘર બ્હાર વિનાના કરવા બેઠો હતો એ વાત તેણે તેમનાથી છુપાવી રાખી તેણે પોતાનું ઘર વેચી નાખી એ ઘરમાં જ ભાડે રહેવાનો નિશ્ચય કર્યો હતો. આ કાર્ય પોતાના મૃત્યુ સુધી કોઇના જાણવામા ન આવે એનુ કૌશલ વાપરવાનો તેનો સકલ્પ હતો.

આમ છતા એ વાત છોકરાઓના જાણવામા આવી. સહુ રડી પડ્યા મ્હોટા ત્રણ છોકરા પરણેલા હોઇ તેઓમાથી કોઇને સતાન સુદ્ધા થયા હતા. ઘર વેચવાનુ બધ પડ્યુ

હવે રામસુદર ભિન્ન ભિન્ન સ્થળેથી ઉચા વ્યાજે થોડા થોડા પૈસાનુ દેવુ કરવા લાગ્યો. અને સસારનુ ખરચ ચલાવવામા પણ ઘણી હરકત પડવા લાગી.

બાપનુ મ્હો જોઇ નિરૂ સઘળુ સમજી શકી. વૃદ્ધના પાકી ગયેલા વાળમા અને હમ્મેશા સકુચિત રહેતા ભાવમાં દીનતા તથા દુશ્ચિતા દેખાની હતી પિતા જ્યારે પુત્રીનો ગુન્હેગાર હતો ત્યારે પશ્ચાત્તાપ છુપાવી શકાય ખરો કે ? વહેવાઇના ઘરના રજા મેળવી રામસુદર જ્યારે ક્ષણ કાળ માટે કન્યાને મળી શકતો ત્યારે પિનાનુ હૃદય કેટલું બધુ ફાટતુ હતુ એ તેનુ મુખ જોઇને સ્પષ્ટ સમજી શકાતુ હતુ

એ વ્યથિત પિતૃહૃદયને સાત્વના આપવા માટે થોડા દિવસ પિયર જવાને નિરૂ અધીર બની ગઈ હતી પિતાનુ મ્લાન મુખ જોઇ તે હવે દૂર રહી શકતી નહોતી એક દિવસે તેણે રામસુદરને કહ્યુ કે,—" બાપા ! મ્હને એક વખત ઘેર લઇ જાઓ."

રામસુદરે કહ્યુ —" સારુ "

પરતુ તેનુ કાંઇ જોર નહોતું. પોતાની કન્યા ઉપર પિતાનો જે સ્વાભાવિક અધિકાર હોય છે તે તેણે જાણે કે પોતાના ઋણના રૂપિયામા બીજાનો સોંપ્યો હતો. કન્યાનુ દર્શન કરવા માટે પણ તેને

સંકોચસહ ભિક્ષા માગવી પડતી હતી તથા કેટલીક વખત નિરાશા મળતા તે બીજો બોલ બોલી શકતો નહોતો.

પણ કન્યા ઘેર આવવાની ઈચ્છા દર્શાવે એટલે પિતા તેને તેડી ગયા સિવાય કેવી રીતે રહી શકે ? એટલા માટે એ વિષયની વાત વહેવાઇ મહાશય પાસે કાઢતા પૂર્વે રામસુંદરે કેટલી હીનતા, કેટલુ અપમાન તથા કેટલું નુકસાન વેઠી ત્રણ હજાર રૂપિયા એકઠા કર્યો હતા એ ઇતિહાસ ગુપ્ત રહે એ જ સારુ છે.

ત્રણ હજાર રૂપિયાની નોટો લઈ રામસુંદર વહેવાઈ પાસે જઇને બેઠો પ્રથમ હાસ્યમુખે પાડોશની વાત કાઢી. હરિકૃષ્ણને ઘેર મ્હોટી ચોરી થઇ હતી તેનુ તેણે સાદ્યંત વર્ણન કર્યું નવીન-માધવ અને રાધામાધવ નામના બન્ને ભાઈની તુલના કરી વિદ્યા-બુદ્ધિ તથા સ્વભાવ સબંધી રાધામાધવની પ્રશસા અને નવીન-માધવની નિંદા કરી. પછી હુક્કાને એક બાજૂએ ગોઠવી વાતમા ને વાતમાં તેણે કહ્યુ કે—" હા હા વહેવાઈ ! પેલા આપના રૂપિયા બાકી છે ને ! હમ્મેશા આવતી વખતે લઇ આવવાનો વિચાર કરું છુ, પણ ઘેરથી નીકળુ છુ ત્યારે ભૂલી જાઉ છુ ! " આવી રીતે એક લાંબી ભૂમિકા કરી હ્રદયના ત્રણ હાડકાની માફક ત્રણ નોટો તેણે બ્હાર કાઢી. કેવળ ત્રણ હજારની નોટો જોવામાં આવતાં રાવસાહેબ ખડખડાટ હસી પડ્યા. તેમણે કહ્યું—" રહેવા દો વહેવાઈ ! મ્હને એનુ કામ નથી " એક પ્રચલિત કહેવતનો ઉલ્લેખ કરીને તેમણે કહ્યુ, નજીવા કારણથી તેઓ દુર્ગંધમા હાથ નાખવા ઇચ્છતા નથી

પછી કન્યાને પિયર મોકલવાની વાત કોઇના મુખમાથી નીક-ળતી નહોતી. રામસુંદરે વિચાર્યું, એ સબળો કુટુંબિતાનો સંકોચ પોતાને હવે શોભતો નથી દુઃખદ ભાવથી ઘણા સમય સધી ચુપ બેઠા પછી તેણે મૃદુસ્વરે એ વાત કાઢી. રાવબહાદુરે કોઇ પણ

કારણનો ઉલ્લેખ કર્યા સિવાય કહ્યું–" હમણા મોકલવાનુ બની શકે તેમ નથી. " આમ કહી તેઓ કાર્યવશત અન્ય સ્થળે ચાલ્યા ગયા.

રામસુદર કન્યાને મ્હો બતાવ્યા વગર પેલી નોટો પાછી ખીસ્સામા મૂકી ઘેર ચાલ્યો ગયો સઘળા રૂપિયા એકઠા કરી જ્યા સુધી કન્યા ઉપરનો પોતાનો અધિકાર સકોચ સિવાય સાબિત ન કરી શકાય ત્યા સુધી વહેવાઇને ઘેર નહિ જવાની તેણે પોતાના મનમા પ્રતિજ્ઞા કરી.

ઘણા દિવસ વીતિ ગયા નિરૂપમા માણુસ ઉપર માણુસ મોકલતી હતી; પરન્તુ પિતાના દર્શન કરી શકતી નહોતી અને અભિમાનને વશ થઇ તેણે માણુસ મોકલવાનું બધ કર્યું–એ વખતે રામસુંદરના મનમા ઘણો આઘાત થયો, છતા તે પુત્રી પાસે ગયો નહિ

આશ્વિન માસ આવ્યો રામસુદરે કહ્યુ કે ' આ વખતે પૂજા ઉપર નિરૂને અવશ્ય ઘેર લાવીશ નહિ તો–' કહી તેણે એક ઘણા મજબૂત સોગન લીધા.

પચમી કિવા ષષ્ઠીને દિવસે ખેસને છેડે કેટલીક નોટ બાધી રામસુદર ઘેરથી બ્હાર જવા તૈયાર થયો એવામા પાચ વર્ષના કુમ્મરના તેના એક પૌત્રે આવી કહ્યુ–" દાદા ! મ્હારે માટે ગાડી લેવા જાઓ છો કે ? " ઘણા દિવસથી તેને ઠેલણગાડી ઉપર ચઢી હવા ખાવા જવાનો શોખ થયો હતો, પરન્તુ કોઈ રીતે તેનો એ શોખ પાર પડતો નહોતો. છ વર્ષની એક પૌત્રીએ આવી કહ્યું, પૂજાના નિમત્રણમા જવા લાયક એક પણ સારુ વસ્ત્ર તેની પાસે નથી

રામસુંદર એ જાણતો હતો તથા એ સંબધી હુક્કો પીતાં પીતાં તે ઘણી ચિતા કરતો હતો રાવબહાદુરને ઘેર જ્યારે પૂજાનુ નિમત્રણ થશે ત્યારે તેની વહૂઓને નહિ જેવા અલકારો પહેરી

કૃપાપાત્ર દરિદ્રની માફક જવું પડશે એ વાર્ત્તા સ્મરણ કરી તેણે અંતરના ઉંડાણમા ઘણા નિશ્વાસ મુકયા હતા, પણ તેથી તેના લલાટની વાર્ધકયરેખા ઘણી ગભીર અકિત થવા ઉપરાંત બીજું ફળ ફળ્યું નહોતું.

દીનતાથી દુ ખી થતા ગૃહનો રૂદનધ્વનિ કાનમાં લઇ વૃદ્ધ રામસુ દરે વહેવાઇના ઘરમાં પ્રવેશ કર્યો. આજે તેને સંકોચભાવ નહોતો નોકર ચાકરો તરફ પહેલા જે સચકિત દૃષ્ટિપાત કરતો તે દુર થયો હતો. આજે જાણે કે તેણે પોતાના જ મકાનમાં પ્રવેશ કર્યો અ દર જઇ તેણે સાભળ્યુ કે, રાવબહાદુર ઘરમા નથી; થોડો વખત રાહ જોવી પડશે. અ તરની ઉત્તેજનાને રોકી નહિ શકાવાથી રામસુ દર પુત્રીને જઇ મળ્યો. બન્નેના નેત્રમાથી હર્ષાશ્રુજળ પડવા લાગ્યુ પિતા રડતો હતો અને પુત્રી પણ રડતી હતી. બન્નેમાથી કોઇ વાત કરી શકતું નહોતું. આવી સ્થિતિમા થોડો સમય પસાર થયો ત્યાર પછી રામસુ દરે કહ્યુ –" બ્હેન ! આ વખતે તને જરૂર ઘેર લઇ જાઉ છું. હવે કાઇ હરકત નથી "

એવામા રામસુંદરના જ્યેષ્ઠ પુત્ર હરમોહને તેના બન્ને ન્હાના પુત્રને સાથે લઇ એકાએક એ ઓરડામા પ્રવેશ કર્યો. તેણે પિતાને કહ્યુ –" બાપા ! આ વખતે અમને ભીખારી બનાવ્યાને ! "

રામસુ દરે સહસા અગ્નિમૂર્ત્ત બની જઇ કહ્યું.–" તમારે માટે હું નરકગામી થાઉં કે ? તમે મ્હને મ્હારા સત્ય કર્ત્તવ્યનું પાલન નહિ કરવા દો કે ? " રામસુંદરે પોતાનુ ઘર વેચી નાખ્યું હતું. આમ એકાએક એ વાત તેઓ જાણી શકયા તેથી તે તેમના ઉપર ઘણો રોષે ભરાયો અને વિરક્ત બની ગયો !

તેના પાત્રે બન્ને હાથથી તેને પકડીને કહ્યું:–" દાદા ! મ્હારે માટે ગાડી ન લાવ્યાને ! "

નીચું જોઇ બેસી રહેલા રામસુંદર પાસેથી કાંઇ ઉત્તર નહિ

મળવાથી બાળકે નિરૂ પાસે જઈ કહ્યું.—" ફોઇ ! મ્હને એક ગાડી લાવી આપશો ? "

નિરૂપમા સઘળો પ્રકાર સમજવામા આવતા બોલી.—" બાપા ! હવે જો તમે મ્હારા શ્વસુરને એક પૈસો પણ આપશો તો હુ પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે તમે મ્હને જોઈ શકશો નહિ. "

રામસુદરે કહ્યુ —" ના બ્હેન ! એવુ બોલીશ નહિ. જો આ રૂપિયા હું ન આપી શકુ તો તેથી ત્હારા બાપનુ અપમાન છે અને ત્હારુ પણ અપમાન છે ! "

નિરૂએ કહ્યું—" તમે રૂપિયા આપો તો જ અપમાન છે ! તમારી પુત્રીની કાંઇ મર્યાદા નથી કે ? હું શું કેવળ રૂપિયાની જ કોથળી છુ કે જ્યા સુધી રૂપિયા હોય ત્યા સુધી મ્હારી કિમ્મત હોય ? બાપા ! આ રૂપિયા આપી તમે હવે મ્હારુ અપમાન કરશો નહિ. વળી મ્હારા સ્વામીને તો આ રૂપિયા જોઇતા નથી. "

રામસુદરે કહ્યુ.—" જો હુ રૂપિયા નહિ આપુ તો તને આવવા નહિ દે. "

નિરૂ.—ના આવવા દે તો શુ કરવુ ? તમે પણ હવે મ્હને તેડી જવાની વાત કાઢશો નહિ.

રામસુદર કપતા હાથે થેલી નોટો ખેસને છેડે બાધી પાછો ચોરની માફક સહુની દૃષ્ટિ ચુકાવી ઘેર ચાલ્યો ગયો.

પણ રામસુદર રૂપિયા લાવ્યો હતો તથા કન્યાના નિષેધથી એ રૂપિયા પાછા લઈ ગયો હતો એ વાત ગુપ્ત રહી નહિ. કોઈ કુતૂહલ વૃત્તિની દાસીએ છુપી રીતે એ વાત સાભળી લઇ નિરૂની સાસુને કહી દીધી. એ વાત સાંભળવામા આવ્યા પછી સાસુના અત્યાચારનો પાર રહ્યો નહિ.

નિરૂપમા માટે તેનું સાસરું શરશય્યા બની ગયું. વિવાહ થયા પછી થોડા જ વખતમા તેનો પતિ ડેપ્યુટી મેજીસ્ટ્રેટ થઈ નોકરી

ઉપર ચાલ્યો ગયો હતો તથા સોબતના દોષથી ચરિત્રહીન ન બની જાય એ કારણથી નિરૂપમાને તેના કોઇ પણ સગાવ્હાલાને મળવાની હવે રજા નહોતી.

આ વખતે નિરૂને એક પ્રકારની ગંભીર પીડા થઇ, પરંતુ એ માટે તેની સાસુને માથે સઘળો દોષ મૂકી શકાય એમ નહોતું. નિરૂ પોતાના શરીર તરફ બિલકુલ ધ્યાન આપતી નહોતી. કાર્તિક માસની ઠંડીમાં તે માથા ઉપર બારી ખુલ્લી રાખતી હતી ઠંડીના વખતમાં શરીર ઉપર જોઇએ એવાં વસ્ત્ર પહેરતી નહિ તથા આહારાદિના નિયમ પણ પાળતી નહોતી વચ્ચે વચ્ચે દાસી જ્યારે તેનું ખાવાનું લઇ આવતા ભૂલી જતી ત્યારે તે તેને એ વાત યાદ કરાવતી નહોતી. તે પારકાના ઘરની દાસદાસી હોય ઘરધણી ઘર-ધણીઆણીની કૃપા ઉપર આધાર રાખીને તેમને ઘેર રહેતી હોય એવો સંસ્કાર તેના મનમા દઢ થયો હતો. આવો ભાવ પણ તેની સાસુ સહન કરી શકતી નહોતી તે જો કદાચ જમવા તરફ વહુનું દુર્લક્ષ્ય જોતી તો કહેતી કે, ' નવ્વાબની છોકરી ખરીને ! ગરીબ ઘરનું અન્ન એને ગળે નહિ ઉતરતું હોય !'

રોગ જ્યારે વધી ગયો ત્યારે સાસુએ કહ્યું.–" એ બધા ચાળા છે ! "

અંતે એક દિવસે નિરૂએ નમ્રતાથી સાસુને કહ્યું –" બા ! મ્હારા બાપા તથા ભાઇઓને એક વખત જોવાની મ્હારી ઇચ્છા છે."

સાસુએ કહ્યું.–" એ બાપને ઘેર જવાનું એક છળ છે."

કહીશું તો કોઇને ખરુ લાગશે નહિ કે, જે દિવસે સંધ્યાકાળે નિરૂનો શ્વાસ ચાલવા લાગ્યો તે જ દિવસે ડૉક્ટરે પહેલ વહેલી તેના શરીરની તપાસ કરી. એ પહેલી તપાસ જ છેલ્લી તપાસ થઇ.

ઘરની મ્હોટી વહુ મરી ગઇ. ઘણી ધામધુમથી તેની અંત્યેષ્ટિ ક્રિયા સમાપ્ત થઇ. પ્રતિમા-વિસર્જનનો સમારોહ કરવામાં રાય-

બહાદુરની એ જીલ્લામા જેવી ખ્યાતિ હતી તેવી જ ખ્યાતિ મ્હોટી વહૂના મન્કારના સમારોહની પણ ફેલાઇ ગઈ. એવાં ચદનના લાકડાની ચિતા એ પ્રદેશમા કોઇએ જોઈ નહોતી ! વળી શ્રાદ્ધની એવી ધામધુમ રાવબહાદુર સિવાય બીજું કોઈ કરી શકે એ અશકય હતુ. એમ પણ સાભળવામા આવતું કે, આ કાર્યથી રાવબહાદુરને માથે થોડુ દેવુ થયુ હતું.

રામસુંદરને સાત્વના આપતી વખતે તેની કન્યાનું કેવા મહા-સમારોહથી મૃત્યુ થયુ હતુ તેનું બહુ સવિસ્તાર વર્ણન કરતા હતા.

બીજી તરફથી ડેપ્યુટી મેજીસ્ટ્રેટને પત્ર આવ્યો. તેમા લખ્યુ હતુ કે, " મ્હે સઘળો બદોબસ્ત કરી દીધો છે તેથી વિના વિલબે મ્હારી સ્રીને અત્રે મોકલજે. "

આ પત્રના ઉત્તરમા રાવબહાદુરની મહિષીએ લખ્યુ કે—" ભાઇ ! ત્હારે માટે બીજી એક વહૂ શોધી કાઢી છે. તુ રજા લઇ જલ્દી ઘેર આવજે "

આ વખતે પણ વીસહજાર રૂપિયા નગદ લેવાના હતા !



# હાડપિંજર

અમે ત્રણે બાલ્યાવસ્થાના સોબતીઓ જે ઓરડામાં સૂઇ રહેતા હતા તેની પાસેના જ ઓરડામાં દિવાલ ઉપર એક હાડપિંજર લટકતું હતું રાત્રે જ્યારે વાયુ ફૂંકાતો હતો ત્યારે એ હાડપિંજરના હાડકાં ખખડતાં હતાં, દિવસે એ હાડકાઓને અમે હલાવતા હતા. એ વખતે પંડિત મહાશય પાસે અમે મેઘનાદવધ તથા કેમ્બેલ સ્કૂલના એક વિદ્યાર્થી પાસે અસ્થિવિદ્યા શીખતા હતા. અમને સકળ વિષયોમાં હોશિયાર કરી દેવાની અમારા વડિલોની ઇચ્છા હતી. તેમની ઇચ્છા કેટલા અંશે સફળ થઇ હતી એ અમને જેઓ ઓળખતા હતા તેમને જણાવવાની જરૂર નહોતી. વળી જેઓ અમને ન ઓળખતા હોય તેમનાથી એ વાત છુપાવવામાં જ કલ્યાણ હતું

ત્યાર પછી ઘણો વખત પસાર થઇ ગયો. એ દરમ્યાન પેલા ઓરડામાંથી હાડપિંજર અને અમારા ભેજામાંથી અસ્થિવિદ્યા ક્યાં ચાલ્યા ગયા એ અમે પોતે પણ જાણતા નથી.

થોડા દિવસ ઉપર એક રાત્રે કોઇ કારણને લીધે સ્થાનનો અભાવ થવાથી મ્હારે પેલા હાડપિંજરવાળા ઓરડામાં જ સૂઇ રહેવું પડ્યું. અભ્યાસ નહિ હોવાથી ઉંઘ આવતી નહોતી. આમ તેમ પાસું ફેરવતાં ફેરવતાં ટાવરના મ્હોટા કલાકો વાગી ગયા એવામાં ઓરડાના ખુણામાં જે દીવેલનો દીવો સળગતો હતો તે બુઝાઇ ગયો. અત્યાર પહેલાં અમારા મકાનમાં એક બે ભયંકર બનાવ બની ગયા હતા; તેથી દીપક બુઝાઇ જતાં સાહજિક રીતે મનમાં મૃત્યુની વાત યાદ આવી. મનમાં એમજ લાગ્યું કે આ મધ્યરાત્રે એક દીપશિખા ચિર અંધકારમાં ભળી ગઇ. પ્રકૃતિ પાસે એ જેવો બનાવ હતો તેવો જ બનાવ મનુષ્યના પ્રાણની શિખાનો

છે. એ પ્રાણશિખા કોઇ એક રાત્રે એકાએક બુઝાઈ વિસ્મૃત થાય છે.

ધીમે ધીમે પેલા હાડપિંજરની વાત યાદ આવી તેના જીવિત કાળના વિષયની કલ્પના કરતાં એકાએક એમ લાગ્યું કે, જાણે એક ચેતન વ્યક્તિ અંધકારમા દિવાલ ઉપરથી નીચે ઉતરી આવી, મ્હારા બિછાનાની આસપાસ ફર્યા કરે છે. તેનો ઉતાવળથી ચાલતો શ્વાસ સંભળાવા લાગ્યો. તે જાણે કોઇ વસ્તુ શોધતી હોય એવી રીતે ઝડપથી ફરવા લાગી હું એટલું તો અવશ્ય સમજી શકયો કે, એ સઘળી મ્હારા નિદ્રાહીન ગરમ મસ્તકની કલ્પના અથવા તરંગી ભેજાનો ભ્રમ છે. મ્હારા મસ્તકમા ઝડપથી જે લોહી વહે છે તેનોજ અવાજ હું સાંભળુ છુ. આવુ સમજવા છતા મ્હારું શરીર ધ્રુજવા લાગ્યુ. કારણ વગરનો આ ભય દૂર કરવા હુ મ્હોટેથી બોલી ઉઠયો —“ કોણ છે ? ”

પગનો અવાજ મ્હારી શય્યા પાસે આવી સંભળાતો બંધ થયો તથા હુ એવો ઉત્તર સાંભળી શકયો કે, “ હુ મ્હારુ પેલું હાડપિંજર શોધવા આવી છુ. ”

મ્હે વિચાર્યું કે, પોતાની કાલ્પનિક સૃષ્ટિ સમક્ષ ભય દર્શાવવો વૃથા છે. ઉશિકાને દ્રઢતાથી પકડી રાખી હમ્મેશાની પરિચિત વ્યક્તિ માફક મ્હેં કહ્યું—“ આવી મધ્યરાત્રે બહુ સારુ કામ શોધી કાઢ્યું છે ! હવે એ હાડપિંજરની તને શી જરૂર છે ? ”

અંધકારમાં બિછાનાની પાસેથી જ ઉત્તર મળ્યો, “ તમે કેવુ બોલો છો ! મ્હારા હૃદયના હાડકા એ હાડપિંજરમાં હતા ! મ્હારુ છવ્વીસ વર્ષનુ યૌવન એની ચારે તરફ વિકસિત થયુ હતુ : એ એક વખત જોવાની મ્હને ઇચ્છા ન થાય કે ? ”

તત્કાળ મ્હે કહ્યુ :—“ વાત તો ખરી છે. તું ત્હારા હાડપિંજરની શોધ કર; હુ ઉંઘી જવાનો પ્રયત્ન કરુ છુ. ”

તેણે કહ્યું.—" તમે એકલા હો એમ લાગે છે હું તમારી પાસે બેસી થોડી વાતચિત કરુ છુ. પાત્રીસ વર્ષ પહેલા હું પણ માણસની સાથે બેસી માણસ સાથે વાત કરતી હતી આ પાંત્રીસ વર્ષથી હુ કેવળ શ્મશાનના વાયુમા હુ હુ અવાજ કરી ભટકું છું. આજે તમારી પાસે બેસી ફરી એક વખત માણસની માફક વાતચિત કરુ છુ. '

મ્હને એમ લાગ્યુ કે, કોઇ મ્હારા બિછાના પાસે બેઠુ. નિરુપાય બની મ્હે સહજ ઉત્સાહસહિત કહ્યુ—" બહુ સારુ. મન પુષ્કળ પ્રફુલ્લ થાય એવી વાત તુ કહે "

તેણે કહ્યુ—" સર્વોત્તમ મજાહ કિવા આનદની વાત સાંભળવી હોય તો હુ મ્હારુ જીવનવૃત્તાત જ કહુ ? "

આ વખતે ટાવરમા ટગ ટગ અવાજ કરતા બે ટકોરા વાગ્યા એ વ્યક્તિ કહેવા લાગી.—" જ્યારે હુ માણસ હતી અને ન્હાની હતી ત્યારે એક વ્યક્તિથી જમ જેટલી બ્હીતી હતી. એ મ્હારા પતિ હતા. જાળમા સપડાવાથી ગાછલીની જેવી સ્થિતિ થાય તેવી જ સ્થિતિ મ્હારી મ્હારા સ્વામી પાસે હતી. મ્હને એમજ લાગતુ કે, કોઇ એક સંપૂર્ણ અપરિચિત જીવ જાળ નાખી મ્હને મ્હારા સ્નિગ્ધ તેમજ ગભીર જન્મજળાશયમાંથી બ્હાર ખેચી કાઢી લઇ જાય છે, તેના પઝામાથી કોઇ પણ રીતે મ્હારી મુક્તિ થાય તેમ નથી. વિવાહ થયા પછી બે મહિને જ મ્હારા સ્વામીનુ મૃત્યુ થયું. મ્હારાં સગાં સબધીઓએ મ્હારા વતી ઘણું કલ્પાંત કર્યું. મ્હારા સસરાએ અનેક લક્ષણો મેળવી મ્હારાં સાસને કહ્યું:—"શાસ્ત્રમા જે કન્યાને વિષકન્યા તરીકે ઓળખવામા આવે છે તે જ આ કન્યા છે.' એ વાત હજી પણ મ્હને બરાબર યાદ છે. સાભળો છો કે ? મ્હારી આ વાત તમને કેવી લાગે છે ? "

મ્હે કહ્યું —" ઘણી સારી લાગે છે. વાતની શરૂઆત ઘણી રસિક છે. "

" ત્યારે સાભળો આનંદથી હું બાપને ઘેર પાછી આવી. ધીમે ધીમે મ્હારી ઉમ્મર વધવા લાગી લોકો મ્હારાથી છુપવાનો પ્રયત્ન કરતા હતા, પરંતુ હું પોતે સારી રીતે જાણતી હતી કે, મ્હારા જેવી સુંદરી ભાગ્યે જ સંસારમાં નજરે પડે છે તમે શું ધારો છો ? "

" ત્હારું કહેવું સંભવિત હોય એમ લાગે છે પણ મ્હેં તો તને કોઈ વખતે જોઈ નથી "

" શું કહો છો ? જોઈ નથી ? મ્હારું આ હાડપિંજર ! હા–હા–હા–હા ! હું મશ્કરી કરતી નથી અરેરે ! હમણા હું કેવી રીતે સાબિત કરું કે, આ બે આંખોના ખાલી ખાડાઓમાં એ વિશાળ કાળી તેજસ્વી આંખો હતી ! ગુલાબી અધરોષ્ઠ ઉપર જે મૃદુહાસ્ય હતું તેની કલ્પના કરાવી શકાય એવો કોઈ માર્ગ હવે રહ્યો નથી. વળી આ કેટલાક શુષ્ક હાડકા ઉપર જે લાલિત્ય, લાવણ્ય, યૌવનના તરંગ વગેરે દિવસે દિવસે પ્રસ્ફુટિત થતું હતું તેની હમણા તમને વાત કહેતા હસવું આવે છે તેમજ ક્રોધ પણ ઉપજે છે. મ્હારા એ શરીરમાથી અસ્થિવિદ્યા શીખી શકાય એવી એ વખતના મ્હોટા મ્હોટા ડૉક્ટરોની પણ ધારણા નહોતી હું જાણું છું કે, કોઈ એક ડૉક્ટરે પોતાના એક અંગત મિત્ર આગળ મ્હારો ઉલ્લેખ ' કનકચંપા ' કહીને કર્યો હતો એનો અર્થ એટલો જ હતો કે, પૃથ્વીના બીજા સઘળા મનુષ્યો અસ્થિવિદ્યા અને શરીરતત્વના દૃષ્ટાન્તસ્થળ હતા, કેવળ હું એકલી જ સૌન્દર્યરૂપી પુષ્પના જેવી હતી કનકચંપામાં હાડપિંજર હોય ખરું કે ?

" હું જ્યારે ચાલતી ત્યારે તમે મ્હને જોઈ હોત તો સમજી શકત કે, એક હીરો હલાવતાં તેની ચારે તરફ જેવી રીતે જ્યોતિ

ઝગઝગી ઉઠે તેવી જ રીતે મ્હારા દેહની પ્રત્યેક ગતિમા સૌન્દર્યનું તેજ સ્વાભાવિક રીતે જ ઝગઝગી ઉઠતુ હતુ વચ્ચે વચ્ચે ઘણા સમય સૂધી હુ પોતે જ મ્હારા બન્ને હાથ જોયા કરતી હતી. પૃથ્વીના સઘળા ઉદ્ધત પુરુષોના મ્હોમા લગામ નાખી તેમને બરાબર પકડી રાખી શકે એવા એ બે હાથ હતા સુભદ્રા જ્યારે અર્જુનને લઇ વિજયરથમા બેસી ત્રણ લોકને વિસ્મિત કરી રથ ચલાવી ગઇ હતી ત્યારે તેના હાથ સુદર, હથેળી લાલચોળ અને આગળીઓ લાવણ્યશિખા જેવી હશે એમ મ્હને લાગે છે

"પરતુ મ્હારા નિર્લજ્જ, ખુલ્લા, અલકાર વગરના વૃદ્ધ હાડપિંજરે તમારી આગળ મ્હારા નામ વિરુદ્ધ ખોટી સાક્ષી આપી છે. એ વખતે હુ નિરુપાયે ચુપ હતી એથી જ પૃથ્વીના સઘળા મનુષ્યોમાથી તમારા ઉપર મ્હને વિશેષ ગુસ્સો ભરાયો છે મ્હારુ સોળ વર્ષનુ જીવતુ, યૌવનના તાપથી ગરમ બનેલુ લાલચોળ રૂપ એક વખતે તમને બતાવી, ઘણા કાળની તમારી નિદ્રા ઉડાવી દઇ તમારી અસ્થિવિદ્યાને અસ્થિર બનાવી હાકી કાઢવાની મ્હને ઘણી ઇચ્છા થાય છે '

મ્હે કહ્યુ —" જો હમણા તને શરીર હોત તો હું તને સ્પર્શ કરીને કહેત કે, અસ્થિવિદ્યા તરફ મ્હને બિલકુલ રૂચિ નથી. ત્હારુ ભુવનમોહન પૂર્ણયૌવનનુ રૂપ રજનીના અધકારપટ ઉપર પૂર્ણતેજથી પ્રકાશી નીકળ્યુ છે હવે વિશેષ કહેવાની જરૂર નથી. "

" મ્હારી કોઇ બ્હેનપણી નહોતી મ્હારા ભાઇએ વિવાહ નહિ કરવાની પ્રતિજ્ઞા કરી હતી અતપુરમા હુ એકલી જ હતી. બગીચામા એક વૃક્ષની છાયા નીચે બેસી હુ વિચારતી હતી કે, આખી દુનિયા મ્હને ચ્હાય છે, સઘળા તારાઓ મ્હારુ નિરીક્ષણ કરે છે, વાયુ વારવાર આહ નિશ્વાસ મૂકી મ્હારી આસપાસ ફરે છે. વળી જે તૃણાસન ઉપર હુ બે પગ મૂકીને બેસતી હતી તેનામાં

જો ચૈતન્ય હોત તો તે ફરીથી અચેતન બની જાત. પૃથ્વીના સઘળા યુવાન પુરુષો આ તૃણપુંજનું રૂપ ધારણ કરી મ્હારા ચરણો નીચે ઉભા રહ્યા હોય એવી કલ્પના હું કરતી હતી હૃદયમાં કોઇ પણ કારણ સિવાય એક પ્રકારની અવ્યક્ત વેદના હું અનુભવતી હતી

"મ્હારા ભાઇના એક મિત્ર શશિશેખર જ્યારે મેડિકલ કૉલેજમાં પસાર થઇ આવ્યા ત્યારે તેઓ જ અમારા ઘરના ડૉક્ટર બન્યા. પહેલા છુપી રીતે ઘણી વખતે મ્હે તેમને જોયા હતા. મ્હારા ભાઇ તો ઘણા અદ્ભુત માણસ હતા—પૃથ્વીને તેઓ બરાબર આખ ખોલીને જોઇ શકતા નહોતા. ખરી રીતે જોવા જતા તેઓ સંસારને એક છેડે જઇને બેઠા હતા

"કેવળ એક શશિશેખર જ તેમના મિત્ર હતા આમ હોવાથી મ્હારા એકત્રિત થતા યુવકોમા હું શશિશેખરનુ સર્વદા દર્શન કરી શકતી હતી સંધ્યાકાળે પુષ્પતરૂઓ ઉપર હુ જ્યારે સમ્રાજ્ઞીનુ આસન સ્વીકારતી હતી ત્યારે પૃથ્વીની સઘળી પુરુષજાતિ શશિશેખરની મૂર્ત્તિ ધારણ કરી મ્હારા ચરણોમા ઉપસ્થિત થતી હતી,—સાભળો છો કે ? કેમ લાગે છે ?"

મ્હે નિઃશ્વાસ મૂકી કહ્યું:—"મ્હને એમ લાગે છે કે, જો હુ શશિશેખર થઇ જન્મ્યો હોત તો સારુ થાત"

"પ્રથમ બધી વાત સાભળો એક દિવસે મ્હને તાવ આવ્યો હતો. આકાશમા વાદળા ઘેરાએલા હતા. ડૉક્ટર મ્હને જોવા આવ્યા હતા. એ પ્રથમ દર્શન હતુ.

"મ્હે બારી તરફ મ્હોં રાખ્યુ હતુ સંધ્યાની ઉજ્વળ જ્યોતિથી રોગીમુખની મલિનતા દૂર કરવાની મ્હારી ઇચ્છા હતી ડૉક્ટરે જ્યારે ઓરડામા પ્રવેશ કરી એક વખત મ્હારા મુખ તરફ

જોયું ત્યારે મનમા ને મનમા મ્હે ડૉક્ટર બનીને કલ્પનાથી મ્હારા પોતાના મુખ તરફ જોયુ. સધ્યાકાળની એ જ્યોતિમાં કોમળ ઉશિકા ઉપર કુસુમપલ્લવના જેવુ પરતુ સહજ વિવર્ણ એક મુખ હતું, કેશગુચ્છની કેટલીક લટો લલાટ ઉપર આવી પડી હતી તથા લજ્જાથી નમી ગયેલી વિશાળ આખોના પલ્લવોએ કપોળ ઉપર છાયાનો વિસ્તાર કર્યો હતો.

"ડૉક્ટરે નમ્ર તથા મૃદુ સ્વરે ભાઇને કહ્યુ, 'એક વખત હાથ જોવો પડશે.'

"મ્હે મ્હારો સુકોમળ હાથ ઓઢેલા વસ્ત્રમાંથી બ્હાર કાઢ્યો. એક વખત હાથ તરફ જોઇ મ્હે વિચાર્યું, જો એ હાથમાં લીલી બગડીઓ હોત તો તે વિશેષ સુદર દેખાત. રોગીનો હાથ લઈ નાડી તપાસતા ડૉક્ટરની આવી અસ્થિરતા અત્યાર પૂર્વે મ્હેં કદાપિ જોઈ નહોતી. ધ્રુજતી આગળીઓથી ડૉક્ટરે મ્હારી નાડી તપાસી. તેઓ મ્હારા જ્વરની ગરમી સમજી શક્યા તથા તેમના અંતરની નાડી કેવી રીતે ચાલે છે એનો હુ પણ કાંઇક આભાસ મેળવી શકી. કેમ, મ્હારી વાત ખરી લાગતી નથી?"

મ્હે કહ્યું, "શા માટે ખરી ન લાગે! મનુષ્યની નાડી સઘળી સ્થિતિમા સમાન ભાવથી ચાલતી નથી."

"કાળક્રમે ફરી બે ચાર વખત બીમાર પડી આરોગ્ય મેળવ્યા પછી મ્હે "જોયુ કે, મ્હારી સધ્યાકાળની પેલી માનસિક સભામાં પૃથ્વીના કરોડો પુરુષોની સખ્યા ઘણી ઘટી જઇ છેવટે એકમાં આવી અટકી. મ્હારી પૃથ્વી જનશૂન્ય જેવી બની ગઇ. જગતમાં કેવળ એક ડૉક્ટર અને એક રોગી અવશિષ્ટ રહ્યાં.

સધ્યાકાળે છુપી રીતે હું કેસુધ્ર રંગની એક સાડી પ્હેરતી હતી. બરાબર ચોટલો ઓળી તેમાં બેલફુલ ગુંથી લેતી હતી. પછી હાથમા એક આયનો લઇ બાગમાં જઇને હું બેસતી હતી. એ વખતે ડૉક્ટર બનીને હું મ્હારુ દર્શન કરતી હતી, મુગ્ધ થતી

હતી, ન્હાતી હતી, પ્રેમ કરતી હતી, છતાં પ્રાણુની અંદર એક દીર્ઘ નિશ્વાસ સંધ્યાકાળના વાયુની માફક હુ હુ કર્યા કરતો હતો હતો.

" એ વખત પછી હુ એકલી નહોતી, જ્યારે ચાલતી ત્યારે પગની આંગળીઓ પૃથ્વી ઉપર કેવી રીતે પડે છે તે જોઇ વિચારતી કે મ્હારી એ ચાલ પરીક્ષામા પસાર થયેલા નવીન ડૉકટરને કેવી લાગશે ! મધ્યાન્હકાળે ગભીર નિસ્તબ્ધતામા , વચ્ચે વચ્ચે એકાદ પંખી ઘણે દૂર કાઇ અવાજ કરતુ ઉડી જતું હતું અને હુ સફેદ ચાદર બિછાવી પોતાને હાથે બિછાનુ કરી સૂતી હતી. બિછાનામાં પડેલા મ્હારા એક ખુલ્લા હાથને જોઇ હુ એમ વિચારતી કે, કોઇ તેના ઉપર ચુબન કરી ધીમે ધીમે ચાલ્યુ જાય છે. હવે એમ ધારો જોઇએ કે, આ વાત હું આટલેથી બધ કરુ તો ! "

મ્હેં કહ્યુ:—" તો પણ કાંઈ ખોટું નથી; જો કે એથી વાત થોડી અપૂર્ણ રહે છે ખરી, પરતુ કલ્પનાની સહાયતાથી તેને પૂર્ણ કરવામા બાકીની રાત સહેલાઇથી વીતિ જાય તેમ છે. "

" પરતુ એમ કરવાથી વાત ઘણી ગભીર થઈ પડે છે. એનો ઉપહાસ ક્યા રહે છે ! ઠીક, પછી સાભળો. થોડી ઘણી ખ્યાતિ મળતાં જ અમારા મકાનના પહેલે માળે ડૉકટરે પોતાનુ દવાખાનુ ઉઘાડ્યુ. પછી હુ હસતા હસતા ઔષધની હકીકત તેમને પૂછતી હતી. ડૉકટરી સબધીની વાતચિત કરતા કરતા ઝેરની હકીકત સહેલાઇથી મનુષ્ય કેવી રીતે મરી શકે વગેરે હકીકત, તેમને પૂછતી હતી. ડૉકટરી સંબંધીની વાતચિત કરતાં કરતા ડૉકટરનું મ્હોં ખુલી જતું હતું. મૃત્યુની હકીકત સાંભળી સાંભળીને તે જાણે કે ઘરના જાણીતા માણુસ જેવું થઇ ગયું. આખા જગતમાં પ્રેમ અને મૃત્યુ એ બેને જ હુ જોવા લાગી.

" મ્હારી વાત પૂરી થવા આવી છે, હવે બહુ બાકી નથી "

મ્હે મૃદુ સ્વરે કહ્યું—" રાત પણ પૂરી થવા આવી છે. "

" થોડા દિવસ સુધી ડૉક્ટર ઘણા અસ્થિર જોવામા આવતા [illegible] મ્હારી પાસે તેઓ ઘણા શર્માતા હતા એક દિવસે [illegible] કરતા વિશેષ સાજસજ્જા કરી ભાઇની ઘોડાગાડી તેમણે [illegible] કરાવી તેઓ રાતે કોઇ સ્થળે જવાના હતા

" હવે હુ સ્થિર રહી શકી નહિ ભાઇ પાસે જઇ આમ-તેમની કેટલીક વાતચિત કર્યા પછી મ્હે પુછ્યુ, ' ભાઇ ! ડાક્ટર સાહેબ આજે ગાડી લઇ ક્યા જાય છે ? '

" ટૂકમા ભાઈએ ઉત્તર આપ્યો, ' મરવા '

" મ્હે કહ્યુ, ' ના, ખરી વાત કહો "

" પ્રથમના કરતા સહજ વિશેષ ખુલાસો કરીને તેમણે કહ્યુ, ' વિવાહ કરવા. '

" મ્હે કહ્યું, ' આ ખરી વાત છે કે ! ' આમ કહી હુ પુષ્કળ હસવા લાગી

" ધીમે ધીમે હુ એમ સાંભળી શકી કે આ વિવાહથી ડૉક્ટરને બાર હજાર રૂપિયા મળવાના હતા

" પરતુ મ્હારી પાસે એ સમાચાર છુપાવી મ્હારુ અપમાન કરવાનુ શુ કારણ હતું ? [illegible] આવુ કામ કરશે તો હું હૃદય ચીરી મરી જઇશ એમ ક્યા મ્હે તેમને કહ્યુ હતુ ? પુરુષ ઉપર વિ-શ્વાસ રાખી શકાય તેમ નથી, પૃથ્વીમા મ્હે કેવળ એક જ પુરુષ જોયો છે તથા એક જ ક્ષણે સઘળુ જ્ઞાન મેળવ્યુ છે.

" રોગી તપાસી સધ્યા થતા પૂર્વે ડૉક્ટર ઘરમાં આવ્યા એટલે મ્હે પુષ્કળ હસતાં હસતાં કહ્યું, ' ડૉક્ટર મહાશય ! આજે આપનો વિવાહ છે ને ! '

" મ્હારી પ્રફુલ્લતા જોઇ ડૉક્ટર લજ્જિત થવાને બદલે ચિંતાતુર થયા

" મ્હે પૂછ્યુ, ' વાજીંત્રો વગેરેની વ્યવસ્થા કેમ નથી કરી. ? '

" આ પ્રશ્ન સાભળી એક નિશ્વાસ મૂકી તેમણે કહ્યુ, ' વિવાહનો પ્રકાર એટલો બધો આનદજનક છે કે ? '

" આ શબ્દો સાભળી હસી હસીને હુ અસ્થિર બની ગઈ. આવી વાત મ્હે કદાપિ સાભળી નહોતી મ્હે કહ્યુ, ' વાજીંત્રો અને દીપમાળાઓનો બદોબસ્ત થવો જ જોઇએ '

પછી ભાઇને મ્હે અનેક રીતે સમજાવ્યા એટલે તેઓ ઉત્સવની યથોચિત વ્યવસ્થા કરવામા ગુથાયા

" પછી હું વાતચિત કરવા લાગી વધૂ ઘરમા આવશે એટલે શુ કરશો એવો પ્રશ્ન પૂછી મ્હે કહ્યુ, ' ડૉક્ટર મહાશય ! એ વખતે પણ આપ રોગીની નાડી તપાસતા ફર્યા કરશો કે ? ' હી–હી–હી ! જો કે માણસનુ અને તેમા પણ મુખ્યત્વે કરીને પુરુષનુ મન દૃષ્ટિગોચર હોતું નથી; છતા મ્હારી આ વાતથી ડૉક્ટરનુ હૃદય વીંધાઇ ગયુ હતુ એમ હુ પ્રતિજ્ઞાપૂર્વક કહી શકુ છુ

" મોડી રાત્રે લગ્ન હતુ સધ્યાકાળે ડૉક્ટર ભાઇની સાથે અગાશીમા બેસી મદ્યથી ભરેલાં એક બે પાત્રને ઇનસાફ આપતા હતા બન્નેને મદ્યપાનની ટેવ હતી ધીમે ધીમે આકાશમા ચદ્રનો ઉદય થયો

" મ્હે હસતા હસતા નજીક જઇને કહ્યુ, ' ડૉક્ટર મહાશય ! જવાનો વખત થયો છે એ વાત ભૂલી ગયા છો કે શું ? '

" આ સ્થળે બીજી થોડી વાત કહેવાની જરૂર છે અત્યાર સુધીમા છુપી રીતે દવાખાનામા જઇ હુ થોડુ વિષ લઇ આવી હતી તથા એ વિષનો કેટલોક અશ છુપી રીતે સુયોગ મળતા

ડૉક્ટરના ગ્લાસમા મ્હેં ભેળવી દીધો હતો. કયુ વિષ ખાવામાં આવતાં મનુષ્યનું મૃત્યુ થાય છે એ હુ ડૉક્ટર પાસે શીખી હતી.

" એક જ ઘુ ટડે પાત્રમા અવશિષ્ટ રહેલા મદ્યનુ પાન કરી ડૉક્ટરે સહજ આર્દ્ર અને ગદ્‌ગદ કંઠે કહ્યુ 'ત્યારે હુ જાઉ છુ.'

" શરણાઈનો શોર થવા લાગ્યો, વાજીંત્રો વાગવા લાગ્યા. મ્હે એક બનારસી સાડી પહેરી. પેટીમા જેટલા ઘરેણા હતા તે બધાં બ્હાર કાઢી પહેરી લીધાં. કપાળમા કુમકુમનો ચાલ્લો કર્યો. પછી બગીચામા આવેલા પેલા બકુલવૃક્ષ નીચે મ્હે બિછાનુ બિછાવ્યુ.

" રાત્રિ ઘણી સુદર હતી, જ્યોત્સ્ના પ્રકાશતી હતી અને સુપ્ત જગતની ક્લાન્તિ હરી લઈ દક્ષિણવાયુ વિહરતો હતો. બાગમા જુઈ અને વેલફુલની સુગધિનો વિસ્તાર થયો હતો

" વાજીંત્રો અને શરણાઈનો અવાજ ધીમે ધીમે જ્યારે દૂર ચાલ્યો ગયો, જ્યોત્સ્ના મલિન થતા અધકારનો જ્યારે વિસ્તાર થયો, તરૂપલ્લવ, આકાશ તથા સમસ્ત જીવનના ઘરબાર લઈને પૃથ્વી જ્યારે મ્હારી ચારે તરફથી માયાની માફક અદૃશ્ય થઇ જવા લાગી ત્યારે હું આંખો મીચી હસી

" લોકો આવીને જ્યારે મ્હને જુએ ત્યારે આ હાસ્ય જાણે કે રંગીન નશાની માફક મ્હાગ અધર ઉપર કાયમ રહે એવી મ્હારી ઈચ્છા હતી મ્હારી અનતરાત્રિના વાસરઘરમા ધીમે ધીમે જ્યારે હું પ્રવેશ કરુ ત્યારે આ હાસ્ય અત્રેથી મુખ ઉપર લઇ જવાની ઇચ્છા હતી. ક્યાં છે એ વાસરઘર ? કયા છે મ્હારો એ વિવાહનો વેશ ? મ્હારા પોતાનામાથી ખટખટ અવાજ થતાં જાગીને જોયું તો ત્રણ બાળકો મ્હને લઈ અસ્થિવિદ્યા શીખતા હતા. હૃદ-યમાં જે સ્થળે સુખ દુઃખ અનુભવાતા હતા તથા યૌવનની પાંખ-

ડીઓ એક પછી એક ખીલતી હતી ત્યા માસ્તર સોટી ધરીને ક્યા લાકડાનુ કયુ નામ છે એ શીખવતા હતા. મ્હારા ઓષ્ઠ ઉપર જે અંતિમ હાસ્ય હતુ એ તમે જોઇ શક્યા હતા કે ?

"કેમ, વાત કેવી લાગી ?"

મ્હે કહ્યુ—'વાત ઘણી પ્રફુલ્લકર છે"

આ વખતે સ્હવાર થયુ હતુ મ્હે કહ્યુ, 'હજી વાત બાકી છે કે ?' કાંઇ ઉત્તર મળ્યા નહિ

પ્રભાતકાળના પ્રકાશનો ઓરડામા પ્રચાર થયો



# બ્હાર અને અંદર

વિપિનકિશોરનો જન્મ શ્રીમતને ઘેર થયો હતો, તેથી તે જે પ્રમાણમા ખરચ કરવાનુ જાણતો હતો તેનાથી અડધા પ્રમાણમા પણ કમાવાનુ જાણતો નહોતો આમ હોવાથી જે ઘરમા તેનો જન્મ થયો હતો એ ઘરમા વિશેષ દિવસ સુધી તેનાથી રહી શકાયુ નહિ.

કોમળ અંગવાળો તથા દેખાવડો વિપિનકિશોર ગાવા બજાવવામા ઉસ્તાદ હતો કામકાજમા તે ઘણો અપટુ હતો, સસારને માટે સર્વથા નિરુપયોગી હતો, જીવનયાત્રાનો નિર્વાહ કરવામા તે જગન્નાથદેવના રથના જેવો અચળ હતો, એ રથને ચલાવવા માટે જેટલી તૈયારી જોઇએ તેટલી જ તૈયારી હમણા વિપિનકિશોરને પોતાનો જીવનરથ ચલાવવા માટે મળી આવી હતી.

સાભાગ્યના પ્રમાદથી રાજા ચિત્તરજને સ્ટેટ ઑફ્ વાર્ડ્સમાંથી પોતાની મિલકત મેળવી મૉજશૉખ માટે નાટક કપની સ્થાપવાનો પ્રયત્ન કરવા માડયો હતો. વિપિનકિશોરનો સુદર ચહેરો તથા ગાન ગાવાની તેમજ ગાન રચવાની તેની શક્તિથી મુગ્ધ થઇ પ્રેમપૂર્વક રાજાસાહેબે તેને પોતાના નોકરોમા દાખલ કર્યો હતો

રાજા બી, એ પાસ હતા તેમનામા કોઈ પણ પ્રકારની ઉચ્છ્ખલતા નહોતી. તેઓ મ્હોટા માણસ હોવા છતા નિયમિત સમયે તથા ચોક્કસ સ્થળે શયન ભોજન કરતા હતા. વિપિનકિશોરનું આગમન થયા પછી તેમની નિયમિતતા દૂર થઇ ગઇ. તેના ગાન સાભળતાં સાભળતાં તથા તેણે રચેલા સગીત નાટકની ચર્ચા કરતા કરતાં ખોરાક ઠડો થઇ જતો હતો—રાત ઘણી વીતિ જતી હતી. દીવાનજી એમ કહેતા કે, તેમના સ્થિર સ્વભાવવાળા માલિકના

ચરિત્રમા જો કાઇ દોષ હોય તો વિપિનકિશોરના તરફ તેમની અતિશય આસક્તિ હતી, એ જ હતો.

રાણી વસતકુમારી મૃદુસ્વરે ઠપકો આપતી હોય તેમ તેણે સ્વામીને કહ્યું —" આ વાદરો ક્યાથી તમારુ શરીર ખરાબ કરવા અહી આવ્યો છે ! એ દૂર થશે ત્યારે જ મ્હારા જીવને ટાઢક વળશે. "

યુવતી સ્ત્રીની ઇર્ષ્યાથી રાજા મનમા ને મનમા ખુશી થતા હતા–હસતા હતા તેઓ એમ વિચારતા હતા કે, સ્ત્રીઓ જેને મ્હાય છે તેને જ જાણે છે જગતમા સ્નેહના પાત્ર ઘણા હોય છે એ વાત સ્ત્રીઓના શાસ્ત્રમા લખેલી હોતી નથી જે માણસે સ્ત્રીના કાનમા વિવાહના મંત્રોનો ઉચ્ચાર કર્યો હોય છે તે માણસ માટે જ સ્ત્રીજાતિનો સઘળો આદર હોય છે પતિને જમવા આવતા જો અડધા કલાકનો વિલબ થાય છે તો તે સ્ત્રીને માટે અસહ્ય થઇ પડે છે સ્વામીના આશ્રિતને દૂર કરી દેવાથી તેને એક મુઠી અનાજ મળશે કે કેમ તેની ચિતા સ્ત્રીને હોતી નથી સ્ત્રીજાતિનો આવો વિચારશૂન્ય પક્ષપાત કદાચ દૂષણીય હશે, પરતુ ચિત્તરજનને આ પક્ષપાત અપ્રીતિકર લાગ્યો નહિ એટલા માટે તેઓ વારવાર વિપિનના વિશેષ ગુણગાન કરી પોતાની સ્ત્રીને ચ્હીડવતા તથા આનદ અનુભવતા હતા

આ રાજકીય રમત બીચારા વિપિન માટે સારી નીવડી નહિ અંતપુરની વિરુદ્ધતાથી તેના ભોજનાદિની વ્યવસ્થામા પગલે પગલે કાકરા પડવા લાગ્યા ધનવાન ઘરના નોકર, આશ્રિત ગૃહસ્થ લોક તરફ સ્વાભાવિક રીતે જ વિરુદ્ધતા દર્શાવે છે–રાણીના અત્યાચારનુ દર્શન કરી, સાહસ મેળવી તેઓ અદરખાનેથી વિપિન તરફ ઘણો તિરસ્કાર દર્શાવતા હતા

એક દિવસે રાણીએ હરિયાને ઠપકો આપતા કહ્યુ —" તું આખો દિવસ શુ કરે છે ? કોઇ પણ કામ વખતે તુ નજરે પડતો નથી ! "

હરિયાએ કહ્યું:—" રાજા સાહેબની આજ્ઞાનુસાર વિપિન બાબુની સરભરા કરવામા મ્હારો વખત પસાર થઈ જાય છે."

રાણીએ કહ્યુ —" ઓહો ! વિપિનબાબુ તો મ્હોટા નવ્વાબ બની ગયા હોય એમ લાગે છે!"

બીજા દિવસથી હરિયાએ વિપિનનો એઠવાડા કાઢવાનુ બધ કર્યું કોઇ કોઇ વખતે તો તે ખાવાનુ સુદ્ધા ઢાંકી જતો નહોતો ટેવ નહિ હોવા છતા વિપિન પોતાના એઠા વાસણો પોતાને હાથે સાફ કરવા લાગ્યો તથા વચ્ચે વચ્ચે ઉપવાસ કરવા લાગ્યો એ સબધી રાજા પાસે ફરિયાદ કરવી એ એના સ્વભાવની વિરુદ્ધ હતુ કોઇ પણ ચાકર સાથે તકરાર કરી જાણી જોઈ તે પોતાનુ અપમાન કરાવતો નહિ આવી રીતે વિપિનના ભાગ્યમા બ્હારથી પ્રેમ વધવા લાગ્યો તથા અદરથી તિરસ્કારનો પાર ન રહ્યો

'સુભદ્રાહરણ' નામક સગીત નાટક રીહર્સલને અતે તૈયાર થયુ હતુ રાજમહાલયના આગણામા જ એનો અભિનય થયો રાજાએ પોને કૃષ્ણનો વેશ લીધો અને વિપિને અર્જુનનો વેશ લીધો અહા! અર્જુનનો જેવો કંઠ હતો તેવુ જ તેનુ રૂપ હતુ ! દર્શકો ઉપરાઉપરી ધન્યવાદ આપવા લાગ્યા

રાત્રે રાજાએ આવી રાણી વસતકુમારીને પૂછ્યુ—" ખેલ કેવો લાગ્યો ?"

રાણીએ કહ્યુ —" ઘણો સારો વિપિને અર્જુનનો વેશ ભજવવામા કમાલ કરી છે ! એનો ચ્હેરો સુદર અને કઠ મધુર છે!"

રાજા બોલ્યા —" અને મ્હારો ચ્હેરો કદરૂપો છે કે ? મ્હારો રાગ પણ સારો નથી કેમ ?!"

રાણી બોલી —" તમારી વાત અલગ છે!" આમ કહી તેણે પાછી વિપિનના અભિનયની વાત કાઢી.

રાજાએ પહેલા આજની રાણીની ભાષા કરતા પણ વિશેષ ઉત્તેજિત ભાવમા રાણી પાસે વિપિનનાં ગુણગાન કર્યાં હતા, છતા આજે રાણીને મુખે કેવળ આટલી પ્રશસા સાભળી તેમણે એમ વિચાર્યું કે મૂર્ખ માણસો વિપિનની હદ ઉપરાત પ્રશસા કરે છે ! એનો ચ્હેરો અને કંઠસ્વર કાઇ વિશેષ પ્રશસાપાત્ર નથી ! થોડા કાળ પૂર્વે રાજા પણ ઉપરોક્ત મૂર્ખ માણસોના વર્ગમા હતો. આ ? એકાએક કયા કારણથી તેની વિચારશક્તિ જાગૃત થઇ !

બીજા દિવસથી વિપિનના ભોજનની ઘણી સારી વ્યવસ્થા થઇ. વસંતકુમારીએ રાજાને કહ્યું—"વિપિનને કચેરીના અંદર નોકર ચાકર સાથે જમવા બેસાડવો એ એક પ્રકારનો અન્યાય છે ગમે તેમ હો, પણ પૂર્વે એક વખતે તેની સ્થિતિ સારી હતી "

રાજાએ વાતને ઉડાવી દઇ ટૂંકમા જ કહ્યું—"હ "

પુત્રને અન્નપ્રાશન કરાવવાનો શુભ પ્રસગ ઉપસ્થિત થયો [illegible] કારણથી એક વખતે નાટક જોવાની ઇચ્છા રાણીએ દર્શાવી રાજાએ, રાણીની એ ઇચ્છા તરફ આખ આડા કાન કર્યા

એક દિવસે કપડા જોઇએ એવા સારા ધોવાયલા નહિ હોવાથી રાજાએ હરિયાને ઠપકો આપ્યો ઠપકો સાભળી તેણે કહ્યું—" હુ શુ કરુ ? રાણીસાહેબની આજ્ઞાથી વિપિનબાબુની સેવાચાકરી કરવામા મ્હારો વખત વીતિ જાય છે "

રાજાએ ક્રોધે ભરાઇ કહ્યું—" એમ ! વિપિન મ્હોટો નવાબ બની ગયો છે ! એનાથી પોતાના વાસણ પણ સાફ નથી કરી શકાતા કે ! "

સંધ્યાકાળે જ્યારે સગીતની આલોચના થાય ત્યારે પાસેના ઓરડામા પર્દા પાછળ રહી વિપિનના ગાન સાભળવાની ઇચ્છા રાણીએ રાજા પાસે પ્રકટ કરી હવે રાજાએ વખત નહિ ગુમાવતા

પ્રથમની માફક બરાબર નિયમિત સમયે જમવા તથા સુઇ રહેવા માંડ્યું. સંગીતની ચર્ચા બંધ પડી ગઇ.

મધ્યાન્હકાળે રાજા જમીનદારીનું કામકાજ તપાસતા હતા. એક દિવસે તેઓ હમ્મેશાના કરતા કાંઇક વહેલા અંતઃપુરમાં ગયા એ વખતે રાણી કાંઇ વાંચતી હતી. રાજાએ પૂછ્યું —'શું વાંચે છે ?"

રાણીએ પ્રથમ સહજ ગભરાઇને કહ્યું —'વિપિન પાસેથી ગાનની એક ચોપડી મંગાવી તેમાંથી એક બે ગાન મોઢે કરું છું. તમારો શોખ એકાએક મટી જવાથી હવે ગાન સાંભળવાનું મળે તેમ નથી." એ શોખને ઘણા વખત પૂર્વે મટાડી દેવાના જે પ્રયત્નો રાણીએ કર્યા હતા તેનું તેને કોઇએ સ્મરણ કરાવ્યું નહિ.

બીજે જ દિવસે રાજાએ વિપિનને વિદાય કરી દીધો—હવેથી કેવી રીતે તેને એક મુઠી અનાજ મળશે એ સંબંધી તેમણે કાંઇ વિચાર કર્યો નહિ.

દુઃખ કેવળ એટલું જ નહોતું. અત્યાર સુધીમાં વિપિનનો રાજા ઉપર સરળ સ્નેહભાવ થયો હતો. પગાર કરતા રાજાનો પ્રેમ તેને માટે વિશેષ કિંમતી થઇ પડ્યો હતો. ઘણો વિચાર કરી જોવા છતાં શા અપરાધથી આજે પોતે રાજાનો પ્રેમ ગુમાવી બેઠો એ વિપિન નક્કી કરી શક્યો નહિ એક ગાઢ નિશ્વાસ મૂકી પોતાના પુરાતન તંબુરાને ગલેફ પહેરાવી બંધુશૂન્ય બૃહત્ સંસારમાં તે બ્હાર નીકળી પડ્યો—જતી વખતે પોતાની પાસે વધેલા બે રૂપિયા તેણે રાજાના નોકર હરિયાને ઇનામમાં આપી દીધા.

# મહામાયા



( ૧ )

મહામાયા અને રાજીવલોચને નદીતટ ઉપર આવેલા એક જીર્ણ મંદિરમા મુલાકાત કરી

મહામાયાએ કાંઇ બોલ્યા સિવાય પોતાની સ્વાભાવિક ગભીર દષ્ટિમા સહજ તિરસ્કાર ભેળવી રાજીવના મુખ તરફ જોયુ. એનો અર્થ એ હતો કે 'આજે શા સાહસથી તમે આવા કવખતે મ્હને અત્રે બોલાવી છે ? આજ સુધી હુ તમારી સઘળી વાતો સાભળતી આવી છુ તેથી જ તમારી હિમ્મત આટલી બધી વધી ગઇ છે કે ?'

એક રીતે જોવા જતા રાજીવ મહામાયાનો ભય રાખીને ચાલતો હતો તેથી આજના મહામાયાના દષ્ટિપાતે તેને વિચલિત બનાવી દીધો એક બે વાત સ્થિરભાવથી ગોઠવીને કહેવાનો તેનો વિચાર હતો, પરતુ એ વિચાર તે પાર પાડી શક્યો નહિ વળી વિના વિલબે આ મિનલનુ કાંઇ કારણ દર્શાવ્યા સિવાય પણ ચાલે તેમ નહોતુ તે ઝડપથી બોલી ઉઠયો—" આપણે બન્ને અહીથી નાસી જઇ વિવાહ કરીએ એવી મ્હારી ઇચ્છા છે ' રાજીવને જે વાત કહેવી હતી તે તેણે કહી તો ખરી, પરતુ જે ભૂમિકા અથવા વાકયરચનાનો ઉપયોગ કરવાનો પ્રથમ તેણે પોતાના મનમા નિશ્ચય કર્યો હતો તે પાર પડયો નહિ તેની વાત તદ્દન નીરસ, અલકારશૂન્ય તથા અદ્દ્ભુત સભળાઇ. એ વાત બોલીને તે પોતે જ ચચળ બની ગયો. બીજી બે ચાર વાતનો સબધ જોડી અસલ વાતને નરમ કરવા જેટલી શક્તિ તેનામા રહી નહિ. નદીતીરે

જીર્ણ મંદિરમાં મધ્યાન્હકાળે મહામાયાને બોલાવી એ મુગ્ધ માણસે કેવળ એટલુંજ કહ્યું કે, " ચાલ આપણે વિવાહ કરીએ ! "

મહામાયા કુલિન ઘરની કુમારી હતી તેની ઉમ્મર ચોવીસ વર્ષની હતી એ યુવતીનું સૌન્દર્ય સર્વાંશે વિકસિત થયું હતુ. શરત્કાળના તડકા જેવી તે જાણે કે કાચા સોનાની મૂર્તિ હતી—એ તડકાના જેવી તેજસ્વી અને નીરવ હતી તેની દૃષ્ટિ દિવસના પ્રકાશ જેવી ખુલ્લી તથા નિર્ભય હતી

મહામાયાનો પિતા હયાત નહોતો—મ્હોટો ભાઈ હતો તેનું નામ ભવાનીચરણ ચટ્ટોપાધ્યાય હતુ ભાઇ બ્હેનની પ્રકૃતિ મુખ્યત્વે કરીને સમાન હતી. મ્હોં મંધ હોવા છતા તેના ઉપર એક પ્રકારનુ એવુ તેજ હતુ કે મધ્યાન્હકાળની માફક ચુપકીદીથી બાળી શકે લોકોને ભવાનીચરણનો કારણ નહિ હોવા છતા ભય લાગતો હતો.

રાજીવ વિદેશી માણસ હતો એ ગામમા આવેલા રેશમના કારખાનાના મુખ્ય સાહેબ તેને પોતાની સાથે લઇ આવ્યા હતા. રાજીવનો પિતા એ સાહેબનો નોકર હતો તેનુ મૃત્યુ થયા પછી તેના ન્હાની ઉમ્મરના પુત્ર રાજીવના ભરણપોષણનો ભાર પોતે ઉપાડી લઇ સાહેબ તેને તેની બાલ્યાવસ્થામા જ વામનહાટીના કારખાનામા લઈ આવ્યા હતા જે પ્રાચીનકાળની વાત કહેવામા આવે છે એ કાળમા સાહેબલોકોમા આવી સહૃદયતા ખાસ કરીને જોવામા આવતી હતી બાળકની સાથે કેવળ તેની સ્નેહમયી ફોઇ હતી તે રાજીવને સાથે લઇ ભવાનીચરણની પાડોશમા રહેતી હતી મહામાયા રાજીવની શૈશવસહચરી હતી તથા રાજીવની ફોઇ સાથે મહામાયાનુ સુદૃઢ સ્નેહબંધન હતુ.

રાજીવની ઉમ્મર વધતાં વધતા સત્તર, અઢાર અને ઓગણીસ વર્ષની થઇ, છતા ફોઇના પુષ્કળ આગ્રહ તરફ દુર્લક્ષ્ય કરી

તે વિવાહ કરતો નહોતો બંગાળી છોકરામાં આવી અસામાન્ય બુદ્ધિ જોઇ સાહેબ ઘણા ખુશી થયા સાહેબ કુંવારા હતા રાજીવ પોતાનો જ આદર્શ સ્વીકાર્યો છે એમ તેમણે વિચાર્યું એવામાં સાહેબનું મૃત્યુ થયું

બીજી તરફથી જોતાં પૈસાના અભાવે મહામાયા માટે યોગ્ય કુળવાન વર મળી આવતો નહોતો એ કુમારીની ઉમ્મર પણ દિવસે દિવસે વધવા લાગી

વાચકોને કહેવાની જરૂર નથી કે, વિવાહબંધન દેવતાનું કાર્ય હોય તેમણે આજ સુધી આ નરનારી તરફ ઘણું દુર્લક્ષ્ય કર્યું હતું પરંતુ પ્રેમબંધનનો ભાર જેમના તરફ હતો તેમણે અત્યાર સુધી પોતાના વખતનો નાશ કર્યો નહોતો. વૃદ્ધ પ્રજાપતિ જ્યારે ઝોકાં ખાતા હતા ત્યારે યુવક કામદેવ સંપૂર્ણ જાગૃત સ્થિતિમાં હતા

ભગવાન કામદેવનો પ્રભાવ ભિન્ન લોક ઉપર ભિન્ન ભાવથી પ્રકાશિત થાય છે કામદેવતાની ઉત્તેજનાથી રાજીવ બે ચાર મનના વાત કહેવાનો સુયોગ શોધતો હતો, પરંતુ મહામાયા રાજીવને સુયોગ આપતી નહોતી તેની નિસ્તબ્ધ ગંભીર દૃષ્ટિ રાજીવના વ્યાકુળ હૃદયમાં એક પ્રકારનો ભય ઉત્પન્ન કરતી હતી

આજે સેંકડો વખત ગંગાના સમ દઈ રાજીવ મહામાયાને આ જીર્ણ મંદિરમાં બોલાવી શક્યો હતો પોતાના મનની સઘળી વાત આજે તેણે મહામાયાને કહી દેવાનો નિશ્ચય કર્યો હતો. જીવન પર્યંત સુખ અગર મૃત્યુ એ બે વિષયનો આધાર આજની વાત ઉપર હતો જીવનના આવા સંકટના દિવસે રાજીવે કેવળ એટલું જ કહ્યું કે 'આપણે બન્ને અહીંથી નાસી જઇને વિવાહ કરીએ' આટલું કહ્યા પછી અભ્યાસ ભૂલી ગયેલા વિદ્યાર્થીની માફક કિંકર્તવ્યવિમૂઢ બની તે ઊભો રહ્યો

રાજીવ આવી વાત કહેશે એવી મહામાયાના મનમાં કલ્પના સુદ્ધાં નહોતી ઘણા સમય સુધી તે ચુપકીદી ધારણ કરી ઉભી રહી.

મધ્યાન્હકાળના અનેક અચોક્કસ કરૂણધ્વનિ હોય છે એ ધ્વનિ આ નિસ્તબ્ધતામાં સંભળાવા લાગ્યા વાયુને લીધે મંદિરના ભાગેલા બારણા અત્યંત મૃદુ આર્ત્તસ્વરથી ધીમે ધીમે ઉઘડવા અને બંધ થવા લાગ્યા મંદિરના ગોખલાઓમાં બેઠેલા કબુતર મૃદુ અવાજ કરવા લાગ્યા હતા. સુકા પાદડાઓ ઉપરથી 'સર સર' અવાજ કરી ખીસકોલીઓ ચાલી જતી હતી એકાએક ગરમ વાયુનો એક ઝપાટો મયદાન તરફથી આવી સઘળા વૃક્ષોના પાદડાઓ હલાવવા લાગ્યો, એકાએક નદીનું પાણી ભાગેલા ઘાટના પગથીઆ ઉપર પડી આઘાત કરવા લાગ્યું આ સઘળા આકસ્મિક આળસુ અવાજો ભેદી બહુ દૂરથી એક ગોવાળીઆની વાસળીનો મધુર સુર સંભળાતો હતો. મહામાયાના મુખ તરફ જોવાનું સાહસ નહિ હોવાથી રાજીવ જાણે કે શાન્ત સ્વપ્ન જોતો હોય એવી રીતે નદી તરફ જોઇ રહ્યો હતો

થોડી વાર પછી મ્હોં ફેરવી રાજીવે ભિક્ષુકની માફક ફરી એક વખત મહામાયાના મુખ તરફ જોયું મહામાયાએ માથું હલાવી કહ્યું:—"ના, એમ બની શકશે નહિ "

જેવું મહામાયાએ માથું હલાવ્યું તેવી જ રાજીવની આશા જમીનદોસ્ત થઇ' રાજીવ ઘણી સારી રીતે જાણતો હતો કે, મહામાયાનું માથું મહામાયાના પોતાના નિયમ પ્રમાણે હાલતું, બીજા કોઇનામાં તેને વિચલિત કરવાની શક્તિ નહોતી કુળનું પ્રબળ અભિમાન મહામાયાના વંશમાં ઘણા કાળથી વહેતું હતું. તે કદાપિ રાજીવ જેવા અકુલિન બ્રાહ્મણને વિવાહ કરવા સમ્મત થાય ખરી કે? પ્રેમ કરવો એ જૂદી વાત છે અને વિવાહ કરવો એ પણ જૂદી વાત છે. ગમે તેમ હો, પરંતુ મહામાયા એટલું તો સમજી શકી કે, પોતાના વિચારશૂન્ય વ્યવહારને લીધે જ રાજીવની સ્પર્ધા આટલી

બધી વધી ગઈ હતી તે તત્કાળ મંદિરનો ત્યાગ કરી ચાલી જવા તૈયાર થઇ.

રાજીવ વખત વિચારી તત્કાળ કહ્યું —" હું આવતી કાલે જ આ દેશનો ત્યાગ કરી ચાલ્યો જઇશ."

એ ખબરનું પોતાને શું કામ છે એવો ભાવ દર્શાવવાનો એક વખત મહામાયાએ વિચાર કર્યો, પરંતુ તેનાથી એમ બની શક્યું નહિ ત્યાથી વિદાય થઇ જવા માટે તેના પગ ઉપડયા નહિ શાન્ત ભાવથી તેણે પૂછ્યું —" ચાલ્યા જવાનું કાંઇ કારણ ?"

રાજીવે કહ્યું —" મ્હારા સાહેબની અહીંથી સોનાપુરના કાર ખાનામાં બદલી થઈ છે મ્હને તેઓ સાથે લઈ જાય છે "

મહામાયા પાછી ઘણા સમય સુધી ચુપ રહી. તેણે વિચારી જોયું કે, બન્ને જણાના જીવનની ગતિ જૂદી જૂદી દિશાએ છે— એક મનુષ્યને હમ્મેશા નજરબંદીમાં રાખી શકાતું નથી બીડેલા હોઠને સહજ ખુલ્લા કરી તેણે કહ્યું —" સારુ !" તેનો આ શબ્દ ગાઢ નિશ્વાસ જેવો સંભળાયો

કેવળ આટલો શબ્દ ઉચ્ચારી મહામાયા પુનઃ ચાલી જવાની તૈયારી કરતી હતી એવામા રાજીવ ચમકી ઉઠીને કહ્યું.—" ચટ્ટોપાધ્યાય મહાશય !"

મહામાયાએ જોયુ કે, ભવાનીચરણ તેનો પત્તો મેળવી મંદિર તરફ આવતો હતો રાજીવે મહામાયા ઉપર આવી પડનાર સંકટનો વિચાર કરી મંદિરની ભાંગેલી દિવાલને ઓળંગી ચાલ્યા જવાનો પ્રયત્ન કર્યો મહામાયાએ બળપૂર્વક તેનો હાથ પકડી તેને જતો અટકાવ્યો. ભવાનીચરણે મંદિરમા પ્રવેશ કર્યો—એક વખત તેણે ચુપકીદીથી બન્નેનાં મુખ તરફ જોયું.

મહામાયાએ રાજીવના મુખ તરફ જોઈ દૃઢકંઠે કહ્યું— " રાજીવ ! હું તમારે જ ઘેર આવીશ તમે મ્હારે માટે રાહ જોજો "

ભવાનીચરણ ચુપચુપ મંદિરની બ્હાર નીકળ્યો. મહામાયાએ પણ ચુપચુપ તેનું અનુસરણ કર્યું. રાજીવ ભાન ભૂલી પોતાને જાણે કે ફાંસીનો હુકમ થયો હોય એવી રીતે ત્યાં ઉભો રહ્યો.

( ૨ )

એ રાત્રે ભવાનીચરણે એક પાનેતર લઇ આવી મહામાયાને કહ્યું —" આ પાનેતર પહેરી મ્હારી સાથે ચાલ."

મહામાયાએ પાનેતર પહેરી ભવાનીચરણનું અનુસરણ કર્યું ભવાનીચરણની આજ્ઞા તો શું પણ તેના સંકેતને સુદ્ધાં અમાન્ય કરવાની કોઇનામાં શક્તિ નહોતી

એ રાત્રે બન્ને જણાં નદીતીરે આવેલા શ્મશાન તરફ જવા લાગ્યા. ઘરથી શ્મશાન કાંઇ બહુ દૂર નહોતું. ત્યાં ગંગાયાત્રીના ઘરમાં એક વૃદ્ધ બ્રાહ્મણ મૃત્યુની રાહ જોયા કરતો હતો તેની શય્યા પાસે જઈ બન્ને જણા ઉભાં રહ્યાં ઘરના એક ખુણામાં પુરોહિત બ્રાહ્મણ હાજર હતો. ભવાનીચરણે તેને સંકેત કર્યો. વિના વિલંબે શુભા નુષ્ઠાનની વ્યવસ્થા કરી તે તૈયાર થઇ ગયો મહામાયા સમજી ગઇ કે, એ મરવા પડેલા વૃદ્ધ સાથે તેનો વિવાહ હતો. તેણે કોઈ પણ પ્રકારની બાધા કરી નહિ. થોડે દૂર સળગતી બે ચિતાઓના પ્રકાશમાં, લગભગ અંધકારમય ગૃહમા મૃત્યુકષ્ટના આર્ત્તધ્વનિ સાથે અસ્પષ્ટ મંત્રોચ્ચારણના મિલનમા મહામાયાનો વિવાહ થઇ ગયો

જે દિવસે વિવાહ થયો તેને બીજે જ દિવસે મહામાયા વિધવા થઇ આ મોટા બનાવથી વિધવાએ કાંઈ વિશેષ શોક અનુભવ્યો નહિ. રાજીવ પણ મહામાયાના વિવાહના આકસ્મિક સમાચાર સાંભળી જેવો વજ્રાહત થયો હતો તેવો વજ્રાહત તેના વૈધવ્યના સમાચાર સાંભળી થયો નહિ. ઉલટો તે થોડી પ્રફુલ્લતા અનુભવવા લાગ્યો, પરંતુ એ ભાવ વિશેષ સમય સુધી ટકી રહ્યો નહિ. બીજા એક કઠોર

આઘાતથી રાજીવ જમીનદોસ્ત થઇ ગયો. તેને એવી ખબર મળી કે, મહામાયા સતી થવાની હોવાથી શ્મશાનમા આજે ઘણી ધામધુમ છે.

સાહેબની મદદ મેળવી આ ભયંકર પ્રકારને બળપૂર્વક અટકાવવાનો પ્રથમ તેણે વિચાર કર્યો. પછી તેને યાદ આવ્યુ કે સાહેબની બદલી થવાથી તેઓ આજે સોનાપુર ચાલ્યા ગયા હતા. રાજીવને સાથે લઇ જવાની ઇચ્છા તેમણે દર્શાવી હતી, પરંતુ તે એક મહિનાની રજા લઇ અત્રે રોકાયો હતો.

મહામાયાએ તેને કહ્યું હતું કે, "તમે મ્હારે માટે રાહ જોજો" કોઇ પણ રીતે રાજીવ મહામાયાનુ એ વચન ઉથાપી શકયો નહોતો. હમણા એક માસની રજા તેણે લીધી હતી, પરંતુ જરૂર ઉપસ્થિત થતા બે માસ, ત્રણ માસ અને છેવટે સાહેબની નોકરી છોડી ઘેર ઘેર ભિક્ષા માગી હમ્મેશાને માટે રાહ જોવા તે તૈયાર હતો.

રાજીવ દીવાનાની માફક દોડધામ કરી આત્મહત્યા અગર તો એવુ કાઇ કરવાને તૈયાર થયો હતો. એવામા સંધ્યાકાળે મુષળધાર વૃષ્ટિ સાથે પ્રચંડ વટોળીઆનુ તોફાન ઉપસ્થિત થયુ. જાણે કે ઘર માથા ઉપર તૂટી પડે, એવુ એ ભયંકર તોફાન હતું. પોતાના અંતરના જેવો જ બાહ્યપ્રકૃતિમા મહાન્ વિપ્લવ ઉપસ્થિત થયેલો રાજીવે જ્યારે જોયો ત્યારે તે કાઇક અંશે શાન્ત થયો. પ્રકૃતિ પોતાનો પક્ષ સ્વીકારી કોઇ પણ પ્રકારનુ પ્રતિવિધાન કરતી હોય એમજ તેને લાગ્યું. રાજીવ ઇચ્છાનુસાર શક્તિનો પ્રયોગ કરી શકતો નહોતો, પરંતુ પ્રકૃતિ આકાશ પાતાળ એક કરી પુષ્કળ શક્તિનો પ્રયોગ કરતી હતી.

એવામા બ્હારથી કોઇએ જોરથી બારણુ ઠેલ્યુ. રાજીવે ઝડપથી બારણુ ઉઘાડયું. ભીંજાયલા વસ્ત્રે એક સ્ત્રીએ ઘરમા પ્રવેશ કર્યો. તેનુ મસ્તક અને મ્હો ઘુમટામા ઢંકાયલું હતું. એ મહામાયા છે એમ રાજીવ તત્કાળ જાણી શકયો !

ઉત્તેજિત સ્વરે રાજીવે પૂછ્યુ—"મહામાયા ! તુ ચિતામાથી ઉઠી આવી છે ! !"

મહામાયાએ કહ્યું :—"હા તમારે ઘેર આવવાને હું કબૂલ થઇ હતી. હું મ્હારી કબૂલાત પાળવા આવી છું, પરંતુ રાજીવ ! હું પહેલા હતી તે હવે નથી. મ્હારામાં ઘણો ફેરફાર થઈ ગયો છે મનમાં જ હું કેવળ પ્રથમની મહામાયા છું કદાપિ મ્હારો ઘુમટો નહિ ખોલવાની તથા મ્હારું મુખ નહિ જોવાની પ્રતિજ્ઞા કરશો તો જ હું તમારા ઘરમાં રહી શકીશ. તમારાથી તેમ ન બની શકે તો હું પુનઃ ચિતામાં જઈ બળી મરું !"

મૃત્યુના હાથમાંથી મહામાયા મળી આવી એજ બસ હતું રાજીવે તરત જ કહ્યું:—"તું ત્હારી ઇચ્છા હોય એવી રીતે રહેજે જો તું મ્હને છોડી જઇશ તો હું બચીશ નહિ."

મહામાયાએ કહ્યું :—"ત્યારે જે સ્થળે તમારા સાહેબની બદલી થઈ છે તે સ્થળે હમણાં ને હમણાં જ ચાલો."

ઘરમાં જે કાંઇ હતું તે બધુ પડતું મૂકી રાજીવ મહામાયાને સાથે લઇ એ તોફાનમાં બ્હાર નીકળી પડયો. વંટોળીઆનું તોફાન એટલું બધુ હતું કે, ઉભા રહી શકવામાં પણ મુશ્કેલી હતી. વંટોળીઆના જોરથી કાંકરા આવી શરીર ઉપર વાગવા લાગ્યા. બન્ને જણાં રસ્તો છોડી ખુલ્લા મયદાનમાં ચાલવા લાગ્યાં. વાયુના વેગે પાછળથી આઘાત કરવા માંડયા. વંટોળીઓ જાણે કે લોકાલયમાંથી એ માણસને ભિન્ન કરી પ્રલય તરફ ઉડાવી લઇ જવા લાગ્યો.

( ૩ )

આ વાતને કાલ્પનિક કિંવા અલૌકિક ધારવાનું કાંઇ કારણ નથી. જ્યારે સતી થવાનો રીવાજ ચાલતો હતો ત્યારે આવો બનાવ કોઈ કોઈ વખતે બનતો.

મહામાયાના હાથપગ બાંધી તેને ચિતામાં સમર્પણ કરી યથાસમયે અગ્નિપ્રયોગ કરવામાં આવ્યો હતો. અગ્નિ પણ ધુ અવાજ કરતો સળગી ઉઠયો હતો. એવા સમયે પ્રચંડ વંટોળ આસહિત

મુશળધાર વૃષ્ટિનો આરંભ થયો જેઓ સ્મશાનમાં અગ્નિસંસ્કાર કરવા ગયા હતા; તેમણે ઝડપથી ગ્રામયાત્રીના ઘરમાં પ્રવેશ કરી બારણાં બંધ કરી દીધાં વૃષ્ટિને લીધે ચિતાનો અગ્નિ બુઝાઈ જતાં વાર લાગી નહિ એ સમય દરમ્યાન મહામાયાના હાથનું બંધન બળી ગયું હતું અને તેના બન્ને હાથ મુક્ત થયા હતા અસહ્ય દાહદુઃખથી કાંઈ પણ બોલ્યા સિવાય મહામાયાએ ઉઠી બેઠી થઈ પગનું બંધન છોડી નાખ્યું પછી શરીર ઉપર બળી ગયેલા લુગડાના કટકા દબાવી તે ચિતામાંથી ઉઠી પોતાને ઘેર ગઈ ઘેર કોઈ નહોતું સઉ સ્મશાનમાં જ હતા દીપક સળગાવી એક વસ્ત્ર પહેરી મહામાયાએ દર્પણમાં એક વખત પોતાનું મુખ જોયું પછી દર્પણને જમીન ઉપર પછાડી એક વખત તેણે કાંઈ વિચાર કર્યો ત્યાર બાદ મ્હોં ઉપર લાંબો ઘુમટો ખેંચી નજીક આવેલા રાજીવને ઘેર તે ગઈ અને ત્યાં જે કાંઈ બન્યું તે વાચકો જાણે છે.

હમણાં મહામાયા રાજીવના ઘરમાં હોવા છતાં રાજીવ સુખી નહોતો બન્ને વચ્ચે કેવળ એક માત્ર ઘુમટાનું અંતર હતું. એ ઘુમટો મૃત્યુના જેવો ચિર સ્થાયી હોઈ મૃત્યુ કરતાં પણ વિશેષ દુઃખદાયક હતો મૃત્યુની વિયોગવેદનાના ધ્વનિને નિરાશા કાળક્રમે કાંઈક અંશે ભુલાવે છે, પરંતુ આ ઘુમટાના વિયોગમાંથી એક જીવતી આશા હમ્મેશાં દુઃખી કરતી હતી.

મહામાયાનો નિસ્તબ્ધ શાન્ત ભાવ એક રીતે અસહ્ય તો હતો જ, તેમાં વળી આ ઘુમટાની અંદરની નિસ્તબ્ધતા વિશેષ અસહ્ય થઈ પડી હતી રાજીવ જાણે કે એક પ્રકારે મૃત્યુના સહવાસમાં જ રહેતો હતો એ નિસ્તબ્ધ મૃત્યુ રાજીવના જીવને આલિંગન કરી હમ્મેશાં જાણે કે તેને દુઃખી કરવા લાગ્યું પૂર્વે જે મહામાયાને રાજીવ જાણતો હતો તેને તે ગુમાવી બેઠો. તેની સદૈવની સુંદર સ્મૃતિને પોતાના સંસારમાં પ્રતિષ્ઠિત કરી રાખવામાં પણ એ ઘુમટામાં છુપાઈ રહેલી મૂર્ત્તિ હમ્મેશાં પાસે રહી ચુપકીદીથી બાધા કરવા

લાગી. રાજીવ વિચારતો કે, મનુષ્યમા સ્વાભાવિક રીતે જ ઘણુ અતર છે—વિશેષત મહામાયા પુરાણવર્ણિત કર્ણના જેવી સહજકવચધારી છે—તેણે પોતાના સ્વભાવની ચોતરફ એક આવરણ લઇ જન્મ ગ્રહણ કર્યો છે ત્યાર પછી વચ્ચે જાણે કે ફરી બીજી વખત જન્મ ગ્રહણ કરી તે બીજુ એક આવરણ લઇ આવી છે હમ્મેશા પાસે રહેવા છતા તે એટલે દૂર જઇ પહોચી હતી કે રાજીવ હવે તેનો પત્તો મેળવી શકતો નહોતો. કેવળ એક માયા-કૂપની બ્હાર બેસી અતૃપ્ત તથા તૃષિત હૃદયે તે આ સૂક્ષ્મ પરતુ અચળ રહસ્યને ભેદવાનો પ્રયત્ન કરતો હતો

આવી રીતે આ બન્ને સગી વિનાના પ્રાણી કેટલાક કાળ સુધી એકત્ર રહ્યા

એક દિવસે વર્ષાકાળમા દશમીની રાત્રે મેઘ દૂર થતા ચદ્રે દર્શન દીધુ સ્થિર ચાદની રાત ઉઘી ગયેલી પૃથ્વીના ઉશિકા પાસે જાગતી બેસી રહી. એ રાત્રે નિદ્રાનો ત્યાગ કરી રાજીવ પણ બારી પાસે બેઠો હતો વનમાથી એક જાતની ગધ આવતી હતી તથા તમરાં-ઓનો ધ્વનિ સભળાતો હતો અધકારમય તરૂશ્રેણીના છેડા ઉપર ચદ્ર ચાદીના થાળની માફક દેખાતો હતો. આવા સમયે મનુષ્ય કોઈ-એક સ્પષ્ટ વાતનો વિચાર કરે કે કેમ એ કહી શકાય તેમ નથી. કેવળ તેનુ સમસ્ત અત કરણ કોઈ એક દિશા તરફ ખેચાય છે—વનની માફક એક પ્રકારની ગધ કાઢે છે તથા તમરાના જેવો અવાજ કરે છે. રાજીવે શો વિચાર કર્યો તે અમે જાણતા નથી; પરતુ પ્રથમના સઘળા નિયમો ભાંગી ગયા હોય એમ આજે એને લાગ્યુ. આજે વર્ષારાત્રિએ પોતાનુ મેઘાવરણ ખોલી નાખેલુ હોઈ તે પ્રથમની મહામાયા જેવી નિસ્તબ્ધ, સુદર અને ગભીર દેખાય છે. રાજીવનુ સઘળુ અસ્તિત્વ એ મહામાયા તરફ ઝડપથી દોડ્યું.

સ્વપ્નમાં ચાલતો હોય એવી રીતે રાજીવ ઉઠીને મહામાયાના શયનગૃહમાં ગયો. મહામાયા એ વખતે ઉંઘતી હતી.

રાજીવ નજીક જઈ ઉભો રહ્યો તેણે મસ્તક નમાવ્યું. મહામાયાના મુખ ઉપર ચાંદનીનો પ્રકાશ પડયો હતો. પણ હાય ! આ શું ? પેલું ચિરપરિચિત મુખ ક્યાં છે ? ! ચિતાના અગ્નિની શિખાઓએ પોતાની નિષ્ઠુર જીભથી મહામાયાના મુખના ડાબા ભાગનું કેટલુંક સૌંદર્ય ચુસી લઇ પોતાની ક્ષુધાનું ચિહ્ન રાખ્યું હતુ.

અમને એમ લાગે છે કે, રાજીવ ચમકી ઉઠયો હશે તથા તેના મુખમાંથી એક અવ્યક્ત ધ્વનિ નીકળ્યો હશે મહામાયા ચમકીને જાગી ઉઠી—તેણે પોતાની સ્હામે રાજીવને જોયો. તત્કાળ ઘુમટો ખેંચી શય્યાનો ત્યાગ કરી તે ઉઠી ઉભી થઇ રાજીવ વખત વિચાર્યા વિના જમીન ઉપર પડયો તથા મહામાયાના પગ પકડી તેણે કહ્યું:—“ મ્હને ક્ષમા આપ. ”

મહામાયા કાંઈ ઉત્તર આપ્યા સિવાય ઘરમાંથી બ્હાર નીકળી ગઈ. ફરીથી તેણે રાજીવના ઘરમાં પ્રવેશ કર્યો નહિ. પછી કોઇ પણ સ્થળે તેનો પત્તો લાગ્યો નહિ એ ક્ષમાશૂન્ય વિદાયનો શાન્ત ક્રોધાગ્નિ રાજીવના સમસ્ત જીવનમાં દગ્ધચિહ્ન રાખી ગયો.



# કાબુલીવાળો

પાંચ વર્ષની ઉમ્મરની મ્હારી ન્હાની કન્યા મિનિ એક ક્ષણ પણ બોલ્યા સિવાય ચુપ રહી શકતી નહિ. પૃથ્વીમા જન્મ ગ્રહણ કરી ભાષાનુ શિક્ષણ મેળવવામાં તેનુ કેવળ એક વર્ષ ગયુ હતુ. ત્યાર પછીથી જ્યા સુધી તે જાગૃત હોય ત્યા સુધીના સમયની એક ક્ષણ પણ તે મૌન ભાવમા ગૂમાવતી નહિ. તેની મા ઘણી વખત ધમકાવીને તેનુ મ્હોં બંધ કરી દેતી હતી, પરતુ હુ તેમ કરી શકતો નહિ મિનિ ચુપ બેસી રહેતી તો એવુ અસ્વાભાવિક લાગતુ કે મ્હારાથી તે સહન થઇ શકતુ નહિ આમ હોવાથી મ્હારી સાથે તેની વાતચિત કાંઇક ઉત્સાહસહિત ચાલતી હતી

સ્હવારે હુ મ્હારી નવલકથાનુ સત્તરમુ પ્રકરણ લખતો હતો એવામા મિનિએ આવી પહોંચી વાતનો આરંભ કરી દીધો કે—"બાપા ! રામદયાળ દરવાન કાગડાને કૌવો કહે છે, તે કાંઇ જાણતો નથી, ખરુ ને ?"

પૃથ્વીમાં ભાષાની વિભિન્નતા સબંધી હુ તેને જ્ઞાન આપવાની તૈયારી કરુ તે પહેલા તેણે બીજો પ્રસંગ ઉપસ્થિત કરી કહ્યું:—"જુઓ બાપા ! ભોળા કહે છે કે, આકાશમાંથી હાથી પોતાની સૂંઢમાથી પાણી નાખે છે, તેથી વરસાદ થાય છે રામ રામ ! ભોળા આવુ ખોટુ બોલે છે ! એ રાત દિવસ બક્યા જ કરે છે ! "

આ સબંધી મ્હારા મતામતની બિલ્કુલ રાહ જોયા સિવાય એકાએક મિનિએ પૂછ્યું —" બાપા ! મ્હારી મા તમારી શું થાય ?"

મનમા ને મનમાં કહ્યુ, ' સાળી. ' મુખેથી કહ્યું:—" મિનિ ! તુ ભોળા પાસે જઈને રમ હું હમણા કામમા છું ! "

તરત મિનિ મ્હારા લખવાના ટેબલ પાસે, મ્હારા પગ નજદીક બેસી ઘણા ઉચ્ચ સ્વરે ગણગણાટ કરી અગડ બગડ રમવા લાગી મ્હારા સત્તરમા પ્રકરણમા એ વખતે પ્રતાપસિહ કાચનમાળાને લઈ અધકારમયી રાત્રે કારાગારની ઉચી બારીએથી, નીચે વહી જતી નદીના જળમા કૂદકો મારતો હતો

* મ્હારુ મકાન રસ્તા ઉપર આવેલુ હતુ. એકાએક મિનિ રમવાનુ છોડી દઇ બારણા પાસે દોડી ગઇ અને મ્હોટેથી બોલી ઉઠી — "કાબુલીવાળા! ઓ કાબુલીવાળા!"

મલિન કપડા પહેરેલો એક કાબુલીવાળો મૃદુ ગતિથી રસ્તે જતો હતો તેના માથા ઉપર કાબુલી પાઘડી, ખભા ઉપર એક ઝોળી અને હાથમા અગુરની બે ચાર ન્હાની પેટીઓ હતી તેના દર્શનથી મ્હારી કન્યાના અતરમા કેવા ભાવનો ઉદય થયો એ હુ કહી શકુ તેમ નથી, પરતુ તે તેને ઉચ્ચકઠે બોલાવવા લાગી. મ્હે વિચાર્યુ, હાથમા ઝોળી લઇને હમણા એક આપદ આવી પહોચશે તથા મ્હારુ સત્તરમુ પ્રકરણ અપૂર્ણ જ રહેશે

પરતુ મિનિની બૂમો સાભળી કાબુલીવાળો પોતાનુ મુખ ફેરવી અમારા મકાન તરફ આવવા લાગ્યો કે તરત મિનિ ઘરમા દોડી ગઈ તેનુ એક પણ ચિહ્ન પુન: નજરે પડયુ નહિ તેના મનમા એક પ્રકારનો એવો અંધવિશ્વાસ હતો કે, કાબુલીવાળાની ઝોળીમાં તેના જેવાં જ બે ચાર જીવતાં માનવ સતાન છુપાવી રાખેલા હશે

બીજી તરફથી કાબુલીવાળો આવી હસતા મુખે મ્હને સલામ કરી ઉભો રહ્યો મ્હે વિચાર્યુ કે પ્રતાપસિહ અને કાચનમાળાની સ્થિતિ ઘણી સંકટાપન્ન હોવા છતા, આ માણસને ઘરમા બોલાવી તેની પાસેથી થોડી વસ્તુઓ ખરીદ કર્યા સિવાય સારું દેખાશે નહિ

તેની પાસેથી થોડી વસ્તુઓ ખરીદ કરી ત્યાર પછી એ ચાર વાતો થઇ અબ્દુલ રહેમાન, રુશિયન ઈંગ્રેજ વગેરેથી માંડી સરહદના રક્ષણની નીતિ સંબંધી વાત ચાલવા લાગી

અંતે ઉઠીને વિદાય થતી વખતે તેણે પૂછ્યું—" બાબુસાહેબ તમારી લડકી કયાં ગઇ ? "

મિનિનો ખોટો ભય દૂર કરી નાખવાના વિચારથી મ્હેં તેને અંતઃપુરમાંથી બોલાવી મંગાવી તે મ્હારા શરીરને વળગી કાબુલીના મુખ અને ઝોળી તરફ સન્દિગ્ધ દૃષ્ટિ કરી ઉભી રહી કાબુલીએ ઝોળીમાંથી કિસમિસ, કાજુ અને દ્રાક્ષ બ્હાર કાઢી મિનિને આપવા માંડી, પણ કોઇ રીતે મિનિએ એ વસ્તુઓ લીધી નહિ વિશેષ સંદેહને વશ થઇ તે મ્હારા પગ જોરથી પકડી ઉભી રહી પ્રથમ પરિચય આવી રીતે થયો

થોડા દિવસ પછી એક દિવસે સ્હવારે જરૂરી કામે ઘેરથી બ્હાર જતી વખતે મ્હેં મ્હારી કન્યાને દ્વારની પાસે એક બેંચ ઉપર બેસી બક બક કરતી જોઇ પેલો કાબુલીવાળો તેના પગ પાસે બેસી તેની વાતો સહાસ્યમુખે સાંભળતો હતો અને વચ્ચે વચ્ચે પ્રસંગાનુસાર તે પોતાનો મતામત ભાંગી તુટી બંગાળી ભાષામાં વ્યકત કરતો હતો મિનિના પાંચ વર્ષના જીવનની અભિજ્ઞતાનો આવો ધૈર્યવાન શ્રોતા તેને તેના પિતા સિવાય બીજો કોઇ મળ્યો નહોતો. વળી મિનિનો ખોળો બદામ, કિસમિસ વગેરેથી પરિપૂર્ણ હતો. મ્હેં કાબુલીવાળાને કહ્યું—" એને આ સઘળું શા માટે આપ્યું છે ! હવેથી આપશો નહિ " આમ કહી ખીસ્સામાંથી એક અડધો બ્હાર કાઢી મ્હેં તેને આપ્યો. સંકોચ સિવાય એ અડધો લઇ તેણે પોતાની ઝોળીમાં મૂકયો.

ઘેર પાછા આવી મ્હેં પેલા અડધાને લીધે ઘણી ગરબડ થઇ રહેલી જોઇ મિનિની માતા એક ધોળી ગોળાકાર વસ્તુ લઇ

ધમકી દર્શાવતા મિનિને પૂછતી હતી કે—" તને આ અડધો ક્યાંથી મળ્યો ? "

મિનિ કહેતી હતી કે—" કાબુલીવાળાએ આપ્યો છે. "

મિનિની માતા કહેતી હતી—" ત્હે એ કાબુલીવાળા પાસેથી અડધો લીધો શા માટે ? "

મિનિ રડવા જેવું મ્હો કરી ઉત્તર આપતી હતી—" મ્હે માગ્યો નહોતો; તેણે પોતાની મેળે આપ્યો છે. "

છેવટે સંકટમાંથી મિનિનો ઉદ્ધાર કરી હું તેને બ્હાર લઇ ગયો પછી મ્હને ખબર પડી કે, આ કાબુલીવાળા સાથે મિનિની બીજી મુલાકાત નહોતી. મુખ્યત્વે કરીને હમ્મેશા આવી બદામ, પીસ્તા વગેરેની લાંચ આપી કાબુલીવાળાએ મિનિના બાળહૃદયને જીતી લીધું હતું એ બન્ને બન્નેનું વચ્ચે કેટલીક ઠઠ્ઠાની તથા વિનોદની વાત ચાલતી હતી. રહમતને જોઇ મ્હારી કન્યા હસતા હસતા પૂછતી કે " કાબુલીવાળા ! ઓ કાબુલીવાળા ! તમારી આ ઝોળીમાં શું છે ? "

રહમત પણ હસતાં હસતા ઉત્તર આપતો કે, ' હાથી '

અર્થાત્ તેની ઝોળીમાં એક હાથી છે એવો તેના આ વિનોદનો સૂક્ષ્મ અર્થ હતો. આ વિનોદથી બન્ને જણા ઘણું કૌતુક અનુભવતા હતા. વળી શરતના પ્રભાતમાં એક વૃદ્ધ તથા એક શિશુનું સરળ હાસ્ય જોવું મ્હને પણ ગમતું હતું.

તેમની વચ્ચે બીજી પણ એક વાત ચાલતી હતી. રહમત કહેતો કે, " મિનિ ! તું કદાપિ સાસરે નહિ જાય કે ? "

બંગાળી ઘરની કન્યા જન્મકાળથી જ ' સાસરા ' કિંવા ' શ્વસુરગૃહ ' શબ્દથી પરિચિત હોય છે, પરંતુ અમે કાંઇક અંશે ચાલૂ જમાનાનાં માણસ હોવાથી મિનિને હજી સુધી શ્વસુરપક્ષ

સબંધીનું કાંઇ જ્ઞાન અમારી પાસેથી મળ્યુ નહોતું. આમ હોવાથી રહમતનું કહેવુ મિનિ બરાબર સમજી શકતી નહોતી, છતા વાતનો કાંઇ ઉત્તર આપ્યા વગર ચુપ રહેવુ એ પણ એના સ્વભાવ વિરુદ્ધ હોવાથી તે ઉલટો પ્રશ્ન કરતી કે, " તમે સાસરે જશો ? "

રહમત કાલ્પનિક શ્વસુર તરફ એક મ્હોટી મુક્કી ઉગામી કહેતો—" સસરાને મારીશ. "

આ વખતે શ્વસુર નામક કોઇ એક જીવની દુર્દશાની કલ્પના કરી મિનિ પુષ્કળ હસતી હતી.

સુંદર શરત્કાળ હતો. પ્રાચીનકાળમાં આ વખતે જ રાજાઓ દિગ્વિજય કરવા બ્હાર નીકળતા હતા હું કલકત્તાનો ત્યાગ કરી કદાપિ બીજા કોઇ સ્થળે ગયો નહોતો, પરંતુ એટલા માટે જ મ્હારુ મન આખી દુનિયામા ભટક્યા કરતું હતું. બ્હારની દુનિયા માટે મ્હારા મનમા કાંઇનું કાંઇ થતું. હતું કોઇ એક વિદેશનુ નામ સાભળવામા આવતા મ્હારું મન ત્યા દોડી જતુ હતુ. વિદેશી માણસ નજરે પડતા નદી, પર્વત અને જ ગલની અ દર આવેલી ઝુંપડીનો દેખાવ મનમા તરી આવતો હતો તથા એક ઉલ્લાસપૂર્ણ સ્વાધીન જીવનયાત્રાની વાત કલ્પનાથી જાગૃત થતી હતી.

વળી બીજી તરફથી હું એવી ઉદ્ભિજ પ્રકૃતિનો હતો કે, ઘરનો ખુણો છોડી બ્હાર જતાં મસ્તક ઉપર જાણે કે વજ્રાઘાત થતો હતો. એટલા માટે સ્હવારને વખતે મ્હારા બેઠકખાનામાં ટેબલ પાસે બેસી કાબુલીવાળાની સાથે વાત કરતાં મ્હારુ ફરવાનું કામ થતું હતું. તેમાં ઉંચાં ઉંચા પર્વતોવાળા રસ્તા, પર્વતોની હારમાળામાં આવેલો મરૂમાર્ગ, ભાર લાદેલાં ઊંટો, વણઝારાની પોઠો અને દેશી વિદેશી મુસાફરોનાં ટોળાંની વાત આવતી હતી. કાબુલી ભાગીતૂટી બંગાળી ભાષામાં એ સઘળી વાત કહેતો હતો. એની વાત છબીની માફક મ્હારા મનપ્રદેશમાં તરવરતી હતી.

મિનિની માતાનો સ્વભાવ ઘણો વહેમી હતો. રસ્તા ઉપરથી કાંઈ અવાજ સાંભળવામા આવતાં દુનિયાના બધા ળા દરુડીઆઓ અમારા જ મકાન તરફ દોડી આવતા હોય એમ તેને લાગતુ હતુ આ પૃથ્વી સર્વત્ર ચોર લુટારા દારુડીઆ, સાપ, વાઘ, મેલેરીયા વગેરેથી પરિપૂર્ણ હોય એવો તેના મનમા ભય રહેતો હતો આટલા કાળ સુધી ( કાંઇ વિશેષ દિવસ નહિ ) દુનિયામા રહેવા છતાં તેના મનમાથી એ ભય દૂર થયો નહોતો

રહમત કાબુલીવાળા તરફ પણ મિનિની માતાનુ કાંઇ દુર્લક્ષ્ય નહોતુ. એ કાબુલીવાળા ઉપર કડક નજર રાખવાનો તે વારવાર મ્હને આગ્રહ કરતી હતી હુ હસીને તેનો વહેમ ઉડાવી દેવાનો પ્રયત્ન કરતો તો તે મ્હને ઉપરાઉપરી એવા પ્રશ્ન પૂછતી કે, ' કોઇનુ છોકરુ કોઈ કદાપિ ચોરી નથી જતુ કે ? ' ' કાબુલ દેશમા ગુલામી ધંધો ચાલતો નથી કે ? ' એક મ્હોટા કાબુલીને માટે એક ન્હાનુ છોકરુ ચોરી જવુ એ અશક્ય છે કે ? '

મ્હારે માનવુ પડતુ કે એ પ્રકાર અશક્ય નથી, પરંતુ અવિશ્વાસ્ય છે. તેથી મ્હારી સ્ત્રીના મનમા ભય કાયમ રહ્યો. આમ છતાં વિના કારણે રહમતને હું મ્હારે ઘેર આવતો અટકાવી શકયો નહિ

હરેક વર્ષે માઘ માસમા રહમત દેશમા ચાલ્યો જતો હતો. એ વખતે સઘળી લેણી રકમો વસુલ કરવામા તેનો ઘણો ખરો વખત જતો હતો તેને ઘેર ઘેર ફરવુ પડતુ હોવા છતા તે મિનિને હમ્મેશા મળી જતો હતો. એ પ્રકાર જોતાં તેમની બન્નેની વચ્ચે કાંઇ કારસ્થાન ચાલતું હોય એમ જ લાગતું હતું. જે દિવસે સ્હવારે નહોતો આવતો તે દિવસે રહમત સ્હાંજે નજરે પડતો હતો અંધકારમાં ઘરના ખુણાની અંદર ઢીલા પાયજામાવાળા ઝોળીવાળા લાંબા માણસને જોતાં વાસ્તવિક રીતે મનમા એકાએક એક પ્રકારની શંકા ઉપજતી હતી

પરંતુ મિનિ જ્યારે ' કાબુલીવાળા ! ઓ કાબુલીવાળા ' કહી હસતી હસતી દોડી આવતી અને બન્ને અસમાન ઉમ્મરના સ્નેહીઓ વચ્ચે પુરાતન હાસ્યવિનોદની વાત ચાલતી ત્યારે સમસ્ત હૃદય પ્રસન્ન બની જતુ હતુ.

એક દિવસે સ્હવારે હુ મ્હારા ન્હાના બેઠકખાનામા બેસી પ્રૂફ-શીટગ સુધારતો હતો વિદાય લેના પહેલા આજ બે ત્રણ દિવસથી ઘણી ઠંડી પડતી હતી બારીઓ બેદી સ્વારનો તડકો ટેબલ નીચે મ્હારા પગ ઉપર આવી પડ્યો હતો એ તડકો ઘણો મધુર લાગતો હતો. લગભગ આઠ વાગ્યા હશે માથા ઉપર ગલપટ્ટો વીંટી ફરવા નીકળેલા બાબુઓ ફરીને ઘર તરફ જતા હતા એવામા રસ્તા ઉપર ઘણી ગરબડ થતી સંભળાઈ

મ્હે નજર કરી તો રહમતને બે પહેરગવાળા બાંધીને લઈ આવતા હતા. એની પાછળ કુતૂહલને વશ થયેલા છોકરાઓનુ ટોળુ હતુ રહમતે પહેરેલા વસ્ત્ર ઉપર લોહીના ડાઘ હતા તથા એક પહેરેગીરના હાથમા લોહીથી રંગાયલો છરો હતો બારણાની બ્હાર નીકળી પહેરેગીરોને ઉભા રાખીને મ્હે પૂછ્યુ -" શુ બન્યુ છે ? "

કેટલીક હકીકત તેમને મુખે અને કેટલીક હકીકત રહમતને મુખે-થી સાંભળી હું એમ જાણી શક્યો કે, અમારી પાડોશમા રહેતા એક માણસને રહમતે રામપુરી ચાદર ઉધાર આપી હતી જૂઠું બોલી એ માણસે રહમતનુ દેવુ ચુકવવાની ના પાડી એ કારણથી તકરાર થઈ અને રહમતે તેને છરાનો ઘા કરી દીધો

રહમત એ અસત્યવાદીને ઉદ્દેશીને ઘણી ખરાબ ગાળો દેતો હતો એવામા ' કાબુલીવાળા ! ઓ કાબુલીવાળા ! ' કહેતી મિનિ ઘરમાથી બ્હાર આવી.

રહમતનુ મ્હોં ક્ષણ કાળમાં જ કૌતુક હાસ્યથી પ્રફુલ્લ બની ગયુ. તેના ખભા ઉપર આજે ઝોળી નહોતી તેથી ઝોળી સંબંધી

હમ્મેશા જે વાત ચાલતી તે આજે ચાલી નહિ. મિનિએ તત્કાળ રહમતને પૂછ્યુ –" તમે સાસરે જશો કે ? "

રહમને હસીને કહ્યુ —" હું ત્યા જ જાઉ છું ! "

આ ઉત્તરથી મિનિ હસી નહિ એટલે રહમતે હાથ બતાવીને કહ્યુ –"શુ કરુ ? હાથ બધાયલા છે, નહિ તો સસરાને બરાબર મારત "

જીવલેણ ઇજા કરવાના ગુન્હા બદલ રહમતને થોડાં વર્ષની કેદની સજા થઈ

રહમતની વાત હુ એક રીતે ભૂલી જ ગયો અમે જ્યારે ઘરમા બેસી હમ્મેશાની માફક અમારા દિવસો પસાર કરતાં હતા ત્યારે એક સ્વતત્ર પ્રકૃતિનો પહાડી પુરુષ કેદખાનાની દિવાલોમાં કેવી રીતે વર્ષ પસાર કરતો હશે એ વાતનો ઉદય અમારા મનમા થતો નહોતો

વળી ચચળ સ્વભાવની મિનિનો વ્યવહાર ઘણો લજ્જાજનક હતો એ હુ તેનો બાપ હોવા છતા મ્હારે કબૂલ કરવુ પડે છે. તેણે સહેલાઈથી પોતાના જુના બધુને ભૂલી જઇ ગાડીવાન સાથે મધુત્વ બાધ્યુ પછી જેમ જેમ તેની ઉમ્મર વધવા લાગી તેમ તેમ સખાને બદલે એક પછી એક સખી મળવા લાગી. હવે તો તે તેના બાપના લખવાના ઓરડામા પણ દેખાતી નહોતી. મ્હે તો તેની સાથે એક રીતે આડી કરી હતી.

કેટલાક વર્ષ પસાર થઇ ગયા. બીજો એક શરત્કાળ આવ્યો. મ્હારી મિનિના વિવાહનો સબધ નક્કી થયો હતો. પૂજાની રજાઓમા તેનો વિવાહ થવાનો હતો. કૈલાસવાસિનીની સાથે સાથે મ્હારા ઘરની આનદમયી પિતાના ઘરમા અંધકાર કરી પતિને ઘેર જવાની હતી.

ઘણું સુદર પ્રભાત થયુ હતું. શરતના ઉજ્વળ તાપનો રગ ઘણો મનોહર દેખાતો હતો.

પ્રભાત થયું તે પહેલાથી જ આજે મ્હારે ઘેર શરણાઇ વાગતી હતી. એ શરણાઇ જાણે કે, મ્હારા હૃદયના હાડકાંમા રૂદન કરીને વાગતી હતી. કરૂણ ભૈરવી રાગિણીમા અમારી આસન્ન વિયોગવ્યથાને, શરતના તડકાની સાથે સમસ્ત જગતમા તે ફેલાવી દેતી હતી. આજે મ્હારી મિનિનો વિવાહ હતો.

રહવારથી જ ઘણી ખટપટ ચાલૂ થઇ હતી સ્નેહી સબંધીઓ જતાં આવતા હતા. ઘરની પાસેજ મંડપ બંધાવ્યો હતો.

હુ મ્હારા લખવાના ઓરડામા બેસી હિસાબ લખતો હતો એવામા રહમત આવી સલામ કરી ઉભો રહ્યો

પહેલા તો હું તેને ઓળખી શક્યો નહિ. તેના ખભા ઉપર ઝોળી નહોતી, પહેલાંના જેવા લાંબા વાળ નહોતા તથા શરીરમા પ્રથમના જેવું તેજ નહોતુ. અંતે તેનું હાસ્ય જોઇ હું તેને ઓળખી શક્યો

મ્હે કહ્યું—" કેમ રહમત ! ક્યારે આવ્યો ? "

તેણે કહ્યુ —" કાલે સંધ્યાકાળે હું જેલમાથી છુટ્યો છું. "

આ ઉત્તર મ્હારા કાનને બરાબર ખટક્યો. કોઇ પણ ખૂનીનું મ્હે કદાપિ પ્રત્યક્ષ દર્શન કર્યુ નહોતુ. રહમતને જોઇ મ્હારુ સમસ્ત અંતઃકરણ જાણે કે સંકુચિત બની ગયુ. આજના શુભ દિવસે રહમત ચાલ્યો જાય તો સારુ એમ મ્હને થવા લાગ્યુ. મ્હે તેને કહ્યુ—"આજે મ્હારે ઘેર એક કામ છે, હું એ કામમા ગુંથાયલો છુ. આજે તું ચાલ્યો જા. "

તરત જ રહમતે ચાલ્યા જવાની તૈયારી કરી. બારણા પાસે જઇ સહજ અસ્થિર ભાવથી તેણે કહ્યુ —" આજે મિનિને હું એક વખત મળી નહિ શકું કે ? "

મિનિ અસલ સ્વરૂપમાં જ હશે એવી રહમતની ધારણા હોય એમ લાગ્યું. રહમત એમ ધારતો હોવો જોઇએ કે, મિનિ પહેલાની માફક ' કાબુલીવાળા ! ઓ કાબુલીવાળા ' કહેતી તેની પાસે આવશે અને તેમનો પુરાતન હાસ્યાલાપ નિર્વિઘ્ને ચાલશે. પહેલાના બંધુત્વનું સ્મરણ કરી આજે પણ રહમત અંગુરથી ભરેલી એક બૉક્ષ તથા કિસમિસનું એક પડીકું કોઈ સ્વદેશી બંધુ પાસેથી લઇ આવ્યો હતો

મ્હેં કહ્યું —' આજે ઘરમા કામકાજ છે આજે કોઈની સાથે મ્હારી મુલાકાત થઇ શકે તેમ નથી "

રહમત ઉદાસ બની ગયો સ્તબ્ધ ભાવથી ઉભા રહી એક વખત તેણે મ્હારા મ્હો તરફ જોયું પછી તેણે કહ્યું —" બાબુજી, સલામ " આટલું કહી તે બારણાની બ્હાર નીકળ્યો

મ્હારુ મન પણ કાંઇક અંશે દુ:ખી થયું હું તેને પાછો બોલાવવાનો વિચાર કરતો હતો એવામા મ્હેં તેને જ પાછો આવતો જોયો

નજીક આવીને તેણે કહ્યું —" આ અંગુર અને થોડી કિસમિસ હું મિનિ માટે લઇ આવ્યો છું તે તેને આપજો "

અંગુર અને કિસમિસ લઇ હું તેની કિમ્મત આપવા લાગ્યો એટલે રહમને મ્હારો હાથ પાછો વાળી કહ્યું —" આપની અપાર દયા હમેશા મ્હને યાદ રહેશે મ્હને મૂલ્ય આપશો નહિ.

" બાબુ ! જેવી રીતે તમને પુત્રી છે તેવી રીતે દેશમા મ્હને પણ એક પુત્રી છે હું તેના મુખનું સ્મરણ કરી તમારી મિનિ માટે થોડો મેવા લઇ આવું છું હું કાંઇ સોદો કરવા આવતો નથી ! "

આમ કહી તેણે પોતાના ઘણા ઢીલા જામામા હાથ નાખી હૃદય નજીકના કોઈ સ્થળેથી કાગળનો એક મલિન કડકો બ્હાર

કાઢયો પછી ઘણી સાવધાનતાથી ગડી ઉકેલી બન્ને હાથથી એ કાગળ તણે મ્હારા ટેબલ ઉપર ધરી રાખ્યો

ગળ ઉપર મ્હે એક ન્હાના હાથની છાપ જોઇ. એ ફોટોગ્રાફ નહોતો તેલની છબી નહોતી, કેવળ એક હાથનુ ચિહ્ન હતું પુત્રીનુ આ સ્મરણચિહ્ન હૃદય પાસે રાખી રહમત દરેક વર્ષે કલકત્તાના રસ્તાઓ ઉપર મેવો વેચવા આવતો હતો—જાણે કે એ સુકોમળ શિશુહસ્તનો સ્પર્શ તેના વિરાટ વિરહી હૃદયમા સુધાનો સંચાર કરતો હતો.

એ જોઈ મ્હારી આખોમા ઝળઝળીઆ ભરાઇ આવ્યાં એ એક કાબુલી મેવાવાળો અને હુ બગાળી ગૃહસ્થ છુ એ વાત હવે હું ભૂલી ગયો હું સમજી શકયો કે, અમે બન્ને સરખા છીએ. તે પિતા છે અને હું પણ પિતા છુ. તેની પર્વતગૃહવાસિની પાર્વતીના એ હસ્તચિહ્ને મ્હને મિનિનુ સ્મરણ કરાવ્યું તત્કાળ મિનિને મ્હેં અતઃપુરમાથી બોલાવી મગાવી. રગબેરગી પાનેતર પહેરી, કપાળમા ચંદન ચોપડી વધૂવેશમા સજ્જ થયેલી મિનિ લજ્જિતભાવથી મ્હારી પાસે આવી ઉભી રહી તેને જોઇ કાબુલીવાળો પ્રથમ તો દિગ્મૂઢ બની ગયો. તે તેમનો પુરાતન આલાપ જમાવી શકયો નહિ. અતે હસીને તેણે કહ્યું —“ મિનિ ! તુ સાસરે જઇશ કે ? ”

મિનિ હવે સાસરાનો અર્થ સમજતી હતી હવે તે આ પ્રશ્નનો પ્રથમની માફક ઉત્તર આપી શકી નહિ. રહમતનો પ્રશ્ન સાભળી શર્માઇને તે બીજી દિશા તરફ જોઇ ઉભી રહી. જે દિવસે કાબુલીવાળાની સાથે મિનિની પહેલી મુલાકાત થઈ હતી તે દિવસની વાત મ્હને યાદ આવી મ્હારુ મન વ્યથિત થયુ.

મિનિ ચાલી ગઇ એટલે એક ગાઢ નિશ્વાસ મૂકી રહમત જમીન ઉપર બેસી પડયો. તે આજે સ્પષ્ટ સમજી શકયો કે તેની પુત્રી પણ અત્યાર સુધીમાં મ્હોટી થઇ હશે તથા તેની સાથે પણ હવે નવીનતાથી વાતચિત કરવી પડશે. આ આઠ વર્ષમાં તેનું શું થયું

હશે એ પણ કોણ જાણે છે! શરતનાં કોમળ સૂર્યકિરણોમાં શરણાઈ વાગવા લાગી. રહમત કલકત્તાની એક ગલીમાં બેસી અફઘાનીસ્તાનની એક મરૂભૂમિનો દેખાવ જોવા લાગ્યો

મ્હેં રહમતને એક નોટ આપી કહ્યું —" રહમત! તું દેશમાં ત્હારી પુત્રી પાસે ચાલ્યો જા. તમારા—પિતા પુત્રીના મિલનસુખથી મ્હારી મિનિનું કલ્યાણ થાઓ."

આ રૂપિયા દાન કરવાથી હિસાબમાંથી ઉત્સવના સમારોહના એક બે ભાગમાં કૃપણતા કરવી પડી. વિજળીની બત્તીઓનો ધાર્યો જેવો બંદોબસ્ત કરી શકાયો નહિ, બૅન્ડ મંગાવવાનું બની શક્યું નહિ, અંતઃપુરમાંથી સ્ત્રીઓ અસંતોષ દર્શાવવા લાગી; પરંતુ મંગળજ્યોતિથી મ્હારા ઘરનો આ શુભ ઉત્સવ ઉજ્વળ બની ગયો.



# સંપત્તિ-સમર્પણ



(૧)

વૃન્દાવન કુંડે પુષ્કળ ક્રોધે ભરાઈ તેના બાપ પાસે આવી કહ્યું :—" હું હમણાં જ ચાલ્યો જાઉં છું."

પિતા યજ્ઞનાથ કુંડે કહ્યું —" લુચ્ચા હરામખોર ! ન્હાનપણથી તને ખવડાવવા પીવડાવવાનું જે ખરચ કર્યું છે તેનો બદલો વાળવાની વાત બાજુએ રહી અને ઉપરથી આવો મિજાજ કરે છે ! "

યજ્ઞનાથના ઘરમાં ખોરાકી પોષાકીની જે વ્યવસ્થા હતી તેથી કોઈ વિશેષ ખરચ થયું નહોતું પ્રાચીનકાળના ઋષિઓ ખોરાક-પોષાક સબંધી અસંભવ અલ્પ ખરચમાં જીવનનો નિર્વાહ કરતા હતા યજ્ઞનાથે પણ પોતાના ઘરસંસારમાં એ ઉચ્ચ આદર્શ સ્વીકાર્યો હતો. એમાં જો એને સંપૂર્ણ સિદ્ધિ ન મળી હોય તો તેનું કારણ આધુનિક સમાજના દોષ હતું.

પુત્ર જ્યાં સુધી અવિવાહિત હતો ત્યાં સુધી યજ્ઞનાથે બધું સહન કર્યું હતું; પરંતુ વિવાહ થયા પછી ખોરાકી પોષાકી સબંધી પિતાના અત્યંત વિશુદ્ધ આદર્શની સાથે પુત્રના આદર્શનો મેળ બેઠો નહિ. પુત્રનો આદર્શ ધીમે ધીમે આધ્યાત્મિકના કરતા આધિભૌતિક તરફ વિશેષ જતો હતો. ઋતુઓને અનુસરીને તેને ખોરાક તથા પોષાકની જરૂર પડતી હતી.

એ સબંધી પિતાપુત્ર વચ્ચે વારંવાર તકરાર થવા લાગી. અંતે વૃન્દાવનની બીજી બીમારી વખતે વૈદરાજે એક ઘણા ખરચાળ ઔષધની વ્યવસ્થા કરી એટલે યજ્ઞનાથે ચેહરાથી જ વૈદરાજની અજ્ઞાનતાનો પરિચય મેળવી તત્કાળ તેમને વિદાય કરી દીધા. વૃન્દા-

વન પ્રથમ પિતાને ઘણું કરગર્યો, પછી ક્રોધે ભરાઇ તકરાર કરી, પરતુ તેનુ કાઈ ફળ આવ્યુ નહિ. પત્નીનુ મૃત્યુ થતા તેણે બાપને સ્ત્રીનો ખૂની કહી ગાળો દીધી.

બાપે કહ્યુ —" દવા ખાવા છતા કોઈનુ મૃત્યુ થતું નથી કે ! જો મોંઘી દવા ખાવાથી જીવતા રહી શકાતું હોય તો રાજા બાદશાહોનુ મૃત્યુ જ ન થાય ! જેવી રીતે ત્હારી મા મરી ગઇ છે, દાદી મરી ગઇ છે તેવી જ રીતે ત્હારી સ્ત્રી પણ મરી ગઇ છે "

શોકથી અંધ નહિ બની જતા વૃન્દાવને સ્થિર ચિત્તે વિચાર કરી જોયો હોત તો આ શબ્દોથી તે ઘણુ સાંત્વન મેળવી શકત તેની માતા અને દાદીએ મરતી વખતે દવા ખાધી નહોતી આ ઘરનો એવો સનાતન નિયમ હતો ચાલૂ જમાનામા લોક પ્રાચીન નિયમ પ્રમાણે મરવા ઇચ્છતા નથી. જે વખતની વાત કહેવામા આવે છે એ વખતે ઇંગ્રેજોનો આ દેશમા નવીન સમાગમ થયો હતો

અંતે વૃન્દાવને તેના પિતા સાથે વિવાદ કરી કહ્યુ —" હું ચાલ્યો જાઉ છુ "

બાપે તત્કાળ તેને ચાલ્યા જવાની રજા આપી સઘળા લોકો-ના સાભળતા કહ્યુ કે જો પોતે કદાપિ વૃન્દાવનને એક પૈસો પણ આપશે તો તે ગૌહત્યા કર્યા બરાબર લેખાશે વૃન્દાવને પણ સહુના દેખતા એવી પ્રતિજ્ઞા કરી કે જો તે પિતાનો એક પણ પૈસો લેશે તો એ માતાનુ લોહી પીધા બરાબર લેખાશે. ત્યાર પછી પિતાપુત્ર છૂટા પડી ગયા

ઘણા કાળની શાન્તિ પછી આવો એક ન્હાનો બળવો જાગવાથી ગામના લોક પ્રફુલ્લ બની ગયા. મુખ્યત્વે કરીને યજ્ઞનાથનો પુત્ર વારસામાથી બાતલ થવાથી સહુ પોતપોતાની શક્તિ અનુસાર યજ્ઞ-

નાથનુ પુત્રવિયોગનું દુ ખ દૂર કરવાનો પ્રયત્ન કરવા લાગ્યા એક સામાન્ય વહૂ માટે બાપની સાથે તકરાર કરવી એ આ કાળમાં-જ બને તેમ છે એમ સહુ કહેવા લાગ્યા.

ઘણા લોકો એવી યુક્તિ દર્શાવવા લાગ્યા કે, એક વહૂ જવાથી વિના વિલબે બીજી વહૂ મેળવી શકાય છે, પરતુ બાપ જતા બીજો બાપ કોટી ઉપાયે મેળવી શકાતો નથી. આ યુક્તિ ઘણી દઢ હતી એ માટે સદેહ નથી, પરતુ વૃન્દાવન જેવો પુત્ર આ યુક્તિ સાભળી અનુતપ્ત નહિ થતા કાઇક અશે આશ્વસ્ત થાત એમ અમને લાગે છે

વૃન્દાવન વિદાય થયો એ વખતે તેના પિતાને બહુ દુ ખ થયુ હોય એમ લાગતુ નહોતુ. વૃન્દાવનના જવાથી ઘરનુ ખરચ કમી થયુ તથા યજ્ઞનાથનો બીજો પણ એક મ્હોટો ભય દૂર થયો. વૃન્દાવન ક્યારે પોતાને ઝેર ખવડાવી મારશે એ વિષયની આશકા કદાપિ યજ્ઞનાથના મનમાથી દૂર થતી નહોતી તે જે થોડો ખોરાક ખાતો હતો તેમા હમ્મેશા ઝેરની કલ્પના ભળેલી હતી. વહૂનુ મૃત્યુ થયા પછી એ આશકા કાઇક અશે ઓછી થઈ હતી પછી પુત્ર વિદાય થયો એટલે એ આશકા સર્વાશે દૂર થઇ ગઇ

યજ્ઞનાથને હવે કેવળ એક વાતનું દુ ખ થયા કરતુ હતું તેના ચાર વર્ષની ઉમ્મરના પૌત્ર ગોકુળચદ્રને વૃન્દાવન પોતાની સાથે લઇ ગયો હતો ગોકુળનુ ખોરાકી પોષાકીનુ ખરચ ઘણું થોડું હતું તેથી તેના તરફનો યજ્ઞનાથનો સ્નેહ નિષ્કટક હતો. આમ છતા વિદાય થતી વખતે વૃન્દાવન તેને જ્યારે લઈ ગયો ત્યારે અકૃત્રિમ શોકની અંદર પણ યજ્ઞનાથના મનમા ક્ષણ કાળ માટે જમાખર-ચનો એક હિસાબ યાદ આવ્યો હતો. બન્નેના ચાલ્યા જવાથી ખરચ કેટલું ઓછુ થશે તથા વર્ષે દિવસે કેટલી રકમ બચશે તેમ જ એ રકમ કેટલી રકમનુ બ્યાજ થશે એ હિસાબ યજ્ઞનાથે એક વખત કરી જોયો હતો.

આમ છતાં એ ખાલી ઘરમાં ગોકુળચંદ્રનો ઉપદ્રવ નહિ હોવાથી એમાં રહેવાનું કઠિન થઈ પડ્યું. આજકાલ એવી મુશ્કેલીઓ ઊભી થઈ હતી કે, યજ્ઞનાથની પૂજામાં કોઈ હરકત કરતું નહોતું, જમતી વખતે કોઈ તેની થાળીમાંથી અમુક વસ્તુઓ ઉપાડી લેતું નહોતું, હિસાબ લખતી વખતે કોઈ ખડીઓ કલમ લઈ નાશી જતું નહોતું. શાન્તિથી સ્નાનાહાર સંપન્ન કરી યજ્ઞનાથનુ ચિત્ત વ્યાકુળ બની જવા લાગ્યુ.

યજ્ઞનાથને એમજ લાગ્યુ કે, મૃત્યુ થયા પછી જ લોક આવી ઉત્પાત વગરની શૂન્યતા મેળવી શકે છે. વિશેષે કરીને બિછાનાની ચાદરમાં હેના પૌત્રે જે છિદ્ર કર્યાં હતા તથા બેસવાની જાજમ ઉપર એ શિલ્પીએ શાહીના જે ડાઘ પાડ્યા હતા તે જોઈ યજ્ઞનાથનુ હૃદય વિશેષ અશાન્ત બની જતું હતુ. એ સ્વચ્છંદી બાળકે એ વર્ષમા જ પહેરવાની ધોતી તદ્દન નકામી કરી નાખી હતી તથા એ માટે તેને તેના દાદાનો ઘણો તિરસ્કાર સહન કરવો પડયો હતો. હવે સેંકડો છિદ્રવાળી એ ધોતી જોવામા આવતા વૃદ્ધની આંખોમા આંસુ ભરાઈ આવવા લાગ્યા. અગ્નિ સળગાવવા માટે એ ધોતીની કાકડીઓ નહિ કરતા વૃદ્ધે યત્નપૂર્વક તેને પેટીમા મૂકી રાખી તે સાથે જો ગોકુળ પાછો આવે અને વર્ષની અંદર એક ધોતી બગાડી નાખે તો પણ તેનો તિરસ્કાર નહિ કરવાની યજ્ઞનાથે પોતાના મનમા પ્રતિજ્ઞા કરી

પરંતુ ગોકુળ પાછો આવ્યો નહિ યજ્ઞનાથની ઉમ્મર જાણે કે પ્રથમના કરતા ઘણી ઝડપથી વધવા લાગી તથા શૂન્ય ઘર દિવસે દિવસે વિશેષ શૂન્ય થવા લાગ્યું.

હવે યજ્ઞનાથ ઘરમાં સ્થિર રહી શકયો નહિ. મધ્યાન્હે જ્યારે સઘળા ગૃહસ્થ લોક ભોજન કરી નિદ્રાસુખ અનુભવતા હતા ત્યારે યજ્ઞનાથ હાથમા હુક્કો લઈ ફળીએ ફળીએ ફર્યાં કરતો હતો તેના

આ શાન્ત મધ્યાન્હભ્રમણ વખતે રસ્તામાંના છોકરાઓ નિરાપદ સ્થળે નાશી જઈ તેની મિતવ્યયિતા સબંધી, સ્થાનીય કવિએ રચેલા વિવિધ છંદ, સાંભળી શકાય એવા ઉચ્ચ સ્વરે ગાતા હતા. વળી ભોજન મેળવવામા હરકત ન આવે એ માટે એ છોકરાઓ યજ્ઞ-નાથના નામનો ઉચ્ચાર નહિ કરતાં પોતપોતાની ઇચ્છાનુસાર કલ્પિત નામનો ઉચ્ચાર કરતા હતા. વૃદ્ધો તેને યજ્ઞનાશ કહેતા હતા, પરતુ છોકરાઓ શા માટે કલ્પિત નામો ઉચ્ચારતા તેનું કારણ કહી શકાતું નહોતુ.

( ૨ )

એક દિવસે મધ્યાન્હકાળે રસ્તે આવેલા આંબાઓના ઝાડની છાયા નીચે યજ્ઞનાથ ફરતો હતો. એવામા એક અજાણ્યા બાળકને ગામના છોકરાઓનો સરદાર થઇ નવીન ઉપદ્રવોનો માર્ગ દર્શાવતો તેણે જોયો. બીજા છોકરાઓ તેના ચરિત્રબળથી તથા નવીનતાથી વિસ્મિત બની જઇ સર્વ પ્રકારે તેને વશ થઇ ગયા હતા.

બીજા છોકરાઓ વૃદ્ધ યજ્ઞનાથને જોઇ જેવી રીતે પલાયન કરી જતા હતા તેવી રીતે આ નવીન છોકરો પલાયન કરી નહિ જતા યજ્ઞનાથ પાસે ઉપસ્થિત થઇ તેના ખભા ઉપરનો ખેસ હલાવી અરણ્ય તરફ પલાયન કરી ગયો— આકસ્મિક ત્રાસથી વૃદ્ધનુ આખુ શરીર કપી ઉઠ્યુ. છોકરાઓ ઉચ્ચ સ્વરે આનદધ્વનિ કરવા લાગ્યા. પછી યજ્ઞનાથ થોડે દૂર ગયો ન ગયો એવામાં તેના ખભા ઉપરના ખેસે અદૃશ્ય થઇ પેલા અજાણ્યા બાળકના મસ્તક ઉપર પાઘડીનો આકાર ધારણ કર્યો.

આ અપરિચિત માનવ પાસેથી એક નવીન પ્રકારનો શિષ્ટા-ચાર પ્રાપ્ત કરી યજ્ઞનાથ ઘણો સંતુષ્ટ થયો. કોઇ પણ બાળકના તરફથી આવા પ્રકારની સંકોચશૂન્ય આત્મીયતા ઘણા દિવસથી તેને મળી શકી નહોતી. ઘણી હાકો માર્યા પછી તથા વિવિધ પ્રકારે

આશ્વાસન આપ્યા પછી વૃદ્ધે એ અજાણ્યા બાળકને કાંઇક અંશે પોતાને વશ કર્યો. યજ્ઞનાથે પૂછ્યુ.—" ત્હારુ નામ શુ છે ? "

બાળકે ઉત્તર આપ્યો —" નિતાઇ પાલ "

" ત્હારું ઘર ક્યાં છે ? "

" એ હુ કહીશ નહિ. "

" ત્હારા બાપનુ નામ શુ છે ? "

" એ પણ કહીશ નહિ "

" શા માટે નહિ કહે ? "

" હુ ઘર છોડી નાશી આવ્યો છુ "

" નાશી આવવાનુ કારણ ? "

" મ્હારા બાપા બળાત્કારે મ્હને નિશાળે મોકલવા ઇચ્છે છે "

યજ્ઞનાથ તત્કાળ સમજી શકયો કે, આવા છોકરાને નિશાળે મોકલવો એ એક પ્રકારનુ નિષ્ફળ ખરચ કરવા જેવુ છે, એના બાપમાં વ્યવહારજ્ઞાનનો ઘણો અભાવ હોવો જોઇએ.

યજ્ઞનાથે કહ્યુ — ' તુ મ્હારે ઘેર આવીને રહીશ કે ? "

બાળકે કાંઇ હરકત દર્શાવ્યા સિવાય પોતે રસ્તે આવેલું એક તરૂ હોય એવી રીતે સંકોચ રાખ્યા સિવાય યજ્ઞનાથને ત્યા આશ્રય સ્વીકાર્યો

કેવળ એટલું જ નહિ પરંતુ પોતે પોતાના ખાનપાનનુ સઘળું મૂલ્ય પ્રથમથી ચુકવી દીધુ હોય એવી રીતે જ તે સંકોચ સિવાય ખાનપાન સબંધી ઇચ્છાનુસાર હુકમો કરવા લાગ્યો એ માટે વચ્ચે વચ્ચે ઘરના માલિક સાથે તે યથારીતિ તકરાર પણ કરતો હતો. પોતાના દીકરાને હરાવવો એ સહેલુ હતુ, આ પારકા દીકરા પાસે યજ્ઞનાથને હાર કબૂલ કરવી પડી.

( ૩ )

યજ્ઞનાથના ઘરમાં નિતાઇ પાલનુ આવુ અકલ્પનીય સન્માન જોઈ ગામના લોક આશ્ચર્ય પામ્યા. સહુએ એમ જ વિચાર્યું કે, વૃદ્ધ હવે વિશેષ દિવસ સુધી બચશે નહિ તથા આ કોઈ અજાણ્યા વિદેશી છોકરાને તે પોતાની સઘળી સંપત્તિ આપી જશે.

એ છોકરા ઉપર સહુને ઘણી અદેખાઇ આવી તથા સહુએ તેનુ અનિષ્ટ કરવાનો સંકલ્પ કર્યો આમ છતા વૃદ્ધ એ છોકરાને હૃદયના હાડકાની માફક ઢાંકી રાખતો હતો

વચ્ચે વચ્ચે ' હું નાશી જઇશ ' કહીને નિતાઈ વૃદ્ધને ધમકાવતો હતો યજ્ઞનાથ તેને લાલચ બતાવી કહેતો કે, ' ભાઇ ! હુ તને મ્હારી સઘળી સંપત્તિ આપી દઇશ ' નિતાઇની ઉમ્મર ન્હાની હોવા છતા તે આ આશ્વાસનની મર્યાદા સારી રીતે જાણતો હતો

પછી ગામના લોક એ બાળકના પિતાની શોધ કરવામા ગુંથાયા તેઓ સહુ કહેવા લાગ્યા—" અરેરે ! માબાપના મનમા કેટલુ બધુ દુ:ખ થતુ હશે ! છોકરો ઘણો પાપી છે ! " આમ કહી છોકરાને ઉદ્દેશી લોકો અકથ્ય ઉચ્ચારથી ગાળો દેવા લાગ્યા.

દામોદર પાલ નામનો એક માણસ તેના ગૂમ થયેલા પુત્રની શોધ કરવા નીકળ્યો છે તથા શોધ કરી છેવટે તે આ ગામ તરફ આવે છે એવી વાત એક દિવસે એક મુસાફર પાસેથી યજ્ઞનાથે સાંભળી

આ સમાચાર મળતા નિતાઇ પાલ ચંચળ બની ગયો તે ભવિષ્યના વારસાનો ત્યાગ કરી નાશી જવા તૈયાર થયો

યજ્ઞનાથે નિતાઇને અનેક પ્રકારે આશ્વાસન આપી કહ્યુ, "તને હુ એક એવા સ્થળે છુપાવી રાખીશ કે જ્યાથી કોઈ પણ માણસ ત્હારો પત્તો મેળવી શકશે નહિ. ગામના લોકો પણ તને જોઇ શકશે નહિ. "

નિતાઇને ઘણું કુતૂહલ થયું. તેણે કહ્યું —" ક્યા ઠેકાણે છુપાવશો તે બતાવો. "

યજ્ઞનાથે કહ્યુંઃ—" જો હું તને હમણાં એ ઠેકાણું બતાવીશ તો સહુ જાણી જશે, રાત્રે બતાવીશ. "

નિતાઇ આ નવીન રહસ્યની શોધ કરવા આનંદિત અને અધીર બની ગયો. બાપ નિરાશ થઇ પાછો ચાલ્યો જાય એટલે બીજા છોકરાઓ સાથે શર્ત મારી સંતાકુકડી રમવાનો તેણે પોતાના મનમાં સંકલ્પ કર્યો. પોતાને કોઈ શોધી શકે નહિ એ કાંઇ જેવી તેવી મજાહ હતી! બાપ આવી દેશેદેશમાં શોધ કરવા છતાં પોતાનો પત્તો મેળવી શકે નહિ એ પણ નિતાઇ માટે ઘણા કૌતુકનો પ્રકાર હતો.

મધ્યાન્હે નિતાઇને ઘરમાં પૂરી રાખી યજ્ઞનાથ બ્હાર કોઈ સ્થળે ચાલ્યો ગયો ને પાછો આવ્યો એટલે નિતાઇએ તેને ઉપરાઉપરી પ્રશ્નો પૂછી અસ્થિર બનાવી દીધો. સંધ્યા થઇ ના થઇ એટલે તેણે કહ્યું —" ચાલો "

યજ્ઞનાથે કહ્યું,—" હજી રાત પડી નથી. "

નિતાઇએ ફરીથી કહ્યું—" દાદા, રાત પડી છે; ચાલો "

યજ્ઞનાથે કહ્યું —" હજી ફળીઆના બધા માણસો ઉંઘી ગયા નથી. "

ક્ષણ કાળ માટે ચુપ રહ્યા પછી નિતાઇએ કહ્યું.—" હવે ઉંઘી ગયા છે, ચાલો. "

રાત વધવા લાગી. નિદ્રાતુર નિતાઇ મહા મુશ્કેલીએ નિદ્રાને રોકવાનો પ્રયત્ન કરતો હોવા છતાં ઝોકા ખાવા લાગ્યો. મધ્યરાત્રિ

થઇ એટલે યજ્ઞનાથ નિતાઇનો હાથ પકડી નિદ્રિત ગામના અંધકાર-માર્ગે બ્હાર નીકળ્યો. વચ્ચે, વચ્ચે કૂતરાના ભસવાના અવાજ સિવાય બીજો કોઇ અવાજ સંભળાતો નહોતો. કૂતરાના ભસવાનો અવાજ સાંભળી નજીક અને દૂર જે કૂતરાંઓ હતાં તેઓ સહુ પણ ભસવા લાગ્યા વચ્ચે વચ્ચે કોઇ નિશાચર પક્ષી મનુષ્યના પદ-શબ્દથી ભય પામી ઝડપથી વનની અંદર ઉડી ગયું. નિતાઇએ ભયને લીધે યજ્ઞનાથનો હાથ જોરથી પકડી રાખ્યો

ઘણો માર્ગ વટાવી બન્ને જણા છેવટે જંગલની અંદર આવેલા એક દેવતાશૂન્ય ભાંગી ગયેલા મંદિરમાં ઉપસ્થિત થયા નિતાઈએ સંકુચિત સ્વરે કહ્યું.—" અહીં કે ?"

નિતાઇએ ધાર્યું હતું એવું આ સ્થળ નહોતું, આ સ્થળમાં કોઇ ખાસ રહસ્ય નહોતું પોતાનું ઘર છોડયા પછી કોઇ કોઇ વખતે આવા ભાંગી ગયેલા મંદિરમાં નિતાઇને રાત વીતાવવી પડી હતી. જો કે સંતાકુકડી રમવા માટે આ સ્થળ કાંઇ ખોટું નહોતું, પરંતુ આ સ્થળે છુપાઇ રહેનારને શોધી કાઢવાનું કામ કાંઇ અસંભવ નહોતું.

યજ્ઞનાથે મંદિરના મધ્ય ભાગમાંથી એક મ્હોટો પત્થર ઉંચક્યો. નીચે એક ઓરડા જેવું સ્થાન હોય ત્યાં દીવો બળતો બાળકના જોવામાં આવ્યો. એ જોઇ તેને ઘણું આશ્ચર્ય અને કૌતૂહલ થયું. તે સાથે તેને ભય પણ લાગ્યો. એક સીડી ઉપરથી યજ્ઞ-નાથ નીચે ઉતર્યો, પછી બ્હીતાં બ્હીતાં નિતાઇ પણ નીચે ઉતર્યો.

નીચે ઉતર્યા પછી નિતાઇએ ચારે તરફ પીત્તળના ઘડા જોયા. મધ્યભાગમાં એક આસન હતું અને તેની સ્હામે સિંદૂર, ચંદન, ફુલની માળા વગેરે પૂજાની સામગ્રી હતી. બાળકે કુતૂહલને શાન્ત કરવા જોયું તો એ ઘડાઓમાં કેવળ રૂપિયા અને મહોરો હતી.

યજ્ઞનાથે કહ્યું—" નિતાઈ ! મ્હારી સઘળી સંપત્તિ તને આપી દેવાનું મ્હે કહ્યું છે આ ઘડાઓ સિવાય મ્હારી પાસે બીજું કાંઈ નથી. આજે હું આ ઘડાઓ તને અર્પણ કરીશ. "

બાળકે ઉત્તેજિત બની કહ્યું—" બધા ઘડા અર્પણ કરી દેશો ! તમે એક પણ રૂપિયો નહિ લ્યો ? "

" જો હું એમાંથી કાંઇ પણ લઉં તો મ્હારે હાથે કોઢ થાય; પણ તે સાથે એક વાત છે જો મ્હારો જતો રહેલો પૌત્ર ગોકુળચંદ્ર કિંવા તેનો પુત્ર કિંવા તેનો પૌત્ર કિંવા તેનો પ્રપૌત્ર કિંવા તેના વંશનું કોઇ આવે તો તેને આ સઘળી સંપત્તિ ત્હારે પાછી આપી દેવી "

બાળકે વિચાર્યું કે યજ્ઞનાથ પાગલ બની ગયો છે તત્કાળ વાતનો સ્વીકાર કરતા તેણે કહ્યું—" સારુ "

યજ્ઞનાથે કહ્યું—" હવે તું આ આસન ઉપર બેસ. "

" કારણ ? "

" ત્હારી પૂજા થશે "

" કારણ ? "

" એવો નિયમ છે "

બાળક આસન ઉપર બેઠો યજ્ઞનાથે તેના કપાળ ઉપર ચંદનનું અર્ચન કર્યું પછી કુમકુમનો ચાલ્લો કર્યો, ગળામાં પુષ્પમાળા પહેરાવી અને તે સ્હામે બેસી ગણ ગણ કરતો મંત્ર ભણવા લાગ્યો

દેવતા રૂપે બેસી મંત્ર સાંભળતા સાંભળતાં નિતાઇને ભય લાગવા માંડ્યો તેણે કહ્યું—" દાદા ! "

યજ્ઞનાથ કાંઈ ઉત્તર આપ્યા સિવાય મંત્ર ભણવા લાગ્યો.

અંતે એક એક ઘડો મહા કષ્ટે બાળક પાસે ખેંચી લાવી અર્પણ કર્યો તથા પ્રત્યેક ઘડો અર્પણ કરતી વખતે નિતાઇ પાસે તેણે એવું બોલાવડાવ્યું કે, "યુધિષ્ઠિર કુંડના પુત્ર ગદાધર કુંડ તેના પુત્ર પ્રાણકૃષ્ણ કુંડ તેના પુત્ર પરમાનંદ કુંડ, તેના પુત્ર યજ્ઞનાથ કુંડ, તેના પુત્ર વૃન્દાવન કુંડ તેના પુત્ર ગોકુળચંદ્ર કુંડને કિંવા તેના પુત્ર અથવા પૌત્ર અથવા પ્રપૌત્રને કિંવા તેના વંશના ખરા વારસને આ સઘળી સંપત્તિ પાછી સોંપીશ."

આ વાક્યોનો વારંવાર ઉચ્ચાર કરીને બાળક ભાન ભુલી ગયો. તેની જીભ ધીમે ધીમે અટકી જવા લાગી. અનુષ્ઠાન જ્યારે સમાપ્ત થયું ત્યારે દીપકના ધુમાડાથી અને બન્નેના નિશ્વાસવાયુથી એ ન્હાનું ભોંયરું બાષ્પાચ્છન્ન થઇ ગયું બાળકનું તાળું શુષ્ક થઇ ગયું, તેના હાથે પગે દુઃખ થવા લાગ્યું, તેનો શ્વાસ રુંધાઇ જવા લાગ્યો.

દીપક મ્લાન થઈ એકાએક બુઝાઇ ગયો. અંધકારમાં યજ્ઞનાથ સીડી ચઢી ઉપર જાય છે એમ બાળકને લાગ્યું. વ્યાકુળ બની જઇ તેણે કહ્યું—"દાદા! ક્યાં જાઓ છો?"

યજ્ઞનાથે કહ્યું—"હું જાઉં છું. તું અહીં જ રહે—હવે તને કોઈ શોધી શકશે નહિ. પણ યાદ રાખજે કે, યજ્ઞનાથના પુત્ર વૃન્દાવનનો પુત્ર ગોકુળચંદ્ર."

આટલું બોલી ઉપર ચઢી યજ્ઞનાથે સીડી ખેંચી લીધી. બાળકે રુંધાઇ ગયેલા કંઠે મહાકષ્ટે કહ્યું—"દાદા! મ્હારે મ્હારા બાપા પાસે જવું છે!"

યજ્ઞનાથે બખોલ ઉપર પત્થર ગોઠવી દીધો. કાન દઇ જોતાં નિતાઇને ફરી એક વખત રુંધાઇ ગયેલા કંઠે એમ કહેતાં તેણે સાંભળ્યો કે, "બાપા!"

ત્યાર પછી કંઇ પડવાનો અવાજ સંભળાયો અને પછી બધું ચુપ થઇ ગયુ.

આવી રીતે યક્ષના હાથમાં સંપત્તિ સમર્પણ કરી, યજ્ઞનાથે એ પત્થર ઉપર માટીનો મ્હોટો ઢગલો કર્યો તેના ઉપર ભાંગેલી ઈંટો ચુનો વગેરે નાખ્યું. રાત વીતિ જવા આવી, પરંતુ કોઇ રીતે તે એ સ્થળેથી હાલી શકયો નહિ. વચ્ચે વચ્ચે તે ઢગલા ઉપર કાન રાખી સાંભળવા લાગ્યો તેને એમજ લાગ્યુ કે, જાણે ઘણે દૂરથી પાતાળ-માંથી એક રુદનધ્વનિ આવે છે. રાતનું આકાશ જાણે કે કેવળ એ ધ્વનિથી પરિપૂર્ણ બની જાય છે. દુનિયાના સઘળા ઉંઘી ગયેલા માણુસો જાણે કે એ ધ્વનિથી જાગી ઉઠી શય્યામાં કાન માંડી બેસી રહ્યા છે.

વૃદ્ધ અચળ બની જઇ માટી ઉપર માટી નાખતો હતો જાણે કે આવી રીતે રસાતળમાંથી આવતા એ ધ્વનિને બંધ કરવાનો તે પ્રયત્ન કરતો હતો. કોઇ બોલાવતું હતું કે, "બાપા!"

વૃદ્ધ માટી ઉપર પગ ઠોકી બોલતો, "ચુપ રહે, કોઇ સાંભળશે!"

ફરી કોઇ બોલાવતુ હતુ કે, "બાપા!"

આ વખતે સ્હવાર થયુ હતું. ભયને લીધે મંદિરનો ત્યાગ કરી યજ્ઞનાથ રસ્તા ઉપર નીકળી પડયો.

એ સ્થળે પણુ કોઇએ કહ્યુ —"બાપા!"

યજ્ઞનાથે વિસ્મિત બની પાછળ જોયુ તો વૃન્દાવન તેની નજરે પડયો. વૃન્દાવને કહ્યુ:—"બાપા! મ્હારો પુત્ર તમારા ઘરમાં છુપાઇ રહ્યો છે એવી ખબર મ્હને મળી છે. મ્હને મ્હારો ગોકુળ સોંપી દો!"

વૃદ્ધે આંખો અને મ્હોં વિકૃત કરી વૃન્દાવન ઉપર નમી પડી કહ્યુ —"ત્હારો પુત્ર?!"

વૃન્દાવને કહ્યું:—" હા. ગોકુળ-હવેલીમાં તેનું નામ નિતાઈ પાલ અને મ્હારૂ નામ દામોદર છે. આસપાસમાં તમારી સર્વત્ર ખ્યાતિ હોવાથી શર્મને લીધે અમે અમારા નામ બદલી નાખ્યાં છે. જો તેમ ન કર્યું હોત તો અમારા ખરા નામનો કોઇ ઉચ્ચાર પણ ન કરત. "

વૃદ્ધ બન્ને હાથ ઉંચા કરી જાણે વાયુને પકડવાનો પ્રયત્ન કરતો હોય એવો ભાવ દર્શાવી જમીનદોસ્ત થયો.

શુદ્ધિમા આવ્યા પછી યજ્ઞનાથ વૃન્દાવનને મંદિરમાં ખેંચી ગયો. પછી તેણે કહ્યું—" રડવુ સભળાય છે કે ? "

વૃન્દાવને કહ્યું:—" ના. "

" મન દઇ સાંભળ જોઇએ કે 'બાપા' કહીને કોઈ બોલાવે છે ?"

વૃન્દાવને કહ્યું:—" ના. "

આ ઉત્તર સાંભળી વૃદ્ધ જાણે કે ઘણો નિશ્ચિત થયો.

ત્યાર પછી વૃદ્ધ હરેક માણસને એવુ કહેતો ફર્યા કરતો હતો કે, " રડવુ સભળાય છે કે ? " આ ગાંડા જેવો પ્રશ્ન સાંભળી સહુ હસતા હતા.

અને ચારેક વર્ષ પછી વૃદ્ધના મૃત્યુનો દિવસ ઉપસ્થિત થયો. આંખો ઉપરથી જગતનો પ્રકાશ જ્યારે દૂર થઈ જવા આવ્યો, શ્વાસ જ્યારે અટકી જવા આવ્યો ત્યારે વિકારના વેગથી વૃદ્ધ એકાએક ઉઠી બેઠો થયો. એક વખતે ચારે તરફ હાથ ફેરવી અસ્પષ્ટ સ્વરે તેણે કહ્યું—" નિતાઇ ! મ્હારી સીડી કોણે ખેંચી લીધી ? "

એ વાયુશૂન્ય, દીપકશૂન્ય ભોયરામાંથી ઉંચે ચઢી બ્હાર નીકળવાની સીડી નહિ મળી એટલે તે પાછો ધબ્બ કરતો બિછાનામાં પડ્યો. સંસારની સંતાકુકડીની રમતમાં જે ઠેકાણે કોઇને શોધી શકાતું નથી એ ઠેકાણે તે અદૃશ્ય થઇ ગયો.



# પ્રતિજ્ઞાપાલન

એક માતા પોતાના બાળકને જેટલું ન ચ્હાઇ શકે એટલું બસી-વદન તેના ભાઇ રસિકને ચ્હાતો હતો જો રસિકને નિશાળેથી ઘેર આવતા થોડો વિલંબ થતો તો બધું કામકાજ છોડી દઇ બસી તેની તપાસ કરવા નીકળી પડતો હતો રસિકને ખવડાવ્યા સિવાય તે ખાઇ શકતો નહિ જો રસિકનું શરીર સહજ બગડતું તો બસી ની બન્ને આંખોમાથી અશ્રુજળની વૃષ્ટિ થતી હતી.

રસિક બસી કરતા સોળ વર્ષે ન્હાનો હતો. વચ્ચે બીજાં જે ભાઇ બ્હેનો જન્મ્યા હતા તે બધા મૃત્યુ પામ્યા હતા. કેવળ આ સહુથી ન્હાના રસિકને જન્મ આપ્યા પછી એક વર્ષે તેની માતાનુ મૃત્યુ થયુ હતુ તથા રસિક ત્રણ વર્ષની ઉમ્મરે પિતૃહીન થયો હતો એ વખતથી જ રસિકને ઉછેરી મ્હોટો કરવાનો ભાર એકલા બસી ઉપર હતો

સાળ ઉપર કપડા વણવા એ બસીનો બાપદાદીકો ધંધો હતો આ ધંધો કરીને બસીના વૃદ્ધ પ્રપિતામહ અભિરામ બસાકે ગામમા જે દેવાલયની પ્રતિષ્ઠા કરી હતી તેમા આજે પણ રાધાનાથની મૂર્ત્તિ જોવામા આવતી હતી પરંતુ સમુદ્ર ઓળંગી દૈત્યોના એક મંડળે આવી બીચારી સાળ ઉપર અગ્નિબાણ ફેંકી વણકરોના ઘરોમા ક્ષુધારૂપી અસુરને બેસાડી બાપના અવાજથી ધીમે ધીમે જયનાદ વગાડવા માંડ્યા.

આમ છતા સાળનો કઠિન પ્રાણ મરવા ઇચ્છતો નહોતો ઠુક ઠાક–ઠુક ઠાક અવાજ કરી દાંતમા સુતર લઇ હજી પણ બોબીન હાલચાલ કરતુ હતુ આમ છતા તેની નિયમિત હરફર લક્ષ્મીને પસંદ પડી નહિ લોકના દૈત્યે કળ, બળ અને કૌશલથી લક્ષ્મીને વશ કરી લીધી હતી

બસી માટે એક પ્રકારની સગવડ હતી. ધાનાગઢના બાણુઓ તેના મુરબ્બી હતા. એ મ્હોટા પરિવારનાં સઘળાં શોખીન કપડાં બસી વણી આપતો હતો. એ કામ પોતાના એકલાથી થઇ શકે તેમ નહિ હોવાથી તેને માણુસો રાખવા પડ્યા હતા

જો કે બસીની ન્યાતમા કન્યાની કિમ્મત વધારે લાગતી હતી તો પણ તેણે ધાર્યું હોત તો તે ને એવી એક કન્યાને પોતાના ઘરમા લાવી શકત કેવળ રસિકને લીધે જ એ કાર્ય કરી શક્યો નહિ નાટ્યમડળના રાજપુત્રને પણ લજ્જિત કરે એવી વસ્તુઓ બસી પૂજા વખતે રસિક માટે મગાવતો હતો. રસિકને જે વસ્તુઓની જરૂર ન હોય એવી ઘણી વસ્તુઓ બસી તેને મગાવી આપી પોતાની સઘળી જરૂરીઆતો તરફ દુર્લક્ષ્ય કરતો હતો

આમ છતા વશનુ રક્ષણુ તો કરવુજ જોઇએ પોતાના કુટુબનુ માન સાચવી પોતે વિવાહ કરી શકે એવી એક કન્યાને મનમાં નક્કી કરી બસી રૂપિયા એકઠા કરવા લાગ્યો ત્રણુસો રૂપિયા મૂલ્યના તથા સો રૂપિયા ઘરેણાના આપતા એ કન્યા મળશે એમ નક્કી કરી તે ધીમે ધીમે બની શકે એટલી રકમ બચાવવા લાગ્યો પાસે વિશેષ રૂપિયા જો કે નહોતા, પણ વતખ જોઇએ એટલો હતો, કેમ કે કન્યાની ઉમ્મર માત્ર ચાર વર્ષની હતી હજી બસીના હાથમા ઓછામાં ઓછો ચાર પાચ વર્ષ જેટલો વખત હતો.

પરતુ જન્મ પત્રિકામા સચયને સ્થાને રસિકની દૃષ્ટિ હતી એ દૃષ્ટિ શુભ ગ્રહની નહોતી.

પાડોશના ન્હાના છોકરાઓ અને સરખી ઉમ્મરના બાળકોનો રસિક સરદાર હતો. જે લોક સુખમાં ઉછરી મ્હોટા થાય છે તથા જેમને પોતાની ઇચ્છાનુસાર હરેક વસ્તુ મળે છે તેમના તરફ ભાગ્યદેવીની કૃપાથી વંચિત રહેલા હતભાગીઓને એક પ્રકારનુ આકર્ષણુ હોય છે. એવા લોકના સમાગમમાં આવવું એને એ હત-

પ્રાણીઓ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ સમજે છે. જેની પાસે ઘણું છે તે ઘણું પામી શકે છે એવા વિચારથી કાઇ લોકો એવા માણસના સમાગમમા આવતા નથી, પરંતુ એવા માણસ કોઇ આપતા નથી તો પણ મનુષ્યની લુબ્ધ કલ્પનાને તૃપ્ત તો કરેછે જ.

રસિકની વિલાસિતાથી જ પાડોશના બાળકોનાં મન મુગ્ધ થઇ ગયા હતા એમ કહીએ તો તેને અન્યાય કર્યો લેખાય, સઘળા વિષયોમા રસિક એવી આશ્ચર્યજનક નિપુણતા દર્શાવતો હતો કે, ઉચ્ચ વર્ગના બાળકો પણ તેનુ માન સાચવતા હતા. રસિક હાથમા લીધેલુ કાર્ય અનુરાગથી પાર પાડતો હતો તેના મન ઉપર જાણે કે પૂર્વના કોઇ સસ્કારની મૂઢતા દબાયલી નહોતી અને તેથી જ ને જે કાઇ જોતો તે ગ્રહણ કરી શકતો હતો.

રસિકની આવી નિપુણતાને લીધે કેવળ બાળક બાળિકાઓ જ નહિ પરંતુ તેમના વડિલો સુદ્ધા તેની ઉમેદવારી કરતા હતા. રસિકનામા દોષ કેવળ એટલો જ હતો કે, ગમે તે કોઇ એક જ કાર્યમા વિશેષ દિવસ સુધી તે ધ્યાન આપી શકતો નહોતો. અમુક એક પ્રકારની વિદ્યા શીખી લીધા પછી એ વિદ્યા ઉપરથી તેનું મન ઉઠી જતુ હતુ. પછી એ સબંધી જો એની સાધના કરવામાં આવતી તો તે વિરક્ત બની જતો હતો. બાબુઓને ઘેર દીવાળીના ઉત્સવમા કલકત્તાથી આતસબાજીવાળા આવ્યા હતા— તેમની પાસેથી દારુખાનુ બનાવવાનુ શીખી લઇ કેવળ બે વર્ષ માટે રસિક કાળી-પૂજાના ઉત્સવને જ્યોતિર્મય બનાવી દીધો હતો. ત્રીજે વર્ષે રસિકની ઘણી સાધના કરવામા આવી પણ કોઠીમાથી દારુખાનુ ફુટ્યું નહિ. એ વખતે રસિક ચંદ્રક લટકાવીને ફરતા નવીન યાત્રાવાળાઓના દૃષ્ટાન્તથી ઉત્સાહિત થઇ હાર્મોનિયમ ઉપર લખનૌની ઠુમરીને સાધ્ય કરતો હતો.

પોતાની શક્તિની આવી કલ્પનામય લીલાથી ક્વચિત્ સુલભ અને ક્વચિત્ દુર્લભ થઇ તે લોકને વિશેષ મુગ્ધ કરતો હતો. તેનો

ભાઇ એવો વિચાર કરતો હતો કે, જે આશ્ચર્યજનક ભાઇની પોતાને પ્રાપ્તિ થઇ છે એ જીવતો રહે એટલે બસ. આવો વિચાર આવતા કાંઇ કારણ સિવાય પણ તેની આંખોમા પાણી ભરાઇ આવતુ હતુ. પોતાનુ મૃત્યુ રસિકની હયાતિમા જ થાય એવી તે રાધાનાથને પ્રાર્થના કર્યા કરતો હતો

આવા શક્તિશાળી ભાઇના અવનવા કૌશલ પૂરા પાડવા છતા ભાવીવંશ કેવળ દૂરના ભવિષ્યમાં છુપાઇ રહેતી હતી, પરંતુ તેની ઉમ્મર ભૂતકાળમા ભળી જતી હતી. બસીની ઉમ્મર ત્રીસ વર્ષની થઇ જવા છતા જ્યારે તે સો રૂપિયા પણ ? કદા કરી શકયો નહિ અને પેલી કન્યા બીજાનુ ઘર માડવા ચાલી ગઇ ત્યારે બસીએ પોતાના મનમા વિચાર્યું, ' મ્હારે માટે હવે કાંઇ આશા જેવુ નથી. વંશનુ રક્ષણ કરવાનો ભાર રસિકને જ ઉપાડી લેવો પડશે. "

પાડોશમાં કિંવા ફળીઆમાં સ્વયંવરની પ્રથા ચાલૂ હોત તો રસિકના વિવાહ માટે કોઇને ચિંતા કરવી પડત નહિ. વિધુમુખી, તારા, નની, શશી, સુધા—એવા કેટલા નામ આપીએ ?—સહુ રસિકને મ્હાલી હતી. રસિક જ્યારે કાદવ લઇ મૂર્ત્તિ તૈયાર કરતો હતો ત્યારે એ મૂર્ત્તિ ઉપર અધિકાર મેળવવા માટે બાળિકાઓની વચ્ચે ઘણી તકરાર થતી હતી. એ બાળિકાઓમા સૌરભી નામની એક બાળિકા હતી. તે ઘણી શાન્ત હોઇ મૂર્ત્તિને તૈયાર થતી જોવાનું તથા રસિકને જરૂરની વસ્તુઓ કાદવ, માટી વગેરે પૂરી પાડવાનું તેને ઘણું ગમતું હતું. રસિક પોતાને કાંઇ કામ ફરમાવે એવી તેને પ્રબળ ઇચ્છા રહેતી. કામ કરતાં કરતાં રસિક પાન માગશે એમ જાણી સૌરભી હમ્મેશાં પાન પૂરાં પાડવાની તૈયારી કરીને જ આવતી હતી. રસિક પોતાના હાથની કીર્ત્તિઓ તેની સ્હામે મુક્ત જિજ્ઞાસા કરી જ્યારે એમ કહેતો કે, ' સુરિ ! તું આમાથી શું લઇશ ! ' ત્યારે સૌરભી ઇચ્છિત વસ્તુ સહેલાઇથી મેળવી શકે તેમ હતી;

પરંતુ સંકોચને લીધે તે કાંઇ લેતી નહિ. રસિક પોતાની પસંદગીની વસ્તુ તેને આપતો હતો. પુતળાં તૈયાર કરવાના પર્વની સમાપ્તિ થયા પછી જ્યારે હાર્મોનિયમ વગાડવાનો દિવસ આવતો ત્યારે ફળીઆનાં બાળક બાળિકાઓ એ યંત્ર ઉપર આંગળા ફેરવવાને અધીર બની જતા હતા. રસિક ધમકી બતાવી તેમને સહુને દૂર રાખતો હતો. સૌરભી કોઇ પણ પ્રકારનો ઉત્પાત કરતી નહોતી. તે પોતાના વિશાળ લોચન ખુલ્લા રાખી ડાબા હાથ ઉપર શરીર ટેકવી વાંકી બેસીને ચુપકીદીથી આશ્ચર્યચકિત બની જોયા કરતી હતી. રસિક કહેતો, ' આવ સુરિ ! એક વખત આંગળી ફેરવ જોઇએ ' સૌરભી મૃદુ હસતી હતી, પણ આગળ વધતી નહોતી. તેની સંમતિ નહિ હોવા છતાં પોતાના હાથમાં તેની આંગળીઓ પકડી રસિક તેનાથી હાર્મોનિયમ વગાડતો હતો.

સૌરભીનો ભાઇ ગોપાળ પણ રસિકના ભક્તમંડળમાં એક અગ્રગણ્ય હતો. સૌરભીના અને તેના સ્વભાવમાં ફેર એટલો જ હતો કે, સારી વસ્તુનો સ્વીકાર કરવા માટે તેને આગ્રહ કરવો પડતો નહિ, તે પોતે જ અમુક વસ્તુ લેવાનો આગ્રહ કરતો તથા તે વસ્તુ નહિ મળતાં અસ્થિર બનાવી દેતો. રસિક કોઇનો વિશેષ સ્નેહ સહન કરી શકતો નહિ, આમ છતાં બીજા બાળકો કરતાં રસિક તરફથી ગોપાળને વિશેષ ઉત્તેજન મળતું હતું.

સૌરભી સાથે જ રસિકનો વિવાહ કરવાનું બંસીએ વિચાર્યું; પરંતુ સૌરભીનું ઘર તેમનાથી ઉંચું હોવાથી પાંચસો રૂપિયાથી ઓછી રકમે એ કાર્ય થાય એવી આશા નહોતી.

આટલા દિવસોમાં કદાપિ બંસીએ રસિકને પોતાના વણકરના કામમાં મદદ કરવાને કહ્યું નહોતું. સઘળી મહેનત મજૂરી તે પોતે જ કરતો હતો. રસિક વિવિધ પ્રકારનાં નિરુપયોગી કાર્ય [illegible] લો[illegible]ના મન ખુશી કરતો હતો; એ જોવું બંસીને [illegible] હતું. [illegible] તે હમેશાં સાળ ઉપર [illegible] કામ કરી [illegible]

સમજી શકતો નહિ ! પોતાનાથી મરી જતાં પણ એવું કામ કરી શકાય નહિ એમ તેને લાગતુ હતુ. બંસી પોતાને માટે હરેક કાર્યમા ઘણી સભાળથી ખરચ કરતો હોવાથી તે કંજુસ છે એમ રસિકને લાગતુ. પોતાના ભાઇના વ્યવહાર માટે રસિકના મનમા ઘણી લજ્જા હતી. શિશુકાળથી જ પોતાને પોતાના ભાઇથી સર્વ વિષયમા ભિન્ન પ્રકારનો માણસ તે સમજતો તેની આવી ધારણાને તેના ભાઇએ જ ઉત્તેજન આપ્યુ હતુ.

આવા સમયે પોતાના વિવાહની આશાનો ત્યાગ કરી બંસી રસિકની વહૂ લાવવા ઉત્સુક થયો એટલે તેનું મન ધીરજ ધારી શક્યુ નહિ પ્રત્યેક માસનો વિલબ તેને માટે ઘણો અસહ્ય થઇ પડયો. વાજીત્રો વાગે છે, રોશનાઇ થયેલી છે તથા ઘણી ધામધુમથી પોતે રસિકનો વિવાહ કરે છે એવી આનંદની છબી બંસીના મનમા, તૃષાર્તના મુખ પાસે મૃગતૃષ્ણાની માફક જાગતી હતી.

બીજી તરફથી રૂપિયા ઝડપથી એકઠા થતા નહોતા. ને જેટલો વિશેષ પરિશ્રમ કરતો હતો તેટલી સફળતા વિશેષ દૂર જતી હતી. વિશેષતઃ મનની ઇચ્છા સાથે શરીર સમાન વેગથી ચાલતુ નહોતુ —વચ્ચે વચ્ચે તે શિથિલ થઇ જતું હતુ.

આખુ ગામ જ્યારે ઉંઘતુ હોય, કેવળ રાત્રિના ચોકીદારોની માફક પ્રહરે પ્રહરે શીઆળવા બરાડા મારતા હોય ત્યારે ઝાંખા દીવા પાસે બેસી બંસી વણાટનુ કામ કર્યા કરતો. એવી અનેક રાતો તેણે વીતાડી હતી. ઘરમાં તેને કામ કરતો અટકાવે એવુ કોઇ માણસ નહોતુ. વળી બંસીએ પોતાને પુષ્ટિકર ખોરાકથી પણ વંચિત કર્યો હતો. ઠંડીમા ઓઢવાનું વસ્ત્ર જીર્ણ થઇ ગયુ હતું. ન્હાનાં છિદ્રોમાથી એ વસ્ત્ર છુપી રીતે ઠંડીને બોલાવી લાવતુ હતુ. જેમાં બે વર્ષથી શીઆળામા બંસી એવો વિચાર કરતો કે, ' આ વખતે તો દુઃખે સુખે ચલાવી લઉં, થોડા પૈસા એકઠા થવા દઉં. પછી આવતે વર્ષે જ્યારે કાબુલીવાળો ગરમ વસ્ત્રો લઇને આવશે એટલે તેની

પાસેથી એક વસ્ત્ર ઉધાર ખરીદી તેને બીજે વર્ષે દેવુ ચુકવી દઇશ. ત્યા સુધીમા જોઇતી રકમ એકઠી થઈ જશે ' પરંતુ સગવડ થઇ શકે એવુ વર્ષ આવ્યુ નહિ બસીનુ શરીર પણ ટકી શકે એવુ રહ્યુ નહિ

આટલા દિવસ પછી બસીએ તેના ભાઇને કહ્યુ –' વણાટનુ કામ હુ એકલા કરી શકતો નથી તુ પણ એ કામમા થોડી મદદ કર ' રસિકે કાંઇ ઉત્તર નહિ આપતા મ્હો મરડ્યુ શરીર સારુ નહિ હોવાથી બસીનો મિજાજ ઠેકાણે નહોતો તેણે રસિકનો તિરસ્કાર કર્યો તેણે કહ્યુ –" બાપદાદાનો ધધો છોડી રાત દિવસ તુ કૂદાકૂદ કરીશ તો ભવિષ્યમા ત્હારી કેવી દશા થશે ? ! "

બસીનુ આ કથન અનુચિત નહોતુ તથા એ કાઇ કટુક્તિ નહોતી આમ છતા આવો ભયકર અન્યાય જીવનમા પોતે કદાપિ સહન કર્યો નથી એમ રસિકને લાગ્યુ તે દિવસે તેણે ઘેર બરાબર ખાધુ નહિ નદીતટ ઉપર જઇ માછલા પકડવા બેઠો શીતકાળનો એ નિસ્તબ્ધ મધ્યાહ્ન હતો નજીક આવેલા આબાવાડીઆમાથી ઘુ ઘુ અવાજ સભળાતો હતો આજે રસિકે ગોપાળને લાકડી ફેરવવાની રમત શિખવાડવાનુ કહ્યુ હતુ એ રમત શીખવાનો કાઈ સભવ જોવામા આવ્યો નહિ એટલે ગોપાળ રસિકે પકડેલા મત્સ્ય જવાનો પ્રયત્ન કરવા માડ્યો એ પ્રકાર જોઇ રસિકે તેને એક થપ્પડ મારી. રસિક પોતાની પાસે ક્યારે પાન માગે તેની રાહ જોતી સૌરભી ઘાટની નજીક ઘાસ ઉપર બેઠી હતી એવામા રસિકે એકાએક તેને કહ્યુ –" સુરિ ! ઘણી ભૂખ લાગી છે, કાંઇ ખાવાનુ લાવી આપી શકીશ ? " સૌરભી ખુશી થઇ ઝડપથી ઘેર દોડી જઈ, ખોળો ભરી કાચુ કોરુ ખાવાનું લઇ આવી. રસિક તે દિવસે તેના ભાઈ બસી પાસે ઉપસ્થિત થયો નહિ.

બસીનુ શરીર તેમજ મન ખરાબ હતુ રાત્રે તેણે પોતાના પિતાને સ્વપ્નમા જોયા. સ્વપ્નમાથી જાગી ઉઠ્યા પછી બસીનું

મન વિશેષ વ્યાકુળ બની ગયુ વ શનો લોપ થઇ જવાની આશકાથી પિતાને પરલોકમા પણ નિદ્રા આવતી નથી એમ જ તેને લાગ્યુ

બીજે દિવસે બ સીએ સહજ જોર કરીને રસિકને કામ ઉપર બેસાડયો, કેમ કે, એ કાઇ કેવળ એક વ્યક્તિના જ સુખ દુ ખની વાત નહોતી, એ તો વ શ પ્રત્યેનુ કર્ત્તવ્ય હતુ રસિક કામ ઉપર બેઠો ખરો, પરતુ તેથી કામની સગવડતા થઇ નહિ તેનો હાથ બિલ્કુલ ચાલતો નહોતો વારવાર સુતર તૂટી જતુ હતુ તથા તેને સમારતા વણો વખત લાગતો હતો બ સીએ વિચાર્યુ કે, અભ્યાસ નહિ હોવાથી રસિકનાથી એવુ થાય છે—ધીમે ધીમે તેનો હાથ સુધરી જશે

પરતુ ચ ચળ પ્રકૃતિના રસિકના હાથને સુધરવાની જરૂર નહિ હોવાથી તે સુધર્યો નહિ. વળી રસિકના અનુગત બાળકો તેની તપાસ કરવા આવી તેને શાન્ત શિષ્ટ બાળકની માફક બાપદાદા-નો ધ ધો કરતો જોતા ત્યારે રસિકને ઘણી શર્મ આવતી હતી તથા ક્રોધ પણ ઉપજતો હતો.

બ સીએ રસિકના એક મિત્રદ્વારા તેને એવી ખબર પહોચાડી કે, સૌરભીની સાથે તેનો વિવાહ નક્કી કરવામાં આવ્યો છે બંસીએ વિચાર્યુ હતુ કે, આ ખબર મળવાથી રસિકનુ મન અવશ્ય નમ્ર થશે, પરતુ એવુ કાઇ પરિણામ દેખાયુ નહિ. રસિકે કહ્યુ —" ભાઇ શુ એમ ધારે છે કે, સૌરભીની સાથે વિવાહ થતા મ્હને મોક્ષ મળી જશે ! " પછી સૌરભી તરફનો તેનો વ્યવહાર એટલો બધો બદલાઇ ગયો કે એ બીચારી ઓઢણીને છેડે પાન બાંધી તેની પાસે આવવાનુ સાહસ કરી શકતી નહોતી—કોણ જાણે કે શાથી સઘળી રીતભાત જોઈ એ ન્હાની શાન્ત છોકરીને રડવું આવતુ હતુ. હાર્મોનિયમ વગાડવા માટે બીજી બાળકાઓના કરતાં તેને જે વિશેષ અધિકાર મળ્યો હતો તે દૂર થઇ ગયો. હવે

રસિક પોતાને જોઈતી કોઈ પણ વસ્તુ સૌરભી પાસે માગતો નહિ. આથી સૌરભીને પોતાનું જીવન નીરસ બની ગયું હોય એમ લાગ્યું

આટલા દિવસોમાં રસિકે ગામના વનજંગલ, રાધાનાથનું મંદિર, નદી, તળાવ, ધોબી ફળીઉં, સુતાર ફળીઉં, હાટ, બજાર વગેરે સ્થળોએ પોતાના આનંદથી અને પ્રયોજનથી વિચિત્ર ભાવથી અધિકાર બેસાડી દીધો હતો. સઘળા સ્થળોએ તેનો એક અડ્ડો હતો ને પોતાની મરજી પડે ત્યારે એકલો અગર તો પોતાના અનુચર સહચરો સાથે ગમે તે એક સ્થળે ઉપસ્થિત થઈ ઇચ્છિત કાર્ય કરતો હતો આ ગામ અને થાનગઢના માણસોના મકાન સિવાય જગતનો બીજો કોઈ અંશ પોતાની જીવનયાત્રા માટે પ્રયોજનીય હોય એમ કોઈ દિવસે તેને લાગતું નહોતું હવે આજે આ ગામથી તેનું મન વિરક્ત બની ગયું દૂર—બહુ દૂર ચાલ્યા જવા માટે તેનું ચિત્ત વ્યાકુળ બની ગયું અવકાશનો વખત પુષ્કળ હતો. બસી તેની પાસે વિશેષ વખત સુધી કામ કરાવતો નહોતો, પરંતુ થોડો વખત કામ કરવાથી પણ તેના અવકાશનો સઘળો સ્વાદ ઊડી ગયો. એવા ખંડિત અવકાશને કોઈ પણ પ્રકારના ઉપયોગમાં લેવાનું તેને ગમતું નહોતું.

( [illegible] )

એવામાં થાનગઢના બાબુઓનો એક છોકરો એક બાઇસિકલ ખરીદ કરી લાવી તેના ઉપર બેસવાનો અભ્યાસ કરવા લાગ્યો. રસિકે એ બાઇસિકલ લઈ ઘણા થોડા સમયમાં જ તે પોતાના પગ નીચેનું એક દોડતું ચક્કર હોય એવો એના ઉપર કાબૂ મેળવ્યો અહા ! કેવી સ્વાધીનતા ! કેવો આનંદ ! દૂરત્વની સઘળી બાધાને આ વાહન જાણે કે તીક્ષ્ણ સુદર્શનચક્રની માફક ઘણી સહેલાઈથી કાપી નાખી ચાલ્યું જતું વંટોળીઆનો વાયુ જાણે કે પક્ષીનો આકાર ધારણ કરી મનુષ્યને પીઠ ઉપર બેસાડી ઉન્મત્તની માફક

દોડી જતો હતો. રામાયણ મહાભારતના વખતમા મનુષ્ય ક્વ ક્વચિત્ દેવતાનુ અસ્ત્ર લઇ તેનો જેવો ઉપયોગ કરી શકતુ હતુ તેવો જ ઉપયોગ આ ચક્રનો કરી શકાય છે એમ રસિકને લાગ્યુ

રસિકે વિચાર્યું કે, જો પોતાની પાસે આવી બાઇસિકલ ન હોય તો જીવન વૃથા છે વળી તેની કિમ્મત પણ કયા વધારે છે ફક્ત એકસોપચીસ રૂપિયા ? એકસોપચીસ રૂપિયા આપી મનુષ્ય એક પ્રકારની નવીન શક્તિ મેળવી શકે એ તો ઘણુ સસ્તુ કહેવાય' વિષ્ણુના ગરૂડ વાહને અને સૂર્યના અરૂણ સારથીએ સૃષ્ટિકર્ત્તાને કાઇ ઓછુ દુ ખ દીધુ નથી વળી ઈંદ્રના ઉચ્ચૈઃશ્રવાને માટે સમુદ્રમંથન કરવું પડયુ હતુ. પરતુ આ બાઇસિકલ પોતાનો પૃથ્વીજયી ગતિ-વેગ સ્તબ્ધ કરી કેવળ એકસોપચીસ રૂપિયા માટે દુકાનના એક ખુણામા દિવાલને અઢેલી રાહ જોયા કરતી હતી

ભાઇની પાસેથી કાઇ નહિ માગવાની રસિકે પ્રતિજ્ઞા કરી હતી; પરતુ તે એ પ્રતિજ્ઞા પાળી શક્યો નહિ. આમ છતા માગવાની રીત તેણે કાઇક અશે બદલી નાખીને કહ્યુ,–" મ્હને એકસો પચીસ રૂપિયા ઉછીના આપો "

છેલ્લા કેટલાક દિવસથી રસિકે બસીની પ સે કાઈ માગણી કરી નહોતી. તેથી શરીરના અસુખ ઉપરાંત બીજી પણ એક ગભીર વેદના રાત્રિ-દિવસ બસીને દુ:ખી કરતી હતી. રસિકની માગણી સાભળી ક્ષણ કાળ માટે બસીનું મન નાચી ઉઠ્યુ. તેણે વિચાર્યું, ' બધુ જહન્નમમા જાઓ—હવે આવી ખેચતાણ હુ કરી શકતો નથી-હું એને રૂપિયા આપી દઉં. ' વળી પાછો વિ-ચાર આવ્યો કે, ' એ બધું ખરું પણ વારસાનું શું ? વંશ તો ડુબવા બેઠો છે ! હું એકસોપચીસ રૂપિયા આપુ એટલે મારી પાસે શિલકે શું રહે ! ઉછીના ! રસિક એકસોપચીસ રૂપિયા ઉછીના લઈ

પાછા આપશે !' જો એવો સંભવ હોત તો બંસી નિશ્ચિંત થઈને મરી શકત.

મનને પત્થર જેવું કઠિન કરી બંસીએ કહ્યું —"એકસો-પચીસ રૂપિયા હું ક્યાંથી લાવું !" રસિકે પોતાના મિત્રમંડળમાં કહ્યું —"જો એ રૂપિયા મ્હને નહિ મળે તો હું વિવાહ જ નહિ કરું."

આ વાત જ્યારે બંસીના કાને ગઈ ત્યારે તેણે કહ્યું —"આ કાંઈ જેવી તેવી ગમ્મત નથી ! કન્યા માટે રૂપિયા આપવા પડશે તથા વરને પણ રૂપિયા આપ્યા સિવાય ચાલે તેમ નથી ! આવું સંકટ તો અમારી સાત પેઢીમાં કોઈના ઉપર પણ આવી પડ્યું નહોતું."

રસિકે સ્પષ્ટ વિદ્રોહ કરી વણાટકામમાંથી રજા મેળવી લીધી. પૂછવામાં આવતાં 'શરીર સારું નથી' એમ તે કહેતો. આ કહેતાં આહાર વિહાર ઉપરથી શરીર બગડ્યું હોય એમ લાગતું નહોતું. બંસીએ મનમાં ને મનમાં રોષે ભરાઈ કહ્યું, 'હવે હું એને કદાપિ કામ કરવાનું કહીશ નહિ.' આમ કહી ક્રોધને વશ થઈ તે પોતાની જાતને વિશેષ દુઃખ દેવા લાગ્યો. વળી એ વર્ષે બહિષ્કારની ચળવળ જોરશોરથી ચાલૂ થવાથી હાથવણાટ કાપડના દર વધી ગયા તથા તેની ખપત પણ વધી ગઈ. જે વણકરો બીજા કામકાજમાં રોકાયા હતા તેમણે પણ પાછું વણાટકામ ચાલૂ કરી દીધું. હવે ક્ષણ કાળ માટે જો સાળ બંધ પડતી તો બંસીનું મન અસ્થિર બની જતું. આ વખતે જો રસિકે કાંઈ મદદ કરી હોત તો બે વર્ષની કમાણી છ મહિનામાં કરી શકાત, પરંતુ રસિકે કાંઈ મદદ કરી નહિ. નિર્બળ શરીરે બંસી એકલો શક્તિ ઉપરાંત પરિશ્રમ કરવા લાગ્યો.

રસિક પોતાનો ઘણો ખરો વખત ઘરની બ્હાર પસાર કરતો હતો. એવામાં એક દિવસે સંધ્યા સમયે જ્યારે બંસીનો હાથ

અવશ બની ગયો હતો, ખરડો ભરાઈ આવ્યો હતો, કામકાજમા ગરબડ થતી હોઈ તેને સુધારતા વૃથા વખત જતો હતો ત્યારે તેણે કેટલાક કાળથી ઉપેક્ષિત થયેલા હાર્મોનિયમ યત્ર ઉપર લખનૌ ઠુમરી વાગતી સાભળી ! પહેલા એક સમય એવો હતો કે, કામ કરતા કરતા રસિકને હાર્મોનિયમ વગાડતો સાભળી ગર્વ અને આનન્દથી બસંતનુ મન પુલકિત થતુ હતુ, પરતુ આજે એમ ન થયુ તેણે સાળ પાસેથી ઉઠી ઘરના આગણા પાસે જઈને જોયુ તો રસિક કોઈ અજાણ્યા માણસને હાર્મોનિયમ વગાડી સભળાવતો હતો ક્રોધી બસીનો તાવથી સળગતો દેહ વિશેષ સળગી ઉઠ્યો તેણે મ્હોમા જે આવ્યુ તે કહી નાખ્યુ રસિકે ઉદ્ધત બની ઉત્તર આપ્યો, 'આજથી હવે તમારુ અન્ન.. બરાબર છે.' વગેરે વગેરે બસી-એ કહ્યુ કે, 'હવે મિથ્યા બડાઈ મારવાની જરૂર નથી ત્હારી શક્તિ મ્હે બરાબર જોઈ લીધી છે કેવળ બાજુલોકની નકલ કરી વજીત્ર વગાડી નવ્વાબી કર્યે કાંઈ વળતુ નથી !' આમ કહી તે ચાલ્યો ગયો—પછી તે કામ ઉપર બેસી શક્યો નહિ ઘરમા એક [illegible] ઉપર તે સૂઈ ગયો તે દિવસે રસિક હાર્મોનિયમ વગાડી ચિત્તના વિનોદ માટે કાંઈ પોતાના સોબતીને તેડી લાવ્યો હોય એમ નહોતુ. થાનગઢમા જે સરકસ આવ્યુ હતુ એ સરકસમા નોકરીના ઉમેદવાર તરીકે રસિક ગયો હતો સરકસના એક માણસને પોતાની શકિતનો પરિચય કરાવવાના હેતુથી પોતે જેટલી ગત જાણતો હતો તે એક એક રસિક તેને સભળાવતો હતો એ સગીતની વચ્ચ તદ્દન જુદી જાતનો સુર આવી પહોચ્યો હતો

આજ સુધીમા બસીના મુખમાથી આવા કઠિન શબ્દો કદાપિ બ્હાર નીકળ્યા નહોતા. પોતાનાં વાક્યો માટે તેને પોતાને આશ્ચર્ય લાગ્યુ પોતાનુ અવલબન કરી કોઈ બીજુ જ એ નિષ્ઠુર વચનો બોલ્યું હોય એમ તેને લાગ્યુ. આવો હૃદયવિદારક તિરસ્કાર કર્યા પછી પોતે એકઠા કરી રાખેલા રૂપિયા સાચવવાનું

બસી માટે અસંભવ બની ગયું. જે રૂપિયાને લીધે એકાએક આવો અકલ્પનીય બનાવ બની ગયો એ રૂપિયા ઉપર બસીને ઘણો ગુસ્સો આવ્યો. રસિક પોતાની કેવી સ્નેહસામગ્રી છે એ વિચાર જ વારવાર તેના મનમા આવવા લાગ્યો. તે જ્યારે ભાઇ શબ્દનો ઉચ્ચાર સુદ્ધા કરી શકતો નહોતો, તેના તોફાની હાથમાંથી વણાટના સુતરનુ રક્ષણ કરવાનુ કામ જ્યારે મુશ્કેલ હતુ, તેનો ભાઇ હાથ લબાવતાની સાથે જ્યારે તે બીજા બધાના ખોળામાંથી

તેના ભાઇના ખોળામા જતો રહેતો. તથા તેના માથાના વાળ પકડી ખેચતાણ કરતો, નાક પકડી દાત વગરના મુખમા તેને પુરી દેવાનો પ્રયત્ન કરતો ત્યારે પોતે કેવા અપૂર્વ અસીમ આનદ અનુભવતો હતો તેનુ બસીને સ્મરણ થઇ આવ્યુ. બસીનો પ્રાણ હાહાકાર કરી ઉઠ્યો. હવે તે સૂઈ રહી શક્યો નહિ. રસિકનુ નામ દઈ દઇને કેટલીક વખતે તેને હાક મારી. ઉત્તર નહિ મળવાથી નાવવાળા તરફ તે ઉઠ્યો. જઇને જોયુ તો હાર્મોનિયમ એક બાજુએ પડ્યુ હતુ. અધકારમા ઉમરા પાસે રસિક ચુપ થઈ બેઠો હતો. બસીએ કમરમાથી સાપના જેવી એક લાંબી થેલી બહાર કાઢી ખુલ્લી કરીને રુધાઇ ગયેલા કંઠે કહ્યુ, "ભાઇ! આ લે. આ સઘળા રૂપિયા ત્હારે માટે જ હું એકઠા કરતો હતો. પરંતુ ભાઇ! તને રડાવીને હું રૂપિયા એકઠા કરી શકુ તેમ નથી. ભાઈ! મ્હારામા એવી શક્તિ નથી. તુ જોઇએ તો બાઇસિકલ ખરીદ કર અગર તો તને ફાવે તેમ કર."

રસિકે ઉઠી ઉભા થઇ પ્રતિજ્ઞા કરી કઠોર સ્વરે કહ્યુ:— "બાઇસિકલ ખરીદ કરવી હશે તથા વહૂ લાવવી હશે તો એ બધુ હુ મ્હારા પોતાના રૂપિયાથી કરીશ. તમારા આ રૂપિયાને હુ સ્પર્શ પણ કરનાર નથી."

આમ કહી બસીના ઉત્તરની રાહ નહિ જોતા રસિક ચાલ્યો ગયો. બન્ને વચ્ચે હવે આ રૂપિયાની વાત કાઢવાનો કોઈ માર્ગ રહ્યો નહિ—કોઈ પણ વાત કાઢવાનુ અસભવ બની ગયુ.

( ૪ )

રસિકનો શ્રેષ્ઠ ભક્ત ગોપાળ આજકાલ અભિમાનથી અલગ રહેતો હતો. રસિકની નજરે પડીને તે એકલો જ મત્સ્ય પકડવા જતો હતો, પ્રથમની માફક રસિકની સાથે વાતચિત કરતો નહોતો. સૌરભીનો વ્યવહાર પણ વિશેષ બદલાઇ ગયો હતો. રસિકની સાથે તેણે કટ્ટી કરી દીધી હતી. પોતે જે ભયંકર કટ્ટી કરી હતી તે રસિકને દર્શાવવાનો સુયોગ નહિ મળવાથી ઘરના ખુણામા બેસી અભિમાનથી તે રુદન કરતી હતી.

એવામા એક દિવસે મધ્યાન્હે ગોપાળને ઘેર જઇ તેને હાક મારી પ્રેમ દર્શાવીને રસિકે તેના કાન આમળ્યા પ્રથમ તો પોતાને લડાઇ કરવી હોય એવો જ ભાવ ગોપાળે દર્શાવ્યો, પરંતુ તેનો એ ભાવ વિશેષ સમય સુધી કાયમ રહ્યો નહિ; બન્ને વચ્ચે મધુર હાસ્યાલાપ જામી ઉઠયો. રસિકે કહ્યું—" ગોપાળ ! તુ મ્હારુ હાર્મોનિયમ લઇશ કે ? "

હાર્મોનિયમ ! આવુ મ્હોટુ દાન ! આ કળિકાળમાં એવા દાનનો સંભવ હતો કે ! આમ છતાં જે વસ્તુ પોતાને ગમતી અને હરકત સિવાય મળી શકતી તે વસ્તુ સંકોચ સિવાય સ્વીકારવાની શક્તિ ગોપાળનામાં વિશેષ પ્રમાણમા હતી તેણે વિના વિલંબે રસિકનું હાર્મોનિયમ પોતાના કબ્જામા લીધુ. તે સાથે તેણે રસિકને એમ પણ કહી દીધુ કે હવે જો હાર્મોનિયમ તે પાછું માગશે તો તેને મળી શકશે નહિ.

રસિકે ગોપાળને જ્યારે હાક મારી ત્યારે એ હાક બીજી એક વ્યક્તિના સાંભળવામા આવી છે એવી તેની ખાત્રી હતી, પરંતુ એ દ્વિતીય વ્યક્તિ આજે બ્હાર આવી નહિ. રસિકે ગોપાળને કહ્યું:—" સુરી ક્યાં છે ? તેને એક વખત બોલાવી લાવ. "

ગોપાળે ઘરમાં જઇ આવી કહ્યુ—" સુરી એમ કહે છે કે ' મ્હારે કપડાં સુકવવાનાં હોવાથી હમણા મ્હને વખત નથી. "

રસિકે મનમા ને મનમા હસીને કહ્યુ —" એ કયા કપડાં સુકવે છે ? ચાલ આપણે જઇને જોઇએ. "

રસિકે આગણામા જઇને જોયુ તો ત્યા કપડા સુકવવાની હિલચાલ નહોતી સૌરભી તેમનાં પગલાનો અવાજ સાભળી, બીજે સ્થળે છુપાઈ જવાનો સુયોગ નહિ મળવાથી તેમના તરફ પીઠ કરી ખુણામા દિવાલ તરફ મ્હો કરી ઉભી રહી રસિકે નજીક જઇ તેનુ મ્હો ફેરવવાનો પ્રયત્ન કર્યો તેણે કહ્યુ —" સુરિ ! તુ રીસે ભરાઇ છે કે ! " રસિકના પ્રયત્નને વૃથા કરી સૌરભી જેમ ઉભી હતી તેમજ ઉભી રહી

એક વખતે કલ્પનાને વશ થઈ રસિક વિવિધ રગના સુતરથી એક ચિત્રવિચિત્ર કથા સીવતો હતો સ્ત્રીઓ જે કંથાઓ સીવતી હતી તેના કેટલાક ચોકસ નમુનાઓ જ આવતા હતા પરતુ રસિકની રચના સ્વકપોળકલ્પિત હતી જ્યારે એ સીવાઇનુ કામ ચાલતુ ત્યારે સૌરભી એકચિત્તે એ કામ જોયા કરતી હતી તેને એમજ લાગતુ હતુ કે, જગતમા આજ સુધીમા કોઇએ એવી આશ્ચયજનક કથા બનાવી નથી કથા જ્યારે સર્વ પ્રકારે તૈયાર થઇ જવા આવી ત્યારે વિરક્તિ ઉપજવાથી રસિકે એ કામ અપૂર્ણ જ રાખ્યુ એથી સૌરભીનુ મન ઘણુ દુ ખી થયુ હતુ એ કામ સપૂર્ણ કરી નાખવા માટે તેણે અનેક વખત નમ્રતાપૂર્વક રસિકને વિનતિ કરી હતી. અપૂર્ણ રહેલુ કામ બે ત્રણ કલાકમાજ સપૂર્ણ થાય તેમ હતું, પરતુ જે કામ ઉપર રસિકનુ મન લાગે નહિ તે કામ ઉપર તેને કોણ બેસાડી શકે ? આટલા દિવસ પછી એકાએક કાલે રાત્રે જાગીને રસિકે કથાને તૈયાર કરી હતી

રસિકે કહ્યુ —" સુરિ ! મ્હે પેલી કથા તૈયાર કરી નાખી છે; તું એક વખત જોઇશ કે ? '

મહાકષ્ટે સૌરભીનુ મુખ ફેરવવામા આવ્યું એટલે તેણે પહેરેલા વસ્ત્રના પાલવથી મ્હો ઢાંકી દીધુ એ વખતે એના બન્ને

નેત્રોમાંથી અશ્રુજળની વૃષ્ટિ થતી હતી ! તે એ અશ્રુજળને કેવી રીતે બતાવી શકે ?

સૌરભીની સાથે પોતાના પ્રથમના સબંધની સ્થાપના કરવામાં રસિકને ઘણો વખત લાગ્યો પછી બન્ને વચ્ચે સંબંધ સ્થાપન થઇ. સૌરભીએ રસિકને પાન લાવી આપ્યું તથા રસિકે કથાનું આવરણ ખોલી કથાને ઉમરા ઉપર મૂકી દીધી સૌરભીના આશ્ચર્યનો પાર રહ્યો નહિ છેવટે રસિકે કહ્યું—" સુંદરિ ! આ કથા મ્હેં ત્હારે માટે જ તૈયાર કરી છે તથા હું એ તને જ આપું છું ' ત્યારે એવા મ્હોટા અકલ્પનીય દાનનો સૌરભી કોઇ પણ પ્રકારે સ્વીકાર કરી શકી નહિ. પૃથ્વીમાં કોઈ પણ દુર્લભ વસ્તુ બીજા પાસે માગવાનું સૌરભી શીખી નહોતી. ગોપાળે તેને ઘણી ધમકાવી માનુષના મનસ્તત્ત્વની સૂક્ષ્મતા સબંધી તેને કંઇ જ્ઞાન નહોતું. તેને એમ લાગ્યું કે, ઇચ્છિત વસ્તુ લેવામાં શર્મ રાખવી એ એક જાતની કપટતા છે વૃથા વખત નહિ ગૂમાવવાના વિચારથી ગોપાળ જ એ કથા ઉપાડી લઇ ઘરમાં મૂકી આવ્યો તકરારનો અંત આવી ગયો હવે પાછું પ્રથમના જેવું બંધુત્વ ચાલૂ રહેશે એવી આશાથી બન્ને બાળક અને બાળિકાનું મન આનંદિત બની ગયું.

તે દિવસે ફળીઆમાંના પોતાના મંડળનાં સઘળાં બાળક બાળિકાઓની સાથે રસિકે અગાઉના જેવો સ્નેહસબંધ કરી લીધો. કેવળ પોતાના વડિલ ભાઇના ઘરમાં તેણે પ્રવેશ કર્યો નહિ. પ્રૌઢ ઉમ્મરની જે વિધવા તેમને ઘેર આવી રસોઇ બનાવી જતી હતી તેણે સ્હવારે આવી ભસીને ' શી રસોઇ બનાવવી છે ? ' એવો જ્યારે પ્રશ્ન કર્યો ત્યારે બસી બિછાનામાં સુતેલો હતો તેણે કહ્યું, " મ્હારું શરીર સારું નથી. આજે મ્હારે કાંઇ ખાવું નથી રસિકને બોલાવી તમે ખવડાવી દેજો. " રાંધનારી સ્ત્રીએ કહ્યું.—" રસિકભાઇએ આજે ઘેર ખાવાની ના પાડી છે. બીજે કોઇ સ્થળે એમને નિમંત્રણ હશે. " આ વાક્ય સાંભળી એક ગાઢ નિશ્વાસ મૂકી પગથી માથા સુધી ઓઢી, પાસું ફેરવી બસી બિછાનામાં પડી રહ્યો.

તે દિવસે સધ્યાકાળ પછી રસિક ગામ છોડી સરકસના મડળ સાથે ચાલ્યો ગયો તે દિવસ આવી રીતે જ પસાર થઇ ગયો શીયાળાની રાત હતી, આકાશમા અર્ધચંદ્ર પ્રકાશ્યો હતો તે દિવસે બજાર ભરાયલુ હતું રાત્રે બજાર બધ કરી વેપારીઓ ચાલ્યા ગયા હતા. જેમના ઘર દૂર આવેલા હતા તેઓ હજી રસ્તે વાત-ચિત કરતા ચાલ્યા જતા હતા. એક ખાલી બળદગાડામા ગાડીવાન ચાદર ઓઢી સુઇ રહેલો હતો બન્ને બળદ મૃદુમદગતિથી વિશ્રામસ્થાન તરફ ગાડુ ખેચી જતા હતા રસિક જ્યારે ગામની સરહદ નજીક જઇ પહોચ્યો, જ્યારે ચદ્રના પ્રકાશમા ગામના વૃક્ષો દેખાતા બધ થઇ ગયા ત્યારે તેના મનમાં કાઇનુ કાઇ થવા લાગ્યુ એ વખતે ઘેર પાછા જવાનો માર્ગ કઠિન નહોતો, પરંતુ હજી સુધી તેના હૃદયની કઠિનતા દૂર થઇ નહોતી પોતે કમાયા સિવાય ભાઇનુ અન્ન ખાય છે, હવે પોતાનાથી એમ નહિ બની શકે સઘળી લાલના દૂર કરી નાખી, આપ કમાઇના પૈસાથી ખરીદેલી બાઇસિકલ ઉપર બેસી જ્યા સુધી આ ગામમા ન અવાય ત્યા સુધી ગામનો ત્યાગ કરવાનો રસિકે નિશ્ચય કર્યો હતો ગામનો ચદનીઘાટ, સુખસાગર તળાવ, ફાગણ માસની વસતઋતુનો બ્હાર, ગામના બાળક બાળિકાઓનુ બધુત્વ વગેરે સર્વનો રસિકે ત્યાગ કર્યો હવે, તેની આગળ અપરિચિત પૃથ્વી તથા અનાત્મીય સસાર હતો તેમજ લલાટમા વિધિનો લેખ હતા

( ૫ ).

કેવળ વણકરનુ કામ જ મુશ્કેલ છે અને બીજાં બધા કાય સહેલા છે એવી રસિકની ધારણા હતી. તેણે વિચાર્યું હતું કે, એક વખત પોતાના સાંકડા ઘરનુ બંધન તોડી નાખી પોતે બ્હાર નીકળી પડશે એટલે કોઈ પણ પ્રકારની ચિતા રહેશે નહિ. અતરમાં પુષ્કળ આનદને સ્થાન આપી રસિક બ્હાર નીકળી પડયો હતો વચ્ચે કાઈ હરકત, દુખ તથા કાળવ્યય હશે એવી કલ્પના સુદ્ધાં તેના મનમાં

ઉપજી નહોતી મ્હાર ઉભા રહેતાં દૂર આવેલો પહાડ જેવી રીતે અડધા કલાકમા તેના શિખર ઉપર જઈ શકવા જેટલો નજીક દેખાય તેટલી જ નજીક પોતાની દુર્લભ સાર્થકતા રસિકને લાગી હતી. પોતે ક્યાં જતો હતો તેની તેણે કોઇને કાંઇ ખબર આપી નહોતી. પોતે જાતે જ એક દિવસે એ ખબર લઇને ગામમા આવશે એવી તેણે પ્રતિજ્ઞા કરી હતી.

કામ કરવા જઇને રસિક અવનવી મુશ્કેલીઓ અનુભવવા લાગ્યો પ્રથમ દર્શકોનો મત જોવામાં આવ્યો ત્યારે રસિકે વિચાર્યું હતુ કે, સરકસમા નોકરી કરવામા ઘણી મજાહ છે, પરતુ તેણે જ્યારે સરકસની અદર પ્રવેશ કર્યો ત્યારે અદરની મજાહ મ્હાર નીકળી ગઇ એ સરકસમા રસિકના દિવસો ઘણા વિસ્વાદ બની ગયા હમ્મેશા તે ઘરના સ્વપ્ન જોતો હતો રાત્રે ઉંઘમાંથી જાગી ઉઠતા અધકારમા પોતે પોતાના ભાઇ પાસે સૂઈ રહ્યો છે એમ રસિકને ક્ષણ કાળ માટે લાગતુ હતું, પરંતુ વિના વિલબે તેનો એ ભ્રમ દૂર થઈ જતો હતો. તે જ્યારે ઘેર રહેતો હતો ત્યારે શીયાળાની રાત્રે તેને ઠડી લાગતી હશે એમ ધારી પોતે ઓઢેલુ વસ્ત્ર બસી તેને ઓઢાડી દેતો હતો. એ વિષય રસિકથી અજ્ઞાત નહોતો સરકસમા પોષ મહિનાની રાત્રે તદ્રાની સ્થિતિમા રસિકને જ્યારે ઠડી લાગતી ત્યારે પોતાનો ભાઇ પોતાને ઓઢાડવા આવશે એમ વિચારી તે તેની રાહ જોતો હતો—વિલબ થતો જોઇ તે ક્રોધે પણ ભરાતો હતો એવામા તદ્રાનો ભગ થતા ભાઇ પોતાની પાસે નથી એમ તે જાણી શકતો હતો તથા એ રાત્રે પોતાને ઓઢાડવાનું ભાઇનાથી નહિં બની શકેલુ હોવાથી ભાઈનુ મન અસ્વસ્થ બની ગયુ હશે એમ તેને લાગતું હતુ. પછી એ મધ્યરાત્રિના વખતે રસિક સવારે ઉઠ્યા પછી ઘેર ચાલ્યા જવાનો વિચાર કરતો હતો; પરતુ સવારે જાગ્રત થયા પછી તે પોતાની પ્રતિજ્ઞાને વિશેષ કઠોર કરી સ્વગત એમ કહેતો કે, "આપકમાઇના રૂપિયાથી બાઇસિકલ ઉપર બેસીને ઘેર જાઉં તો જ હુ ખરો પુરુષ—તો જ મ્હારુ નામ રસિક."

એક દિવસે સરકસના માલિકે ‘વણુકર’ કહી રસિકનુ અપમાન કર્યું એટલે રસિક તે જ દિવસે પોતાનું જે થોડુ દેવુ હતુ તેના બદલામા પોતાના કેટલાક કપડા, લોટો, થાળી વાડકી વગેરે રાખી ખાલી હાથે સરકસનો ત્યાગ કરી ચાલ્યો ગયો સધ્યાકાળે રસિકે નદીતટ નજીક ગાય વાછરડાને આરામથી ચરતા જોયા એટલે ઇર્ષ્યા સહિત તેણે વિચાર્યું —“ પૃથ્વી ખરી રીતે આ પશુપક્ષીઓની જ માતા છે તે પોતાને હાથે એમનાં મુખમા ભોજનના ગ્રાસ મુકે છે મનુષ્યો પૃથ્વીની સોકયના છોકરા હોવા જોઇએ તેથી જ આ વનજગલમા મ્હને એક મુઠી અનાજ મળી શકતુ નથી ” નદીના કિનારે જઇ રસિકે અજલિ ભરી પુષ્કળ પાણી પીધુ એ નદીને કોઇ પણ પ્રકારની ચિતા નહોતી, ક્ષુધા તૃષ્ણા નહોતી, ઘર નહિ હોવા છતા તેને ઘરનો અભાવ નહોતો સ્હામે અધકારમયી રાત્રિ આવતી હોવા છતા નિરુદ્વેગથી તે દોડી જતી હતી. આ સઘળો વિચાર કરતો રસિક જળપ્રવાહ તરફ જોઇને બેસી રહ્યો તેના મનમા જાણે કે એમ થતુ હતુ કે, આ અસહનીય માનવજન્મને બધનહીન નિશ્ચિત જળધારાની સાથે ભેળવી શકાય તો જ શાન્તિ મળી શકે

એવામા એક તરૂણ યુવકે ત્યા આવી પહોચી માથા ઉપરથી પોટલી ઉતારી રસિક પાસે બેસી પોટલીમાથી પુવા કાઢી ખાવા માડયા રસિક એ યુવકને જોઇ સહજ વિચારમા પડી ગયો તેના પગમા જોડા નહોતા, ધોતીઆ ઉપર એક કોટ પહેરેલો હતો. માથા ઉપર પાઘડી હતી દેખાવમા તે ગૃહસ્થના પુત્ર જેવો લાગતો હતો આમ છતા મજુરની માફક તે પોટલી ઉચકીને શા માટે ફર્યા કરે છે એ રસિક સમજી શકયો નહિ. બન્ને વચ્ચે આલાપ થતા વિલબ થયો નહિ, તથા રસિકે પુવાનો યથોચિત પ્રમાણમા ભાગ લીધો. એ યુવક કલકત્તા કૉલેજનો વિદ્યાર્થી હતો વિદ્યાર્થીઓએ સ્વદેશી કપડાની જે દુકાન ખોલી હતી તેને માટે કાપડ એકઠુ કરવા તે

આ ગામના હાટમા આવ્યો હતો તેનુ નામ સુબોધચંદ્ર હોઇ તે જાતે બ્રાહ્મણ હતો તેને કોઇ પણ પ્રકારનો સંકોચ નહોતો આખો દિવસ હાટમા ફરી આ સંધ્યા સમયે તે નદીતટ ઉપર આવી પુવા આવ્યો હતો

તેને જોઇ રસિકને પોતાની જાત ઉપર ઘણી શર્મ આવી કેવળ એટલું જ નહિ પણ તેને જાણે કે મુક્તિ મળી હોય એમ લાગ્યુ આવી રીતે ખુલ્લા પગે મજુરની માફક ભાર ઉચકી શકાય છે એવુ જાણવામા આવતા ક્ષણકાળમા જ જીવન યાત્રાનુ ક્ષેત્રફળ તેની સ્હામે વિસ્તૃત થઇ ગયુ તેણે વિચાર્યું, " આજે મ્હારે ઉપવાસ કરવાની કોઇ જરૂર નહોતી જો ધાર્યું હોત તો હુ મજુરી કરી શકત "

પછી સુબોધ પોટલી માથા ઉપર ઉચકવા લાગ્યો એટલે રસિકે તેને તેમ કરતો અટકાવી કહ્યુ –" હું વણકરનો છોકરો છુ. હુ આપની પોટલી ઉચકી લઉં છુ. આપ મ્હને આપની સાથે કલકત્તા લઇ ચાલો "

આ બનાવ બન્યો તે પહેલા રસિક ' હું વણકર છું. ' એ શબ્દોનો ઉચ્ચાર કદાપિ કરી શકતો નહિ—હવે તેની બાધા દૂર થઈ ગઇ હતી.

સુબોધે પ્રસન્ન બની જઇ કહ્યુ –" તમે વણકર છો ! હું વણકરની શોધમા જ બ્હાર નીકળ્યો છુ આજકાલ તેમનો ભાવ એટલો બધો વધી ગયો છે કે, અમારી વણાટશાળામા કોઇ શિક્ષક તરીકે રહેવા રાજી થતુ નથી. "

રસિક વણાટશાળાનો શિક્ષક થઇ કલકત્તા ગયો. આટલા દિવસ પછી ઘરનુ ખરચ બાદ કરતા તે થોડી રકમ બચાવી શક્યો; પરંતુ બાઇસિક્લચક્રના લક્ષ્યનો ભેદ કરતાં હજી ઘણો વિલબ લાગે તેમ હતો, વધૂની વરમાલ્યનુ હજી કાંઇ ઠેકાણું નહોતું એવામાં વણાટશાળા જેવી રીતે એકદમ પ્રકાશી નીકળી હતી

તેવી રીતે સુઝાઇ જવા લાગી. કમિટીના સભ્યો જ્યાં સુધી કમિટી ભરતા ત્યાં સુધી ઘણું ચમત્કાર બનતા હતા, પરંતુ કાર્યક્ષેત્રમા ઉતરતા ઘણી ગરબડ થતી હતી. તેમણે ભિન્ન ભિન્ન દેશમાથી ભિન્ન ભિન્ન પ્રકારની સાળો મ ગાવી છેવટે એવી અપૂર્વ જ જાળ વણી કાઢી કે એ જ જાળને કયા કચરાના ઢગલામા નાખી દેવી તે વિષયનો કમિટી ઉપર -કમિટી ભરવા છતા કાઇ નિર્ણય થઇ શક્યો નહિ.

હવે રસિક સહન કરી શકતો નહોતો. ઘેર ચાલ્યા જવાને તેનો પ્રાણ વ્યાકુળ બની ગયો હતો નજર આગળ તે પોતાના ગામની ઘણી છબીઓ જોતો હતો અતિ તુચ્છ વસ્તુઓ પણ ઉજ્વળ ભાવથી તેની નજરે પડતી હતી પુરોહિતનો ગાડો છોકરો, પાડોશીનો કપિલવર્ણનો વાછરડો, ગામની નજીક આવેલુ આમાવાડીઉં વગેરેની સ્મૃતિ રસિકના મનમા તરી આવી સ ધ્યા- કાળ પછી જાણેકે કીર્તનનો ધ્વનિ સ ભળાતો હતો. ભિન્ન ભિન્ન ઋતુમા વિવિધ પ્રકારની મિશ્રિત ગ ધથી ગામના છાયામય માર્ગે સ્તબ્ધ હવા ભરાઇ રહી હતી તે સાથે તેનુ બ ધુમ ડળ,—ચ ચળ સ્વભાવનો ગોપાળ, તેજસ્વી નેત્રોવાળી વસ્ત્રને છેડે પાન બાધી લાવનાર સૌરભી વગેરેની સ્મૃતિ રસિકને વ્યાકુળ બનાવી દેવા લાગી. ગામની અ દર રસિક હરેક વિષયમા નિપુણતા દર્શાવવાનો જેવો સુયોગ મેળવી શકતો હતો એવો સુયોગ બ્હાર તેને બિલકુલ મળતો નહિ બ્હાર તેનુ કાઇ મૂલ્ય નહોતુ. શહેરના બજાર અને દુકાનોમા ય ત્રથી બનેલી વસ્તુઓ હાથના પ્રયત્નને લજ્જિત કરતી હતી વણાટશાળાનુ કામ એ એક પ્રકારની વિડ બના હતી એ કામથી મન સતુષ્ટ રહેતુ નહિ થીએટરની દીપશિખાએ તેના ચિત્તને પત ગની માફક મૃત્યુના માર્ગે ખેચ્યું હતું—રૂપિયા એકઠા કરવાની કઠોર નિષ્ઠાએ તેને બચાવી રાખ્યુ હતું. આખી પૃથ્વીમાં કેવળ પોતાના ગામમા જવાનો માર્ગ જ તેને માટે તદ્દન બ ધ

થઈ ગયો હતો તેથી જ ગામમા જવાનું આકર્ષણ પ્રત્યેક ક્ષણે તેને દુઃખી કરતું હતુ. વણાટશાળામા પ્રથમ તો તેને સારી આશા મળી હતી, પરંતુ એ આશા હવે જ્યારે ટકતી નહોતી ત્યારે રસિક પોતાને પકડી રાખવાને અશક્ત બની ગયો. સઘળી લજ્જાનો સ્વીકાર કરી મસ્તક નમાવી આ એક વર્ષની વ્યર્થતા સાથે લઈને ભાઈના આશ્રયમા જવા માટે તેના મનમા તાકીદ આવવા લાગી.

મન જ્યારે હરેક રીતે ' જાઉં–જાઉં ' કરતુ હતુ ત્યારે તેના મકાન નજીક ઘણી ધામધુમથી એક વિવાહ થયો સંધ્યાકાળે વાજીંત્રોના અવાજ સાથે વર આવ્યો તે રાત્રે રસિકે સ્વપ્ન જોયુ કે, તેના મસ્તક ઉપર ખુપ અને શરીર ઉપર જામો છે. પરંતુ તે વાસના ઝાડની પાછળ ઉભો રહ્યો છે પાડોશના છોકરા ' ત્હારો વર આવ્યો છે ! ' કહી સૌરભીને ખીજવે છે, સૌરભી–વિરક્ત બની રડે છે રસિક ફળીઆના છોકરાઓને શાસન કરવા માટે દોડી આવવા ઇચ્છે છે, પરંતુ વાસના ઝાડમા તેનો જામો અને ખુપ ભરાઈ જવાથી તે કોઈ પણ રીતે આગળ વધી શકતો નથી. જાગી ઉઠ્યા પછી રસિકના મનમા ઘણી લજ્જા ઉપજી. તેને માટે વહૂ નક્કી કરેલી છે , પરંતુ એ વહૂને ઘરમા લાવવાની યોગ્યતા પોતાનામા નથી એમ વિચારી રસિક પોતાને કાપુરુષ સમજી ઘણો લજ્જિત થયો. એટલી બધી અયોગ્યતા સ્વીકારી ઘેર જવાનુ તેનાથી કોઇ પણ રીતે બની શકે તેમ નહોતુ

( ૬ )

જ્યારે અનાવૃષ્ટિ ચાલતી હોય છે ત્યારે દિવસ પછી દિવસ પસાર થઈ જાય છે છતા મેઘ દેખાતો નથી. જો મેઘ દેખાય છે તો વૃષ્ટિ થતી નથી અને જો વૃષ્ટિ પડે છે તો પૃથ્વી ભીંજાતી નથી; પરંતુ જ્યારે વૃષ્ટિ ઉતરે છે ત્યારે દિગંતના એક ખુણામાં મેઘ દેખા દેતાંની સાથે જ આકાશમાં છવાઇ જાય છે અને અવિરલ

વૃષ્ટિથી પૃથ્વી તણાઇ જાય છે રસિકના ભાગ્યમા પણ એકાએક એમ જ બન્યુ

જાનકી નન્દી ઘણા ધનાઢ્ય પુરુષ હતા એક દિવસે કોઇની પાસેથી કાઈ ખબર મળતા તેઓ ઘોડાગાડી જોડાવી વણાટશાળા પાસે આવ્યા તથા રસિક સાથે તેમણે થોડી વાતચિત કરી બીજે દિવસે રસિકે પોતાની શાળાના મકાનનો ત્યાગ કરી નન્દીબાબુના ત્રણ માળના સુવિસ્તૃત ઉચ્ચ બંગલાના એક સુસજ્જિત ઓરડામા આશ્રય સ્વીકાર્યો

નન્દીબાબુનો વિલાયત સાથે કમિશન એજન્સીનો ધમધોકાર કારભાર ચાલતો હોઇ એ કારભારમા જાનકીબાબુએ રસિકની યાચના સિવાય તેને સામાન્ય કામ ઉપર નીમી શા માટે પુષ્કળ પગાર આપવા માડ્યો એ રસિક પોતે જ સમજી શકયો નહિ તેને જે કામ સોપવામા આવ્યુ હતુ એ કામ માટે માણસની તપાસ કરવાની જરૂર પડે તેમ નહોતી વળી એ કામ માટે રસિકને પગારની જે રકમ મળતી હતી તે કામના સ્વરૂપ કરતા ઘણી વધારે હતી બજારમા પોતાની કેટલી કિમ્મત છે એ અત્યાર સુધીમા રસિક સારી રીતે સમજી શકયો હતો એથી જાનકીબાબુ તેને જયારે પોતાના બગલામા રાખી પ્રેમપૂર્વક ખવડાવવા લાગ્યા ત્યારે તેમના આટલા બધા આદરનુ મૂળ કારણ આકાશના ગ્રહનક્ષત્ર હોવા જોઇએ એમજ રસિકને લાગ્યુ

પરતુ શુભગ્રહ બહુ દૂર નહોતો અત્રે તેનુ થોડુ સક્ષિપ્ત વર્ણન કરવાની જરૂર છે.

પહેલા જાનકીબાબુની સ્થિતિ આવી સારી નહોતી તેઓ જયારે દુ ખ વેઠીને કૉલેજમા અભ્યાસ કરતા હતા ત્યારે હરમોહન નામનો તેમનો એક સહપાઠી હતો હરમોહન બ્રાહ્મસમાજી હતો આ કમિસન એજન્સીનો કારભાર હરમોહનના બાપદાદાએ જ ચાલુ કર્યો હતો. તેમનો એક મુરબ્બી અંગ્રેજ સોદાગર

હરમોહનના પિતાને પુષ્કળ સ્હાયતા હતો તેણે જ આ કાર્યની સઘળી સગવડતા કરી આપી હતી હરમોહને પોતાના ગરીબ સ્નેહી જાનકીબાબુને એ વ્યવસ્થામાં જોડી દીધા હતા

એ દરિદ્ર સ્થિતિમાં, નવીન યૌવનકાળમાં સમાજસુધારા સંબંધી જાનકીબાબુનો ઉત્સાહ હરમોહન કરતાં જરાયે ઓછો ન હોતો તેથી પિતાનું મૃત્યુ થતાં પછી પોતાની બ્હેનના વિવાહનો સંબંધ તોડી નાખી મોટી ઉમ્મર સુધી તેને શિક્ષણ આપવા તેઓ પ્રવૃત્ત થયા એથી વર્ણાન્તર સમાજમાં એમની ભગિનીનો વિવાહ અસંભવ થયો અને કાયસ્થ હરમોહને તેમનો એ સંકટમાંથી ઉદ્ધાર કરી તેમની એ બ્હેન સાથે લગ્ન કર્યું

ત્યાર પછી ઘણા દિવસ વીતિ ગયા હમણાં હરમોહન હયાત નહોતો જાનકીબાબુની ભગિની કિંવા હરમોહનની ભાર્યાનું પણ મૃત્યુ થયું હતું ધંધોરોજગાર સર્વ પ્રકારે જાનકીબાબુના હાથમાં આવ્યો હતો પ્રથમ રહેવાનું સાદું મકાન અને પછી બંગલો થયો હતો. ચિરકાળના નીકલના ઘડીઆળને રાજીનામું મળેલું હોઇ તેનું સ્થાન સોનાના ઘડીઆળે સ્વીકાર્યું હતું

જેમ જેમ તીજોરીમાં વિશાળ રકમ એકઠી થવા લાગી તેમ તેમ ન્હાની ઉમ્મરનો સઘળો ઉત્સાહ બાળકનો ખેલ હોય એમ જાનકી-બાબુને લાગ્યું, કુટુંબના ઇતિહાસનો આગળનો અધ્યાય વિલુપ્ત કરી કોઇ પણ રીતે પુન સમાજમાં ભળવા માટે તેઓ ઉત્સુક બની ગયા. પોતાની પુત્રીનો પોતાના જ સમાજમાં વિવાહ કરવાની તેમની ઉત્કટ ઇચ્છા હતી પૈસાનો લોભ બતાવી એક બે છોકરાને તેમણે રાજી કર્યા હતા, પરંતુ એ છોકરાઓના સગાં સંબંધીઓએ એ વાત જાણી એટલે તેમણે ઘણી આપત્તિ દર્શાવી વિવાહ ભાંગી નાખ્યો શિક્ષિત છોકરો ન હોય તો પણ ચલાવી લેવાનો જાનકીબાબુનો વિચાર હતો. કન્યાના જીવનના સકળ સુખનું બળિદાન દઇને પણ તેઓ સમાજ-દેવતાનો પ્રસાદ મેળવવા માટે ઉત્સુક બની ગયા હતા.

એવામાં જાનકીબાબુને વણુટશાળાના શિક્ષકની બાતમી મળી. ને થાનગઢના બસાક વંશનો યુવક હતો—તેના પૂર્વજ અભિરામ બસાકનું નામ સર્વત્ર જાણીતું હતું હમણા એ વંશની સ્થિતિ ગરીબ હોવા છતાં કુળ ઘણું ઉંચું હતું

ગૃહિણીએ દૂરથી જોઇ રસિકને પસંદ કર્યો તેણે પતિને પૂછ્યું, ' એ ક્યાં સુધી ભણ્યો છે ! "

જાનકીબાબુએ કહ્યું—" એ સંબંધી ચિંતા કરવાની જરૂર નથી. આજકાલ જેમણે વિશેષ અભ્યાસ કર્યો હોય છે તેઓ જ હિંદુત્વને ઠોકર મારે છે "

ગૃહિણીએ પૂછ્યું—" ઘરની આર્થિક સ્થિતિ કેવી છે ? "

" ઘણી જ ખરાબ આપણે માટે એ એક લાભ છે '

" એના સગા સંબંધીને બોલાવવા પડશે ? "

" પહેલા ઘણી વખત એમ કરી જોયું છે સગા સંબંધીઓએ દોડી આવી દરેક વખતે વિવાહ ભાગી નાખ્યો છે આ વખતે હું પહેલા વિવાહ કરી નાખીશ,—સગા સંબંધીઓ સાથે આલાપ પરિચય પછી થશે "

રસિક રાત્રિ દિવસ પોતાને ઘેર પાછા જવાની તથા ઘણી ઝડપથી રૂપિયા એકઠા કરી લેવાની ચિંતા કર્યા કરતો હતો, પણ રૂપિયા એકઠા કરવાનો કોઇ માર્ગ સુઝતો નહોતો એવામાં આહાર અને ઔષધ—બન્ને તેના મુખ પાસે હાજર થયા હવે તે એક ક્ષણનો પણ વિલંબ કરવા રાજી નહોતો.

જાનકીબાબુએ પૂછ્યું—" તમે તમારા ભાઇને આ ખબર આપવા ઇચ્છો છો ? "

/ રસિકે કહ્યું—" ના, ખબર આપવાની કાંઇ જરૂર નથી

સઘળું કાર્ય સમાપ્ત થઇ ગયા પછી પોતાનામાં કેટલું બધું

સામર્થ્ય છે તેનુ પ્રત્યક્ષપ્રમાણ બતાવી ભાઇને વિસ્મિત બનાવી દેવાનો રસિકનો વિચાર હતો

શુભ મુહૂર્તે વિવાહ થઇ ગયો બીજી સઘળી દાનસામગ્રીના પહેલા રસિકે એક બાઇસિકલની માગણી કરી.

( ૭ )

માઘ માસ વીતિ જવા આવ્યો હતો ધીમે ધીમે વસુધા ઉપર વસન્તનુ આગમન થતુ હતુ ખેતરો પાકથી લચી રહ્યા હતા. વૃક્ષ અને લતાઓ જીર્ણ પર્ણોને દૂર કરી નવીન પર્ણ ધારણ કરતા હતા ઢોર ઢાખર ગખનાર માણસોના ઘર પાસે ઘાસના ઢગલા જોવામ આવતા હતા નદીનુ જળ ઓછુ થઇ જવાથી માણસો કપડાં ઢીચણ સૂધી ઉચા કરી પાર ઉતરી શકતા હતા

રસિકે ખમીસ ઉપર કૉલર પહેર્યો હતો, ઢાકાનુ બારીક ધોતીઉ બરાબર ચીપીને પહેર્યું હતુ. ખમીસ ઉપર ખુલ્લા બટનનો કાશ્મીરી બનાતનો હાફકોટ હતો. પગમાં રગીન મોજા તથા ચકચકતા વિલાયતી બૂટ હતા. ડિસ્ટ્રિક્ટ બોર્ડના પાકા રસ્તા ઉપર તેણે ઝડપથી બાઇસિકલ ચલાવી પછી ગામનો કાચો રસ્તો આવતા તેણે બાઇસિકલનો વેગ ધીમો કર્યો. ગામના લોક તેનો પહેરવેશ જોઈ એકાએક તેને ઓળખી શકયા નહિ રસિકે પણ કોઇની સાથે કાંઇ વાત કરી નહિ કોઇ માણસ પોતાને ઓળખે તે પહેલા ભાઇને મળવાની રસિકની ઇચ્છા હતી ઘરની નજીક આવતાં તે છોકરાઓની નજરને છેતરી શકયો નહિ એ છોકરાંઓએ ક્ષણ કાળમા તેને ઓળખી કાઢયો. સૌરભીનું ઘર નજીક હતું એ ઘર નજીક જઇ છોકરા કલરવ કરવા લાગ્યા કે, ‘ સુરી બ્હેનનો વર આવ્યો છે ! સુરીબ્હેનનો વર આવ્યો છે ! ’ ગોપાળ ઘરમાં જ હતો. એ બ્હાર ડોકી આવે તે પહેલા રસિકે બાઇસિકલ પોતાના ઘર પાસે લઇ જઇ ઉભી રાખી.

એ વખતે સંધ્યા થઇ ગઇ હતી. ઘરમાં અંધકાર હોઇ બ્હાર તાળું વાસેલું હતું. જનશૂન્ય પરિત્યક્ત મકાન જાણે કે શબ્દહીન રૂદન કરતું હતું અને કહેતું હતું કે, કોઈ નથી–કોઇ નથી! ક્ષણ કાળમાં જ રસિકના મનમાં કાંઈનું કાંઇ થઇ ગયું. સઘળું જાણે કે તેની નજર આગળ સ્પષ્ટ થઈ ગયું. તેના પગ કંપવા લાગ્યા. બંધ દ્વાર પકડીને તે ઉભો રહ્યો. તેનું ગળું સુકાઇ ગયું. કોઇને હાક મારવાનું સાહસ તે કરી શક્યો નહિ. દૂર આવેલા મંદીરમાં સંધ્યાની આરતિનો જે ઘંટ વાગતો હતો તે જાણે કે બહુ દૂરના કોઈ એક ગત જીવનના બીજે છેડેથી ગંભીર વિદાયની વાત ખેંચી લાવી રસિકના કાને પહોંચાડવા લાગ્યો. નજરની સ્હામે માટીની દિવાલ, બંધ બારણું અને નમી પડેલું ખજુરનું ઝાડ ગૂમ થઈ ગયેલા સંસારની છબીની માફક દેખાતાં હતાં— જાણે કે એમાંનું કાંઇ સત્ય નહોતું.

ગોપાળ રસિકની પાસે આવી ઉભો રહ્યો. રસિકે ઉતરી ગયેલા મુખે તેના તરફ જોયું. ગોપાળે પણ કાંઇ બોલ્યા સિવાય નીચું જોયું. રસિક બોલી ઉઠ્યો—"સમજ્યો—સમજ્યો, ભાઇ હવે નથી!" આટલું બોલી બારણા પાસે તે બેસી પડ્યો. ગોપાળે તેની નજીક બેસી કહ્યું—"રસિક! ભાઇ! મ્હારે ઘેર ચાલ."

રસિકે ગોપાળનો હાથ તરછોડી બારણા સ્હામે જ ઢળી પડી કહ્યું, "ભાઇ! ઓ ભાઇ! ભાઇ રે!'

જે ભાઇ પહેલાં તેના પગનો અવાજ સાંભળતાંની સાથે દોડી આવતો હતો તેનો આજે અવાજ પણ સંભળાયો નહિ!

ગોપાળના પિતા આવી પુષ્કળ સમજાવીને રસિકને પોતાને ઘેર લઇ ગયા. સૌરભી એ વખતે રસિક તરફથી મળેલી પેલી ચિત્રવિચિત્ર કંથામાં કાંઇ વસ્તુ છુપાવી કંથાને દિવાલ સાથે ટેકવીને મૂકતી હતી એ દેખાવ રસિકના જોવામાં આવ્યો. રસિક વગેરેને આવતા જોઇ સૌરભી ઝડપથી અંતઃપુરમાં ચાલી ગઈ. નજીક

આવતા િ જાણી શકશે કે એ કથાની અંદર એક નવી બાઇ-
સિકલ હતી જેનો અર્થ રસિક તત્કાળ સમજી શક્યો હૃદયને ફાડી
નાખતુ  તેના કંઠ સુધી આવ્યુ તથા અશ્રુજળના સઘળા રસ્તા
તેણે જાણે કે જોરથી બંધ કરી દીધા

 ચાલ્યા ગયા પછી ડ.સીએ રાત્રિદિવસ સતત પરિશ્રમ
કરી  ભાઇનુ  ની રકમ તથા બાઇસિકલ ખરી-
દવાની  એકઠી કરી હતી  મનમા બીજો કોઇ વિચાર
જ  નહોતો થાકી  થોડો જીવ સટોસટ દોડી,
નિયત  જઇ પહોચી પૃથ્વી ઉપર પડી જેવી રીતે મરી જાય
તેવી જ રીતે લગ્નની રકમ એકઠી કરી બસીએ વી પી. થી બાઇ-
સિકલ મેળવી તે જ દિવસથી તેનો હાથ ચાલ્યો નહિ તેની સાળ
બંધ પડી ગોપાળના પિતાને બોલાવી તેમનો હાથ પકડીને ' સીએ
કહ્યુ —" હજી એક વર્ષ સુધી મ્હારા રસિકની રાહ જોજો—લગ્ન
સંબંધીની રકમ હું તમારા હાથમા આપી જાઉં છુ વળી જે
દિવસે રસિક આવે તે દિવસે તેને આ પૈડાવાળી ગાડી આપી કહેજો
કે, ' એ ત્હેં જ્યારે માગી ત્યારે ત્હારો હતભાગ્ય ભાઇ આપી
શક્યો નહોતો પરતુ એ માટે તું ત્હારા મનમા રીસ રાખીશ નહિ "

ભાઇના રૂપિયાનો ઉપહાર નહિ સ્વીકારવાની એક દિવસે
પ્રતિજ્ઞા કરી રસિક ચાલ્યો ગયો હતો—વિધાતાની ઇચ્છાથી તે
પોતાની પ્રતિજ્ઞાનુ પાલન કરી શક્યો હતો આજે રસિકે પાછા
આવીને જોયુ કે, ભાઇનો ઉપહાર આટલા દિવસથી તેની રાહ જોતો
પડી રહ્યો છે, પરતુ તેને સ્વીકારવાનો રસ્તો તદ્દન બંધ છે જે
સાળ ઉપર પોતાનુ જીવન વણીને ભાઇએ ઉપહાર આપ્યો હતો
એ સાળને જ પોતાનું જીવન અર્પણ કરી દેવાની રસિકને ઘણી
ઇચ્છા થઇ, પરતુ અરેરે ! કલકત્તા શહેરમા લક્ષ્મીના ચરણોમા
હમ્મેશાને માટે તે પોતાના જીવનનુ બળિદાન આપી આવ્યો હતો.

# ગર્વખંડન

વાર્તા કેવી રીતે લખવી એ હમણાં શીખ્યો છું બંકિમબાબુ અને સર વૉલ્ટર સ્કૉટના વાચનથી મ્હને વિશેષ લાભ નથી થયો લાભ ક્યાંથી કેવી રીતે થયો એ જ હકીકત હું મ્હારી આ પહેલી વાતમા લખુ છુ.

મ્હારા પિતાના મતામત અનેક પ્રકારના હતા, પરંતુ બાળ-વિવાહ વિરુદ્ધ કોઇ મત તેમણે કાંઇ પુસ્તકોમાંથી અગર સ્વતંત્ર બુદ્ધિથી બાંધ્યો નહોતો. જ્યારે મ્હારો વિવાહ થયો ત્યારે મ્હે સત્તર વર્ષ પુરા કરી અઢારમા ઉપર પગ મૂક્યો હતો એ વખતે હું કૉલેજમાં અભ્યાસ કરતો હતો એ વખતે મ્હારા ચિત્તક્ષેત્રમા યૌવનનો જે દક્ષિણવાયુ વહેવા લાગ્યો હતો તથા અકલ્પનીય રીતે જે અકથનીય ગીત, ગંધ, કંપન અને રોમાંચથી મ્હારુ જીવન ઉત્સુક બની ગયુ હતુ એ સઘળુ યાદ આવતા હજી પણ હૃદયની અંદર ગાઢ નિશ્વાસ ભરાઇ આવે છે

એ વખતે મ્હારી માતા હયાત નહોતી—અમારા શૂન્ય સંસારમાં લક્ષ્મીની સ્થાપના કરવા માટે, મ્હારો અભ્યાસ સંપૂર્ણ થાય ત્યા સુધી રાહ નહિ જોતા પિતા બાર વર્ષની બાળિકા નિર્ઝરિણીને અમારા ઘરમા લાવ્યા હતા

વાંચકો પાસે નિર્ઝરિણી નામનો પ્રચાર કરતાં મ્હને ઘણો સંકોચ થાય છે કેમ કે, વાંચકોમાંના ઘણા ખરા ઉમ્મર લાયક હોઇ કેટલાક સ્કૂલમાસ્તર, મુન્સફ અને સંપાદક પણ હશે. તેઓ મ્હારા શ્વસુર મહાશયનું નામ પસંદ કરવાનું પુષ્કળ લાલિત્ય તથા નૂતનત્વ જોઈ હસશે એવી મ્હને આશંકા છે, પરંતુ એ વખતે હું અર્વાચીન હતો, વિચારશક્તિનો કાંઇ ઉપદ્રવ નહોતો. તેથી વિવાહનો સંબંધ થતાં એ નામ જ્યારે સાંભળવામાં આવ્યું ત્યારે મ્હારુ મન કવિકલ્પનાથી ભરાઈ ગયુ

હમણાં હું ઉમ્મરલાયક થયો છું તથા વકીલાત છોડી મુન્સફની જગ્યા મેળવવા બ્રહ્મ બની ગયો છું છતાં હજી પણ એ નામ જુની વીણાના તારના રણકારની માફક જાણે કે વિશેષ મધુર લાગે છે

ઉછરતી ઉમ્મરનો પ્રથમ પ્રેમ અનેક ન્હાની મ્હોટી અડચણોથી મધુર હોય છે લજ્જાની અડચણ, ઘરના માણસોની અડચણ, બિન અનુભવની અડચણ—એ સહુની પાછળથી પ્રથમ પરિચયનો જે આભાસ મળે છે તે ઉષકાળના પ્રકાશ જેવો રંગીન હોય છે—એ મધ્યાન્હના જેવો સ્પષ્ટ, ખુલ્લો અને રંગરાગ વગરનો હોતો નથી

અમારા એ નવીન પરિચયની વચ્ચે પિતા વિન્ધ્યગિરિની માફક ઉભા રહ્યા તેઓ મ્હને હૉસ્ટેલમા મોકલી દઈ તેમની પુત્રવધૂને બંગાળી શિક્ષણ આપવા લાગ્યા

શ્વસુર મહાશય એકલું કન્યાનું નામ પાડીને જ શાન્ત થયા નહોતા—કન્યાના શિક્ષણ માટે પણ તેમણે ઘણી ગોઠવણ કરી હતી. સંપૂર્ણ ઉપક્રમણિકા નિર્ઝરિણીએ મ્હોડે કરેલી હોઇ મેઘનાદવધકાવ્ય વાચતી વખતે હેમબાબુની ટીકાની તેને જરૂર પડતી નહોતી.

હૉસ્ટેલમા ગયા પછી હુ એ વાત જાણી શક્યો હતો હૉસ્ટેલમા રહી વિવિધ ઉપાયના અવલંબનથી પિતાથી છુપાવી નવીન વિરહના તાપથી તપેલા એક બે પત્રો મોકલવાનો આરંભ મ્હે કર્યો હતો. એ પત્રોમાં મ્હેં કેટલાક નવીન કવિઓનાં કાવ્યોમાંથી ઉતારા પણ ટાંક્યા હતા પ્રણયિનીના પ્રેમનું આકર્ષણ કરવાની સાથે તેની શ્રદ્ધાનું પણ આકર્ષણ કરવુ જોઇએ. શ્રદ્ધાનુ આકર્ષણ કરવા માટે બંગાળી ભાષાની જે રચનાપ્રણાલીનો આશ્રય લેવો જોઇએ એ રચનાપ્રણાલીથી હું અજ્ઞાત હતો; તેથી

“ મણૌ વજ્રસમુત્કીર્ણે સૂત્રસ્યેવાસ્તિ મે ગતિઃ ”

અર્થાત્ અન્ય ઝવેરીઓએ જે મણિ છિદ્ર કરી રાખ્યા હતા તે બધા ગુથીને હુ મ્હારો પત્ર મોકલતો હતો એ વિષયમા સઘળા મણિ અન્યના હોઇ કેવળ દોરો જ મ્હારો હતો એવો વિનય સ્પષ્ટતાથી જાહિર કરવાનુ મ્હને ઉચિત લાગતુ નથી—કાળિદાસને પણ ઉચિત લાગતુ નહોતું, પરંતુ કવિ કાળિદાસના મણિ ચોરીનો માલ હતો કે કેમ એ હુ જાણતો નથી

પત્રનો ઉત્તર મળ્યો ત્યાર પછી બીજા કવિઓના રસિક પ્રેમમય કાર્યોનો ઉતારો કરવામા હું કૃપણતા કરતો નહોતો. નવવધૂને બગાળી બહુ સારુ આવડે છે એ હુ સમજી શકું। તેના પત્રમા ભાષાશુદ્ધિની કે વ્યાકરણની ભૂલ રહેતી કે કેમ તેનો હું યોગ્ય વિચારક નથી, છતા સાહિત્ય તથા ભાષાના જ્ઞાન વગર એવા પત્ર લખી ન શકાય એમ હુ કલ્પનાથી વિચારી શકતો હતો

સ્ત્રીની વિદ્યાબુદ્ધિ જોઇ સુયોગ્ય સ્વામીને જેટલો ગર્વ અને આનદ થવો જોઇએ તેટલો મ્હને થયો નથી એમ કહુ તો મ્હને હુ ખોટો અપવાદ મૂકુ છુ એમ જ કહેવાય, પરંતુ તે સાથે બીજો ભાવ પણ હતો એ ભાવ ઉચ્ચ પ્રકારનો નહિ હોવા છતા સ્વાભાવિક હતો મુશ્કેલી એ હતી કે, જે ઉપાયથી હુ મ્હારી વિદ્યાબુદ્ધિનો પરિચય કરાવી શકુ તેમ હતો એ વિદ્યાબુદ્ધિ બાળિકાથી સમજાય એવી નહોતી તેને અગ્રેજીનું નહિ જેવુ જ્ઞાન હોવાથી જો મ્હે તેના ઉપર બર્ક અને મેકૉલેના જેવો પત્ર લખ્યો હોત તો મચ્છર મારવા માટે તોપનો ગોળો છોડવા જેવુ જ થાત મચ્છરને કાઇ થાત નહિ,—કેવળ ધુમાડો અને અવાજ વૃથા જાત

મ્હારા ત્રણ અતરગ મિત્રો હતો તેમને મ્હારી સ્ત્રીનો પત્ર બતાવ્યા સિવાય મ્હને ચેન પડતું નહિ એ મિત્રોએ આશ્ચર્યચકિત થઈ કહ્યું—“ તુ ભાગ્યશાળી હોવાથી જ તને આવી સ્ત્રી મળી છે ” એ વાક્યને બીજા શબ્દોમા કહીએ તો એવુ જ વાક્ય થાય કે, એ સ્ત્રી માટે હુ યોગ્ય સ્વામી નહોતો

નિર્ઝગિણી તરફથી પ્રત્યુત્તર મળતા પહેલા મ્હે જે કેટલાક પત્રો લખ્યા હતા તેમા વ્યાકરણ તથા જોડણીની ઘણી ભૂલો હતી, પરંતુ એ પત્રો હૃદયની ઉત્તેજનાથી ભરેલા હતા સાવધાનતાથી લખવાની જરૂર છે એમ પ્રથમ મ્હને લાગ્યુ નહોતું એ પત્રો સાવધાનતાથી લખ્યા હોત તો તેમા વ્યાકરણ તથા જોડણીની ભૂલો થોડી ઓછી થાત, પરંતુ હૃદયની ઉત્તેજના મરી જાત

આવી સ્થિતિમા પત્રવ્યવહાર ચલાવવાનુ બંધ કરી પ્રત્યક્ષ પ્રેમાલાપ કરવાનુ ઉચિત લાગ્યુ પિતાજી ઑફિસે જતા એટલે હુ કૉલેજમાથી પલાયન કરી આવતો હતો. એથી અમારા અભ્યાસનુ જે નુકસાન થતુ તે પ્રેમાલાપ ચર્ચાથી ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે ભરપાઇ થઇ જતુ વિશ્વસસારમા કોઇ પણ કાર્ય તદ્દન નકામુ જતું નથી એક સ્વરૂપે જે નુકસાન છે તે જ અન્ય સ્વરૂપે લાભ છે. વિજ્ઞાનના આ સારતત્વનો પ્રેમની પરીક્ષાશાળામા બેસી મ્હે પૂર્ણ પરિચય મેળવ્યો હતો

એવામા મ્હારી પત્નીના કાકાની છોકરીના વિવાહનો પ્રસંગ ઉપસ્થિત થયો. એ પ્રસંગે બ્હેન તરફના સ્નેહના આવેગને લીધે મ્હારી સ્ત્રીએ એક કવિતા રચી લાલ કાગળ ઉપર લાલ શાહીથી લખી તેની બ્હેનને મોકલી. એ રચના કોણ જાણે કેવી રીતે પિતાના હાથમા જઇ પહોચી પિતાજી તેમની પુત્રવધૂની કવિતામા રચનાનૈપુણ્ય, સદ્ભાવ સૌન્દર્ય, અલકાર સમાવેશ વગેરે કાવ્યશાસ્ત્રસમત વિવિધ ગુણોનો સમાવેશ જોઇ મુગ્ધ બની ગયા એ કવિતા તેમણે પોતાના બંધુબાંધવોને વચાવી. એ લોકોએ તમાકુનું સેવન કરતા કરતા 'સુંદર રચના છે!' કહ્યું.

નવવધૂનામા કવિતા રચવાની શક્તિ છે એ વાત હવે કોઇથી ગુપ્ત રહી નાહ. એકાએક આવી રીતે ખ્યાતિ ફેલાવાથી રચયિત્રીના કાન અને કપોળ લાલચોળ બની ગયાં હતાં,—પછી અભ્યાસ પડી જતાં તે હતાં તેવા થઈ ગયા. પહેલા જ કહી ચુકયો છુ કે, કોઈ વસ્તુ

સર્વાંશે વિલુપ્ત થતી નથી, લજ્જાની જ્યોતિએ તેના કોમળ કપોળનો ત્યાગ કરી કદાચ મ્હારા કઠિન હૃદયના અંધકારમય ખુણામા આશ્રય સ્વીકાર્યો હશે.

પરંતુ તેથી મ્હે સ્વામી તરીકેનુ મ્હારુ કર્ત્તવ્ય શિથિલ કર્યું નહોતુ. અપક્ષપાત સમાલોચનાથી સ્ત્રીની રચનાના દોષ સુધારવા તરફ મ્હે કદાપિ આળસ રાખ્યુ નહોતુ પિતા વગર વિચારે તેને જેટલો ઉત્સાહ આપતા હતા તેટલા જ પ્રમાણમા હુ તેના દોષ સુધારી તેની વૃત્તિને સ્થિર કરી રાખતો હતો મ્હોટા મ્હોટા ઇંગ્રેજ લેખકોના લખાણ બતાવી હું તેને બાહુક જેવી બનાવી દેતો હતો. તેણે કોકિલ ઉપર કાંઇ લખ્યુ હતુ, મ્હે તેને શેલીનુ સ્કાયલાર્ક અને કીટસનુ નાઇટેગલ સભળાવી એક રીતે ચુપ કરી દીધી હતી એ વખતે વિદ્યાના જોરથી હુ પણ થોડે અંશે શેલી અને કીટસના ગૌરવનો ભાગીદાર બની જતો હતો મ્હારી સ્ત્રી પણ ઇંગ્રેજી સાહિત્યના સારા સારા લખાણોનો અનુવાદ કરી સભળાવવાનો મ્હને આગ્રહ કરતી હતી ગર્વ સહિત હુ એની પ્રાર્થના સ્વીકારતો હતો. ઇંગ્રેજી સાહિત્યના મહિમાથી ઉજ્વળ બની જઇ મ્હે મ્હારી સ્ત્રીની પ્રતિભાને મ્લાન કરી નાખી હતી સ્ત્રીલોકની કમનીયતા આગળ આવા પ્રકારની છાયાના આવરણની જરૂર હોય છે પિતાજી તથા તેમના બધુબાધવો એ વાત નહિ સમજતા હોવાથી એ કઠોર કર્ત્તવ્યનો ભાર મ્હારે જ ઉપાડી લેવો પડ્યો હતો રાતનો ચદ્ર મધ્યાન્હના સૂર્ય જેવો બની જાય તો તેની બે ઘડી વાહવાહ કરવા વાંધો નથી, પણ પછી એને કેવી રીતે ઢાકી દઈ શકાય એ વિચારવુ જોઇએ !

મ્હારી સ્ત્રીનુ લખાણ પિતાજી તથા બીજા કેટલાક લોક સામયિક પત્રોમા છપાવવા તૈયાર થયા હતા. એ માટે નિર્ઝરિણી લજ્જા દર્શાવતી હતી તથા મ્હે જ તેની એ લજ્જાને દૃઢ કરી હતી. સામયિક પત્રોમા તો એ લખાણ છપાયુ નહિ, પરંતુ બધુબાધવમા એનો પ્રચાર બધ કરી શકાયો નહિ.

એનુ પરિણામ કેટલુ બધુ ખરાબ આવ્યુ તે નીચેના બનાવ ઉપરથી સમજી શકાશે એ વખતે વકીલ થઇ હુ અલીપુર ગયો હતો. એક વીલનો કેસ લઇ વિરુદ્ધ પક્ષ સાથે ઘણા જોરથી લડતો હતો. વીલ બગાળી ભાષામા લખેલુ હતુ મ્હારા પક્ષની અનુકૂળતામા તેનો અર્થ કેટલો સ્પષ્ટ હતો એ યથાવિધિ હુ સાબિત કરતો હતો એવામા વિરુદ્ધ પક્ષના વકિલે ઉઠી ઉભા થઇ કહ્યુ – " મ્હારા વિદ્વાન્ મિત્ર જો તેમની વિદુષી પત્ની પાસે આ વીલ સમજી આવ્યા હોત તો આવુ અદ્ભુત વિવેચન કરી માતૃભાષાને તેઓ દુખી કરત નહિ "

સારી વાત દબાઈ રહે છે, પરતુ ખોટી વાત જોતજોતામા સર્વત્ર જાહિર થઇ જાય છે. ઉપરની વાત પણ સઘળે ઠેકાણે જાહિર થઈ ગઇ કદાચ એ વાત મ્હારી સ્ત્રીના સાભળવામા આવે એવો મ્હને ભય રહેતો હતો, પરતુ સૌભાગ્યવશત એ વાત તેના સાભળવામા આવી નહિ—એ સબધીની કાઇ ચર્ચા તેના મુખે મ્હે સાભળી નહિ

એક દિવસે એક અજાણ્યા ગૃહસ્થ સાથે મ્હારી ઓળખાણ થતા તેમણે પૂછ્યુ —" આપ જ શ્રીમતી નિર્ઝરિણી દેવીના સ્વામી છો કે ? "

મ્હે કહ્યું —" હુ એનો સ્વામી છુ કે કેમ એ વાતનો ઉત્તર આપવાની મ્હારી ઇચ્છા નથી, પરતુ એ મ્હારી સ્ત્રી છે ખરી. "

બ્હારના લોક પાસે સ્ત્રીના સ્વામી તરીકે ખ્યાતિ મેળવવામા હું ગૌરવ સમજતો નહોતો એક વ્યક્તિએ પણ એ વિષયનુ સ્પષ્ટ ભાષામા મ્હને સ્મરણ કરાવ્યું હતુ વાચકો જાણી ચુક્યા છે કે, મ્હારી સ્ત્રીના કાકાની છોકરીનો વિવાહ થયો હતો. એનો પતિ ઘણો નિષ્ઠુર હતો. સ્ત્રી ઉપર તે ઘણો અસહ્ય જુલ્મ ગુજારતો હતો. એ પાષણ્ડના નિર્દય વ્યવહારની સગા સબધીઓમા મ્હે ચર્ચા કરી હતી. એ ચર્ચા કાઈક વિશેષ રૂપથી તેના સાંભળવામા આવી હતી

પછીથી તે મ્હને ઉદ્દેશી સહુ કોઈની પાસે એમ કહ્યા કરતો હતો કે, પોતાના નામથી માડીને શ્વસુરના નામ સુધી ઉત્તમ, મધ્યમ અને અધમ ખ્યાતિનુ શાસ્ત્રમા વર્ણન કરેલુ છે, પરતુ પોતાની સ્ત્રીની ખ્યાતિથી યશસ્વી થવાની કલ્પના કવિના મસ્તકમા પણ આવતી નથી.

આવી સઘળી વાતચિત લોકોમા ચાલે એટલે સ્ત્રીના મનમા ગર્વ ઉત્પન્ન થયા સિવાય રહે નહિ વળી પિતાજીને ઘણી ખરાબ ટેવ હતી નિર્ઝરિણીની હાજરીમા જ તેઓ અમારા બગાળી ભાષાના જ્ઞાન સબધી કૌતુક કરતા હતા એક દિવસે તેમણે કહ્યુ, " નિર્ઝર ! હરિશ જે બગાળી કાગળ પત્રો લખે છે તેમાના જોડણી તથા વ્યાકરણના દોષો તુ સુધારી આપતી કેમ નથી ? મ્હને એક પત્ર લખ્યો છે તેમા જગદિન્દ્ર લખવાને બદલે એણે જગદીન્દ્ર લખ્યુ છે "

આ વાત સાભળી નિર્ઝરિણીએ સ્મિતહાસ્ય કર્યું હુ પણ એ વાત મશ્કરી હોય એવી રીતે હસ્યો, પરતુ આવા પ્રકારની મશ્કરી સારી નહિ.

સ્ત્રીના ગર્વનો પરિચય વિના વિલબે હું પ્રાપ્ત કરી શક્યો. ફળીઆના છોકરાઓએ એક ક્લબની સ્થાપના કરી હતી એ ક્લબમાં એક વિખ્યાત બગાળી લેખકને ભાષણ આપવા માટે તેમણે રાજી કર્યો હતો. બીજા એક વિખ્યાત માણસને પ્રમુખ તરીકે નક્કી કર્યો હતો પરતુ ભાષણને આગલે દિવસે ગત્રે તબિયત સારી નથી એવો સદેશો મોકલી તેણે રજા મેળવી. છોકરાઓએ બીજો કોઈ ઉપાય નહિ સઝવાથી મ્હારી પૂઠ પકડી મ્હારા તરફ છોકરાઓની એવી હેતુ વિનાની શ્રદ્ધા જોઈને હુ સહજ પ્રફુલ્લ બની ગયો મ્હે કહ્યુ, " ઠીક છે, વિષય શો રાખ્યો છે ? "

તેમણે કહ્યું:—" પ્રાચીન અને આધુનિક બગાળી સાહિત્ય.

મ્હે કહ્યુ.—" બહુ સારુ. બન્નેનુ હને પૂરતું જ્ઞાન છે ! '

બીજે દિવસે સભામાં જતા પહેલા રસોઇ ઝડપથી કરવાની તથા સારા કપડાલત્તા બ્હાર કાઢી તૈયાર કરી રાખવાની હું મ્હારી સ્રીને વારવાર સૂચના કરવા લાગ્યો નિર્ઝરિણીએ કહ્યું, “આટલી બધી ઉતાવળ કેમ છે? ફરી પરણવા જવુ છે કે શુ?”

મ્હે કહ્યું,—“એક વખત પરણીને કાન પકડ્યા છે—એ હોશ પૂરી થઇ છે!”

“ત્યારે આટલો દોડમાડ અને ઉતાવળ કેમ કરો છો?”

ગર્વસહિત નિર્ઝરિણીને મ્હે સઘળી વાત કહી. એ વાત સાંભળી સહજ પણ ઉલ્લાસ નહિ દર્શાવતા વ્યાકુળતાથી મ્હારો હાથ પકડીને તેણે કહ્યું,–“તમે ગાંડા થઇ ગયા છો કે? ના—ના એ સ્થળે તમે જઇ શકશો નહિ!”

મ્હે કહ્યું,–“રજપૂત નારી યુદ્ધનો પોષાક પહેરાવી સ્વામીને રણક્ષેત્રમા મોકલતી હતી—બગાળી નારી ભાષણની સભામા પણ સ્વામીને મોકલી શકતી નથી કે?”

નિર્ઝરિણીએ કહ્યુ,–“ભાષણ જો ઇગ્રેજીમા થવાનુ હોત તો હું બિલ્કુલ ભય રાખત નહિ. આજના ભાષણમાં જવાનું માંડી વાળો. ઘણા લોકો સભામા આવશે તમને અભ્યાસ નથી, છેવટે . . .’

છેવટની વાતનો મ્હે પણ વિચાર કર્યો હતો રામમોહનરાયનુ ગાન મ્હને યાદ આવતુ હતુ—

“સ્મરી લે તું છેવટનો દિન ભયકર,
સર્વ વાક્ય વદશે, રહીશ નિરુત્તર!”

ભાષણકર્તાનુ ભાષણ સમાપ્ત થયા પછી પ્રમુખ જો બોથાની માફક શૂન્યદૃષ્ટિથી ચુપ રહે તો કેવી દશા થાય! એ સઘળી વાતનો વિચાર કરી જોતા પેલા છૂટા થઈ ગયેલા પ્રમુખ કરતા મ્હારુ સ્વાસ્થ્ય સારુ હતુ એમ હું કોઇ રીતે કહી શકતો નથી

હૃદય ફુલાવી મ્હે કહ્યું,–“નિર્ઝર! શુ તુ એમ ધારે છે કે...”

નિર્ઝરિણીએ કહ્યુંઃ—" હું એવું કાંઇ ધારતી નથી; પણ આજે મ્હારું માથું બહુ દુઃખે છે—તાવ આવશે એમ લાગે છે. આજે તમે મ્હને એકલી નૂરી બ્હાર જઇ શકશો નહિ ! "

મ્હેં કહ્યું,—" એમ હોય તો જૂદી વાત છે ત્હારું મ્હોં સહજ લાલ થઇ ગયેલું દેખાય છે ખરું. "

સભાગ્યજીમાં મ્હારી દુરવસ્થા થવાની કાલ્પનિક લજ્જાથી કે જ્વર આવવાના આવેશથી એ મ્હોં લાલ થયું હતું તે હું સમજી શક્યો નહિ અને મ્હેં સ્ત્રી બીમાર હોવાની ખબર મોકલી પ્રમુખ-પદથી મુક્તિ મેળવી લીધી.

કહેવાની જરૂર નથી કે, નિર્ઝરિણીના જ્વરનો આવેશ સત્વર દૂર થઇ ગયો. મ્હારો અંતરાત્મા કહેતા લાગ્યો કે, " બીજું બધું સારું છે, પરંતુ ત્હારા બંગાળી ભાષાના જ્ઞાન સંબંધી ત્હારી સ્ત્રીના મનમાં જે સંસ્કાર છે તે સારો નથી. તે પોતાને મ્હોટી વિદુષી સમજે છે—કોઈ દિવસે તે બિછાનામાં નાઇટસ્કૂલ ખોલીને તને બંગાળી ભણાવવાનો પ્રયત્ન કરશે ! "

મ્હેં કહ્યું,—" ખરી વાત છે, હવે વિના વિલંબે તેના ગર્વનું ખંડન કરવામાં નહિ આવે તો વાત બહુ વધી જશે "

એ રાત્રે જ મ્હેં નિર્ઝરિણીને ઉધડી લેવા માંડી અપૂર્ણ શિક્ષણ કેવી ભયંકર વસ્તુ છે એ વાત પોપના કાવ્યમાંથી ઉદાહરણો આપી મ્હેં તેને સંભળાવી. તે સાથે તેને એમ પણ સમજાવ્યું કે, ' કોઈ પણ પ્રકારે ભાષા અને વ્યાકરણદોષ વગરનું લખાણ લખવાથી કાંઇ ઉત્તમ લખાણ કહેવાતું નથી લખાણમાં મુખ્યત્વે કરીને વિચારો તથા કલ્પના જોઇએ છીએ. એ બધું કાંઇ ઉપક્રમણિકામાંથી મળી આવતું નથી —એને માટે બુદ્ધિ જોઇએ છીએ બુદ્ધિનું સ્થાન ક્યાં છે એનો મ્હેં સ્પષ્ટ ઉલ્લેખ કર્યો નહિ, પરંતુ મ્હારું કથન અસ્પષ્ટ હોય એમ મ્હને લાગ્યું નહિ મ્હેં કહ્યું,—" પ્રશંસા પામવા યોગ્ય

કોઇ પણ સંવેનમ લખાણુ, કોઇ પણ દેશમા, કોઇ પણ સ્ત્રીએ કદાપિ લખ્યું નથી."

આ વાત સાભળી નિર્ઝરિણીએ મ્હારી સાથે તર્ક કરતાં કહ્યું:— "કેમ, સ્ત્રીઓ ન લખી શકે કે 'સ્ત્રીઓ એટલી બધી મૂર્ખ છે કે?!'

મ્હેં કહ્યું—"વૃથા ક્રોધ શા માટે કરે છે? તુ ઉદાહરણ આપ!"

નિર્ઝરિણીએ કહ્યુ.—"તમારી માફક મ્હે જો ઇતિહાસનો અભ્યાસ કર્યો હોત તો હુ તમને એક નહિ પરતુ અનેક ઉદાહરણ આપી શકત"

આ વાત સાભળી મ્હારુ મન સહજ નરમ થયુ હતુ, પરંતુ ચર્ચા આટલેથી અટકી નહોતી. ચર્ચાનો અત કેવી રીતે આવ્યો તેનું વર્ણન હવે પછી કરવામા આવશે.

'ઉદ્દીપના' નામના માસિક પત્રમા સારી ટુકી વાર્તા લખવા માટે પચાસ રૂપિયાનુ ઇનામ જાહિર કરવામાં આવ્યુ હતું અને એવો નિશ્ચય થયો કે, મ્હારે અને નિર્ઝરિણીએ એ ઇનામી હરિફાઇમાં ભાગ લેવો અને કોને ઇનામ મળે છે તે જોવુ.

રાતની ઘટના ઉપર દશાવી એવી હતી બીજે દિવસે પ્રભાત-કાળે બુદ્ધિ જ્યારે નિર્મળ બની ગઇ ત્યારે મ્હારા મનમા સંકોચ થવા લાગ્યો, છતા એ સુયોગનો ત્યાગ નહિ કરવાની તથા કોઇ પણ પ્રકારે હરિફાઇમા વિજય મેળવવાની મ્હે પ્રતિજ્ઞા કરી હરિફાઇ માટે બે મહિનાનો વખત હતો

પછી મ્હે એક બગાળી શબ્દકોશ અને બકિમચદ્રની વાર્તા-ઓનાં સઘળા પુસ્તકો ખરીદ કર્યા; પરતુ બકિમનું લખાણુ મ્હારા કરતા મ્હારા અતપુરમા વિશેષ પરિચિત હોવાથી એ મહાન આશ્રયનો ત્યાગ કરી ઇગ્રેજી વાર્તાઓના પુસ્તકો હુ વાચવા લાગ્યો. ઘણી વાર્તાઓની ભાગતોડ કરીને મ્હે એક વસ્તુસકલના તૈયાર કરી-

વસ્તુસંકલના ઘણી ચમત્કારિક થયેલી હોવા છતાં મુશ્કેલી એ હતી કે, એ વસ્તુસંકલનામાં ગોઠવેલા બનાવો બંગાળી સમાજમાં કાળાન્તરે પણ નહિ બને એવા અર્થાત્ સંપૂર્ણ અસંભવિત હતા. ઘણા જુના જમાનાનો વખત પસંદ કર્યો. પંજાબની સીમામાં આવેલું એક સ્થળ નક્કી કર્યું. સંભવ અસંભવનો સઘળો વિચાર દૂર થતાં કલમ નિરંકુશ બની. ઉદ્દામ પ્રણય, દૈવી વીરત્વ, અને ભયંકર પરિણામ સરકસના ઘોડાની માફક મ્હારી વાર્તાને ઘેરી અદ્ભુત ગતિથી ફરવા લાગ્યા.

રાત્રે મ્હને ઉંઘ આવતી નહોતી. દિવસે ભોજન કરતી વખતે હું દાળ ભાતમાં રેડવાને બદલે શાકમાં રેડી દેતો હતો. મ્હારી સ્થિતિનું દર્શન કરી નિર્ઝરિણીએ નમ્રતાથી મ્હને કહ્યું,–" તમે વાર્તા લખો તો તમને મ્હારા સમ છે તમારી પાસે હું મ્હારી હાર કબૂલ કરું છું. "

મ્હેં ઉત્તેજિત થઇને કહ્યું –" રાત્રિ દિવસ હું એ વાર્તાનો જ વિચાર કર્યા કરતો હોઉં એમ તને લાગે છે કે ? ! ના ના એવું કંઇ નથી મ્હારે અસીલોની વાતનો વિચાર કરવો પડે છે. જો મ્હારી માફક વાર્તા અને કવિતાનો જ વિચાર કરવા જેટલો વખત હોત તો મ્હને બીજી શી ચિંતા રહેત ? ! "

ગમે તેમ હો, ઇંગ્રેજી પ્લૉટ અને સંસ્કૃત અભિધાન મેળવીને મ્હેં એક વાર્તા ઉભી કરી ધર્મબુદ્ધિથી મનમાં થોડું દુઃખ થવા લાગ્યું. બીચારી નિર્ઝર ઇંગ્રેજી સાહિત્યથી સારી રીતે માહિતગાર નહિ હોવાથી તેને માટે મ્હારી વાર્તાના ભાવ સમજવાનું ક્ષેત્ર સંકુચિત હતું–મ્હારી સાથેની તેની આ લડાઇ તદ્દન અણુગતી હતી.

## ઉપસંહાર

વાર્તા મોકલી આપવામાં આવી. વૈશાખ માસના અંકમાં કંન્નામી દક્ષિણાટમાં ઉત્તમ ઠરેલી વાર્તા પ્રસિદ્ધ થવાની હતી. મ્હારા

મનમાં કોઇ પણ પ્રકારની આશા નહિ હોવા છતાં વખત જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ મન વિશેષ ચચળ બની ગયું.

વૈશાખ માસ પણ આવ્યો. એક દિવસે અદાલતમાંથી મોડા ઘેર આવતાં વૈશાખ માસનો 'ઉદ્દીપના' માસિકનો અંક મ્હારી સ્ત્રી પાસે આવ્યાની મ્હને ખબર મળી.

પગનો અવાજ નહિ કરતાં ધીમે ધીમે હું અંતઃપુરમાં ગયો. શયનગૃહમાં ડોકીઉં કરી જોતાં જણાયું કે, મ્હારી સ્ત્રી સગડીમાં દેવતા સળગાવી એક ચોપડી બાળી નાખતી હતી. દિવાલ ઉપરના આયનામાં નિર્ઝરિણીના મુખનું જે પ્રતિબિંબ દેખાતું હતું તે ઉપરથી થોડા વખત પૂર્વે તેણે રુદન કર્યું હોય એમ સ્પષ્ટતાથી સમજી શકાતું હતું.

મનમાં આનંદ થયો; પરંતુ તે સાથે થોડી દયા પણ આવી. અરેરે! બીચારીની વાર્ત્તા ઉદ્દીપનામાં પ્રસિદ્ધ થઇ નહોતી! એવા સામાન્ય વિષય માટે આટલું બધું દુઃખ! સ્ત્રીજાતિનો અહંકાર આટલી સહેલાઇથી ભડકી ઉઠે છે!

હું પગનો અવાજ કર્યા સિવાય પાછો ચાલ્યો ગયો. ઉદ્દીપના ઑફિસમાં મૂલ્ય મોકલી મ્હેં એક અંક ખરીદી મંગાવ્યો. મ્હારી વાર્ત્તા પ્રસિદ્ધ થઇ હતી કે કેમ એ જોવા મ્હેં અંક ખોલ્યો. વિષયાનુક્રમણિકા જોતાં જે વાર્ત્તા માટે ઇનામ મળ્યું હતું એ વાર્ત્તાનું નામ 'વિક્રમનારાયણ' નહિ પરંતુ 'નણંદ' જોવામાં આવ્યું. અને વાર્ત્તા રચનારનું નામ—આ શું! આ તો નિર્ઝરિણી દેવી!

બંગાળા દેશમાં મ્હારી સ્ત્રી સિવાય બીજી કોઇ સ્ત્રીનું નામ નિર્ઝરિણી હશે કે? મ્હેં વાર્ત્તા વાંચી જોઇ. નિર્ઝરની પેલી અભાગિની બ્હેન—કાકાની છોકરી—ના જીવનનું જ એમાં વર્ણન હતું. તદ્દન સાદી સરળ વાર્ત્તા હતી—ભાષા ઘણી સાદી હતી, પરંતુ

વાત વાંચતાં બધું તાદૃશ્ય નજરે પડતું હતું અને આંખોમાં આંસુ ભરાઇ આવતાં હતાં. એ નિર્ઝરિણી મ્હારી જ ' નિર્ઝર ' હતી એ માટે મ્હને લેશ માત્ર સંદેહ રહ્યો નહિ.

હવે હું પેલા અગ્નિસંસ્કારનો તથા મ્હારી સ્ત્રીના ઉતરેલા મુખનો ચુપકીદીથી બેસી વિચાર કરવા લાગ્યો.

રાત્રે સુઇ રહેવા જઇને મ્હેં સ્ત્રીને કહ્યું,—" નિર્ઝર ! જે ચોપડીમાં ત્હારા લેખ કાવ્યાદિ છે એ ચોપડી ક્યાં છે ? "

નિર્ઝરિણીએ પૂછ્યું—" તમને તેનું શું કામ છે ? "

મ્હેં કહ્યું—" હું એ સઘળું છપાવીશ ! "

નિર્ઝરિણી—જાઓ જાઓ, આવી રીતે મ્હારી મશ્કરી કરશો નહિ !

" હું ત્હારી મશ્કરી નથી કરતો. ખરું કહું છું કે હું એ સઘળું છપાવીશ. "

" એ ચોપડી ક્યાં છે તેની મ્હને ખબર નથી. "

મ્હેં થોડા આગ્રહસહિત કહ્યું—" નિર્ઝર ! એમ નહિ બને. ખરું કહે કે, એ ચોપડી ક્યાં છે ? "

" એ ચોપડી છે જ નહિ "

" કેમ એનું શું થયું ? "

" મ્હેં એ ચોપડી બાળી નાખી છે. "

મ્હેં ચમકી ઉઠીને કહ્યું—" એ ત્હેં શું કર્યું ! ક્યારે બાળી નાખી ? "

" આજે જ બાળી નાખી છે. હું સારી રીતે જાણું છું કે, મ્હારું લખાણ ધૂળ જેવું છે. આજકાલ સ્ત્રીઓના લખાણની કેટલા જાણી જોઇને ખોટી પ્રશંસા કરે છે ! "

ત્યાર પછી ઘણો આગ્રહ તથા કાલાવાલા કરવા છતાં નિર્ઝર પાસે હું એક લીટી પણ લખાવી શક્યો નથી. ઇતિશ્રી

શ્રી હરિશ્ચંદ્ર હાલકાર

ઉપર જે વાર્તા લખેલી છે તેનો પંદર આની ભાગ વાર્તા જ છે. મ્હારા સ્વામી બંગાળી કેટલું થોડું જાણે છે એ તેમણે રચેલી નવલકથાઓ વાચવાથી સહુના સમજવામાં આવશે. રામ રામ ! પોતાની સ્ત્રીને ગડોવી આવી રીતે વાત લખાય ખરી કે '

**શ્રી નિર્ઝરિણી દેવી**

સ્ત્રીજાતિની ચતુરાઇ સંબંધી દેશી વિદેશી શાસ્ત્ર—અશાસ્ત્રમાં ઘણી વાતો છે એ વાતોનું સ્મરણ કરી વાચકોને ભ્રમમાં નહિ પડવાની વિનતિ છે. મ્હારા લખાણમાંની વ્યાકરણ અને જોડણીની ભૂલો કોણે સુધારી છે એ વાત હું કહીશ નહિ—નહિ કહું તો પણ વિચારશીલ વાચક કલ્પના કરી શકશે કે, મ્હારી સ્ત્રીએ તેનો પતિ બંગાળી ભાષાનો પરમ પંડિત છે અને વાર્તા કાલ્પનિક છે એવું સાબિત કરવાનો ઘણો સહેલો ઉપાય શોધી કહ્યો છે એટલા માટે જ કાળિદાસે લખ્યું છે કે, ' स्त्रीणामशिक्षितपटुत्वम् । તેઓ સ્ત્રીચરિત્ર જાણતા હતા. હવે હું પણ મ્હારી આંખો ખુલ્યા પછી સમજવા લાગ્યો છું. કાળક્રમે હું પણ કદાચ કાળિદાસ બની જઇશ. કાળિદાસ સાથે બીજી એક રીતે પણ સરખાપણું જોવામાં આવે છે એમ સાભળ્યું છે કે, કવિવરે નવવિવાહ પછી તેમની વિદુષી સ્ત્રીને જે શ્લોક રચી સંભળાવ્યો હતો તેમાં ઉષ્ટ્ર શબ્દમાથી રેફનો લોપ કર્યો હતો—શબ્દપ્રયોગ સંબંધી એવા બનાવ આ લેખકને હાથે પણ ઘણા બન્યા છે. આ સકળ વિષયનો ગંભીર ભાવથી વિચાર કરી જોતા કાળિદાસ માટે જેવું પરિણામ આવ્યું હતું તેવું પરિણામ મ્હારે માટે આવે તો તે અસંભવ નથી.

**શ્રી હરિશ્ચંદ્ર હાલદાર**

જો આ વાર્તા છપાવવામાં આવશે તો હું પિયર ચાલી જઇશ.

**શ્રી નિર્ઝરિણી દેવી**

હું પણ તત્કાળ સાસરે જઇશ.

**હરિશ્ચંદ્ર હાલદાર**

---

# વનમાળા

સ્હવારે થોડી ટાઢી લાગતી હતી મધ્યાન્હકાળે દક્ષિણ તરફથી ઉનો વાયુ ફુંકાવા લાગ્યો હતો.

સુરેશ ઓટલા ઉપર બેઠેલો હોઇ ત્યાંથી બાગના ખુણામાં આવેલા બે ઝાડના વચ્ચેના ખુલ્લા ભાગમાંથી મયદાન નજરે પડતુ હતુ એ શૂન્ય મયદાનમા ફાગણ માસનો તાપ ધુ ધુ કરતો હતો. મયદાનની એક બાજૂએથી કાચો માર્ગ જતો હતો. એ માર્ગથી એક ખાલી ગાડુ મૃદુગતિથી ગામ તરફ જતુ હતુ. ગાડીવાન એક ગ્રામ્યગીત ઉચ્ચ સ્વરે ગાતો હતો

એવામા સુરેશની પાછળથી હસતા હસતાં એક સ્ત્રીકંઠે કહ્યું:—
"કેમ સુરેશ ! ગયા જન્મની કોઈ વાત વિચારે છે કે ?"

સુરેશ—વિચાર કરવા માટે ગયા જન્મ સુધી જવુ પડે એવો તુ મ્હને અભાગી સમજે છે કે ?

આવનાર નવયુવતીનુ નામ પ્રભાવતી હતુ તેણે કહ્યું—"હવે વિના કારણ બડાઇ મારવાની જરૂર નથી. ત્હારી આલોકની તો ખબર હું રાખુ છુ. રામ રામ ! આટલી મ્હોટી ઉમ્મર થવા છતા તું એક સાધારણ વહૂ સુદ્ધા ઘરમાં લાવી શક્યો નહિ. આપણા ઘના માળીને એક વહૂ હોઇ, તે બન્ને વખત વહૂ સાથે ઝઘડા કરી ફળીઆના માણસોને એમ જણાવે છે કે, તેને વહૂ છે. બીજી તરફથી તુ કોઇ ચન્દ્રવદનીનું ધ્યાન ધરતો હોય એવી રીતે મયદાન તરફ જોઇ રહેવાનો ઢોંગ કરે છે એ લોકોને દેખાડવાનો ઢોંગ છે. જો સુરેશ ! ઓળખીતા બ્રાહ્મણને જનોઇની જરૂર પડતી નથી આપણો ઘનો તો ત્હારી માફક વિરહનો ઢોંગ કરી કદાપિ મયદાન તરફ જોઈ રહેતો નથી. વિયોગને દિવસે પણ હાથમાં

કોદાળી વગેરે લઇ બાગમાં તેં પોતાનુ કામ કર્યા કરે છે. બીજી તર-ફથી સાત જન્મમા ત્હે વરૂનુ મ્હો પણ જોયુ નહિ. હૉસ્પિટલમાં મર્દા ચીરી તથા અભ્યાસ ગોખી ત્હે ત્હારી ઉમ્મર ગૂમાવી દીધી. આવા મધ્યાન્હકાળે ગદ્‌ગદ બનીને તુ આવી રીતે આકાશ તરફ શુ જોયા કરે છે? આવો ખોટો ઢોંગ મ્હને બિલ્કુલ ગમતો નથી! મ્હને તો એ જોઇ કાઇનુ કાઇ થાય છે"

સુરેશે બન્ને હાથ જોડી કહ્યુ—" બસ, બહુ થયું હવે તું મ્હને વિશેષ શર્માવીશ નહિ. ત્હારો ધનો જ ભાગ્યશાળી હોઇ એના આદ-ર્શને યાદ રાખી વર્તવાનો હવેથી હુ પ્રયત્ન કરીશ! કાલે સ્હ-વારે ઉડનાની સાથે લાકડા વીણતી જે છોકરી મ્હારી નજરે પડશે તેના ગળામા હુ માળા પહેરાવી દઇશ. મ્હને ધિક્કાર છે! હવે હું સહન કરી શકતો નથી!"

" ત્યારે આ નિશ્ચય ચોક્કસ છેને?"

" હા "

" ઠીક, મ્હારી સાથે ચાલ."

" કયા?"

" તુ આવનો ખરો."

" ના-ના, મ્હને હજી બનાવવાનો ત્હારો વિચાર હોય એમ લાગે છે હું અહીથી ખસવાનો નથી"

" ઠીક ત્યારે અહી જ બેસ."

આમ કહી પ્રભાવતી ઘરમા ચાલી ગઈ.

હવે અમે આ બન્ને વ્યક્તિની ઓળખાણ કરાવીએ. સુરેશ અને પ્રભાની ઉમ્મરમા કેવળ એક દિવસનો ફેર હતો. પ્રભા સુરેશ કરતાં એક દિવસ મ્હોટી હોવા છતા સુરેશ તેના તરફ કોઇ પણ પ્રકારનું સામાજિક સમાન દર્શાવવા નારાજ હતો. બન્ને પિત-

ટાઈ ભાઇ બ્હેન હતાં. ન્હાનપણુથી જ બન્ને સાથે રમી મ્હોટાં થયાં હતાં. સુરેશ પોતાને 'બ્હેન' કહીને બોલાવતો નથી એવી પ્રભાએ બાલ્યાવસ્થામા વડિલો પાસે વારવાર ફરિયાદ કરી હતી; પરન્તુ તેનું કાંઇ ફળ આવ્યુ નહોતુ. સુરેશ એને પ્રભા કહીને જ બોલાવતો હતો.

પ્રભા સુદૃઢ શરીરની હોઇ પ્રફુલ્લતાના રસથી પરિપૂર્ણ હતી. તેનો હાસ્યવિનોદ અટકાવવાની સમાજનામા શકિત નહોતી. સાસુ પાસે પણ તેણે કોઇ દિવસે ગભીરતા ધારણ કરી નહોતી પહેલ વહેલાં એ સબધી લોકોમા ઘણી ચર્ચા ચાલી હતી, પરતુ છેવટે સહુને હાર માની એમ કહેવુ પડ્યુ કે, 'એનો સ્વભાવ જ એવો છે.' પછી બન્યું એવુ કે, પ્રભાની અનિવાર્ય પ્રફુલ્લતાના આઘાતથી વડિલોની ગભીરતા ધુળમા મળી ગઇ પોતાની આસપાસ પ્રભા કોઇનું ચઢેલુ મ્હો તથા ચિતાનો ભાર જોઇ શકતી નહોતી પુષ્કળ ટહામશ્કરીથી તેની ચારે તરફની હવા જાણે કે વિજળીની શકિતથી ભરેલી રહેતી હતી.

પ્રભાવતીનો પતિ હરકુમાર ડેપ્યુટી મેજીસ્ટ્રેટ હતો. પછી બિહાર પ્રદેશમાથી બદલી કરાવી કલકત્તામા આબકારી વિભાગમાં તેણે સ્થાન મેળવ્યુ હતુ. પ્લેગના ભયથી કલકત્તાથી દૂર બગીચાવાળો એક બગલો તેણે ભાડે રાખ્યો હતો. ત્યાથી તે કલકત્તા આવતો જતો હતો. આબકારીનું કામ તપાસવા તેને ઘણો ખરો વખત જૂદા જૂદા ગામડાઓમા જવુ પડતું હોવાથી દેશમાથી માતા તથા બીજા બે સગા સંબધીને તેડાવવાની તે તૈયારી કરતો હતો એવામા ડૉક્ટરી પરીક્ષામા તરતનો પાસ થયેલો સુરેશ બ્હેનના નિમત્રણથી એકાદ અઠવાડીઉ રહેવા આવ્યો હતો.

કલકત્તાની ગલીમાથી વૃક્ષલતાઓમાં આવી પહેલે જ દિવસે સુરેશ છાયાવાળા નિર્જન ઓટલા ઉપર ફાગણ માસના મધ્યાન્હનું આળસ અનુભવતો બેઠો હતો એવામા ઉપર વર્ણવેલા ઉપદ્રવનો આરભ થયો.

પ્રભા ચાલી ગઈ એટલે તે પાછો આરામથી બેઠો તેનુ મન હાલમાં વીણુતી કોઇ ગરીબ કન્યાના વિચાર કરવા લાગ્યુ.

એવામા પાછું પ્રભાવતીનુ ઉચ્ચ હાસ્ય સાંભળવામાં આવતાં તે ચમકી ઉઠયો.

પ્રભાએ બીજી એક બાળિકાને બળપૂર્વક ખેંચી લાવી સુરેશ સ્હામે ખડી કરી. પછી તેણે કહ્યુ –" આ વનમાળા ! "

બાળિકાએ કહ્યુ –" શુ છે બ્હેન ? "

પ્રભા –મ્હારો આ ભાઇ તને કેવો લાગે છે ?

બાળિકા ગ કોચ વિના સુરેશને જોવા લાગી પ્રભાવતીએ પૂછ્યું:–" કેમ, દેખાવડા લાગે છેને ? "

બાળિકાએ ગભીર ભાવથી વિચાર કરી માથુ હલાવી કહ્યું–" હા, દેખાવડા છે ! "

સુરેશે ખુરસી ઉપરથી ઉઠી ઉભા થઇ કહ્યુ –" પ્રભા ! આ કેવું છોકરવાદપણુ કરે છે ! "

" હું છોકરવાદપણુ નથી કરતી; પણ તું ગુડાપાણ ! કરે છેની ! "

સુરેશ ત્યાથી પલાયન કરી ગયો પ્રભાવતીએ તેની પાછળ દોડતા દોડતા કહ્યુ –" અરે ! સુરેશ ! બ્હીશ નહિ–બ્હીશ નહિ–હમણા ને હમણા તુ એને માળા નહિ પહેરાવે તો ચાલશે. ફાગણ અને ચૈત્ર માસમા લગ્નનુ મુહૂર્ત નથી–હજી હાથમા ઘણો વખત છે. "

વનમાળા અવાક્ બની અથળું જોયા કરતી હતી તેની ઉમ્મર સોળ વર્ષની હશે. તેની મુખશ્રી સબધી એટલુ જ કહેવું બાસ થશે કે, એ મુખ ઉપર એક પ્રકારની અસાધારણુતા હતી તેને જોતાં વનના હરિણુની કલ્પના મનમા ઉપજતી હતી.

સધ્યાકાળે હરકુમારે કલકત્તાથી આવી સુરેશને જોઇ કહ્યુ –" સુરેશચદ્ર આવ્યા છો કે ? ચાલો સારુ થયુ ! તમારે તમારી વિદ્યાનો અત્રે ઉપયોગ કરવાનો છે અમે જ્યારે પશ્ચિમમાં રહેતા

હતા ત્યારે એક પ્રસંગે દુષ્કાળ વખતે અમને એક છોકરી મળી આવેલી હોઇ, અમારી પાસે રહીને જ એ છોકરી મ્હોટી થઇ છે. પ્રભા તેને વનમાળા કહીને બોલાવે છે એના માબાપ તથા એ છોકરી અમારા બંગલાની નજીક એક ઝાડ નીચે પડી રહ્યા હતા. ખબર મળતા ત્યા જઇને જોયુ તો માબાપ મરી ગયા હતા—કેવળ છોકરી જીવતી હતી. પ્રભાએ ઘણા પરિશ્રમથી એનું જીવન બચાવ્યું છે. એ શી જાતની છે તે કોઇ જાણતુ નથી, એ સબંધી કોઈ કાંઇ આપત્તિ દર્શાવે છે તો પ્રભા એમ કહે છે કે, 'એ બ્રાહ્મણ છે. એક વખત મરી જઈ ફરીથી તેણે અમારે ઘેર જન્મ લીધો છે. એની પ્રથમની જાત ધોવાઈ ગઈ છે' પહેલા એ છોકરી પ્રભાને બા કહી બોલાવતી હતી; પરંતુ પ્રભા તેને વારંવાર ધમકાવીને કહેતી કે, 'ખબરદાર! તુ મ્હને બા કહીને બોલાવીશ નહિ—બ્હેન કહીને બોલાવ!' પ્રભાનુ કહેવુ એવુ છે કે, 'એવી મ્હોટી છોકરી બા કહીને બોલાવે તો હુ મ્હને બુઢ્ઢી જ સમજુ!' એ દુષ્કાળના ભુખમરાથી અથવા તો બીજા કોઇ કારણથી વચ્ચે વચ્ચે તેના પેટમા ઘણો દુખાવો થઇ આવે છે એ શુ દર્દ છે તેની તમારે પરીક્ષા કરવી પડશે અરે તુળસિ! વનમાળાને બોલાવી લાવ જોઇએ."

વનમાળા વેણી ગુંથવાનુ કામ અપૂર્ણ રાખી અસપૂર્ણ વેણી પીઠ ઉપર હલાવતી હલાવતી હરકુમારના બેઠકખાનામા આવી. તે હરિણીના જેવા નયનોથી સુરેશ અને હરકુમાર તરફ જોઇ રહી.

સુરેશને અસ્થિર બનેલો જોઈ હરકુમારે કહ્યું—"સુરેશચંદ્ર! તમે સંકોચ શા માટે રાખો છો? એ કાંઇ જાણતી સમજતી નથી—એને નારી સમજવાનો શ્રમ તમે કરશો નહિ—એ તો વનજંગલની હરિણી છે"

સુરેશ ડૉક્ટર તરીકેનું પોતાનુ કર્તવ્ય બજાવવા લાગ્યો વનમાળાએ સહજ પણ લજ્જા દર્શાવી નહિ સુરેશે કહ્યુ.—"શરીરમાં કોઇ પણ પ્રકારનો વિકાર દેખાતો નથી."

પ્રભાએ ઝડપથી એ સ્થળે આવીને કહ્યું,–" હૃદયમા પણ કોઈ પ્રકારનો વિકાર નથી ખાત્રી કરવી છે ? "

આમ કહી વનમાળા પાસે જઈ પ્રેમથી તેના ખભા ઉપર હાથ મૂકી પ્રભાએ કહ્યું –" માળા ! બ્હેન ! કહે જોઈએ કે, મ્હારો આ ભાઇ તને ગમે છે ? "

વનમાળાએ માથુ હલાવી કહ્યુ –" હા "

પ્રભાએ કહ્યું:–" મ્હારા ભાઇ સાથે પરણવાને તુ રાજી છે ? "

વનમાળાએ ફરીથી માથુ હલાવી કહ્યુ –" હા. "

પ્રભા અને હરકુમાર હસી પડયા ! વનમાળા આ કૌતુકનું રહસ્ય નહિ સમજાયાથી મુખમા હાસ્ય ભરી જોઇ રહી.

સુરેશે લજ્જાથી લાલચોળ બની વ્યાકુળતાથી કહ્યુ –" પ્રભા ! આવી ગમ્મત થાય કે ! તુ બહુ ખોટુ કરે છે ! હરકુમારભાણુ ! આપ મ્હારી બ્હેનને હદ ઉપરાંત ઉત્તેજન આપો છો ! "

હરકુમાર.–જો એને ઉત્તેજન ન આપુ તો મ્હારાથી પણ એની પાસેથી ઉત્તેજના મેળવવાની આશા રાખી શકાય નહિ. સુરેશચન્દ્ર ! વનમાળાને તમે બરાબર ઓળખતા નહિ હોવાથી વ્યાકુળ બની જાઓ છો તમે શર્માઇને વનમાળાને પણ શર્માતા શીખવશો એવુ મ્હને લાગે છે. એને જ્ઞાનવૃક્ષનુ ફળ ખવડાવશો નહિ. સહુ એની સાથે વિનોદ કરે છે, છતા તમે એકલા જો ગભીરતા દર્શાવશો તો એ એને માટે અનુચિત વ્યાપાર થશે. "

પ્રભા –એટલા માટે જ કોઇ પણ દિવસે સુરેશ સાથે મ્હને બનતું નથી–બાલ્યાવસ્થાથી અમારી વચ્ચે ઝઘડો ચાલે છે. એ બહુ કાલો છે.

હરકુમાર:–એવી રીતે જ ઝઘડો કરવાની તને ટેવ પડી ગઇ હોય એમ લાગે છે–ભાઇ ખસી ગયો છે, હવે—

પ્રભા—ચાલું જૂઠું બોલ્યા ! તમારી સાથે ઝઘડો કરવામાં સુખ નથી.

હરકુમાર—હું પણ મ્હારી હાર પ્રથમથી કબૂલ કરું છું

પ્રભા—પ્રથમથી હાર કબૂલ નહિ કરતાં જો છેવટે કબૂલ કરી હોત તો હું ઘણી ખુશી થાત !

રાત્રે શયનગૃહનાં બારી બારણાં ઉઘાડી નાખી સુરેશે ઘણી વાતોનો વિચાર કર્યો જે બાળિકાએ પોતાના માબાપને ભુખમરાથી મરી જતાં જોયાં છે તેના જીવન ઉપર કેવી ભયંકર છાયા પડી છે ! એ દારુણ પ્રહારથી તે કેટલી મ્હોટી થઇ છે ! એવી બાળિકાની સાથે ઠઠ્ઠામશ્કરી કિંવા વિનોદ થાય કે ? વિધાતાએ દયા કરીને એની બુદ્ધિવૃત્તિ ઉપર એક આવરણ મૂકી રાખ્યું છે—એ આવરણ જો ખસી જાય તો ભાગ્યદેવતાની રૂદ્રલીલાનું કેવું ભયંકર ચિહ્ન પ્રકાશિત થાય ! આજે મધ્યાન્હકાળે સુરેશ જ્યારે ફાલ્ગુનનું આકાશ જોતો હતો, દૂરથી વાયુમાં ભળેલી સુગંધ આવી તેના મનને ઘેરી લેતી હતી ત્યારે આખા જગતમાં મધુરતા રેલી રહી હોય એમજ તેને લાગ્યું હતું પછી આ બુદ્ધિહીન બાળિકાએ હરિણીના જેવાં પોતાના બે નેત્રો સ્થાપી સુરેશના મનમાંની સુવર્ણમય કલ્પનાને દૂર કરી દીધી હતી વસંતઋતુના એ કૂજન ગુંજન ધ્વનિની પાછળ સંસાર પોતાનો ક્ષુધાતૃષ્ણાથી રીબાતો દુઃખી દેહ લઇ વિરાટ સ્વરૂપે ઉભો રહ્યો છે એમ હવે તેને લાગતું હતું

બીજે દિવસ મધ્યાહ્ને વનમાળાને પાછું પેટનું દુઃખ થઇ આવ્યું પ્રભાએ ઝડપથી સુરેશને બોલાવ્યો સુરેશે જઇને જોયું તો દુઃખથી વનમાળાના હાથ પગ અકડાઇ જતા હતા સુરેશે માણસને દવા લેવા મોકલી બાટલામાં ગરમ પાણી ભરી લાવવાની આજ્ઞા કરી. પ્રભાએ કહ્યું—" મ્હોટો જબરો ડૉક્ટર થયો છે છતાં સમયસૂચકતા ક્યાં છે ? પગ ઠંડા પડી જાય છે થોડું ગરમ તેલ માલિશ કર ! "

સુરેશ વનમાળાના પગના તળીઆ ઉપર ગરમ તેલ જોરથી ઘસવા લાગ્યો ચિકિત્સા કાર્યમાં ઘણો વખત ગયો હરકુમાર

કલકત્તાથી આવ્યા પછી વારંવાર વનમાળાની ખબર લેવા લાગ્યો. સન્ધ્યાકાળે કામકાજથી છૂટો થઇ ઘેર આવ્યા પછી હરકુમાર જાણે કે પ્રભાવતી વિના અસ્થિર બની ગયો હોય એમ સુરેશને લાગ્યું. સુરેશે વિચાર્યું, એટલા માટે જ તે વારવાર વનમાળાની ખબર જોવા આવતો હશે. તેણે પ્રભાને કહ્યું :–" પ્રભા ! તુ જા. ત્હારા વિના હરકુમારબાબુને ગોઠતું નથી "

પ્રભા બોલી ઉઠી.–" સુરેશ ! વિના કારણ તુ તેમનું નામ શામાટે લે છે ? કોને ગોઠતુ નથી એ હુ સારી રીતે જાણું છુ પણ હું જાઉ એટલે તને મારો સુયોગ મળે તેમ છે ! સામાન્ય વાતમાં ત્હારું મ્હો લાલચોળ બની જાય છે–ત્હારા પેટમા આટલુ કપટ હશે એ કોણ જાણતુ હતું ! "

સુરેશ.–ઠીક છે. તને હુ પહેલાથી ચહું તેમ નથી. તું અહીં રહીને મ્હારુ રક્ષણ કર ત્હારુ મ્હો બંધ થાય તો સારુ. મ્હારી સમજફેર થઇ હતી. હરકુમારબાબુ કદાચ શાન્તિમા હશે. આવો સુયોગ તેમને વારવાર મળે તેમ નથી ! "

વનમાળાને આરામ થતા તેણે આખો ઉઘાડી. પ્રભાએ તેને કહ્યું :–" ત્હારા વરે ઘણા વખત સુધી પગ પકડી ત્હારી સાધના કરી છે. તેથી જાણી જોઇને જ ત્હે આખો ખોલવામાં વિલબ કર્યો હોય એમ લાગે છે રામ રામ ! એની ચરણરજ મસ્તકે ચઢાવ ! "

વનમાળાએ કર્તવ્ય સમજી તત્કાળ ગભીર ભાવથી સુરેશની ચરણરજ લીધી. સુરેશ ઝડપથી એ સ્થળનો ત્યાગ કરી ચાલ્યો ગયો.

ઉપરનો બનાવ બન્યો તેના બીજા દિવસથી સુરેશ ઉપર યથારીતિ ઉપદ્રવનો આરભ થયો સુરેશ જમવા બેઠો હતો એવામાં વનમાળા આવી સહજ પણ શર્માયા સિવાય પખાથી માખો ઉડાવવા લાગી. સુરેશે વ્યાકુળ બની જઇ કહ્યું –" રહેવા દો–માખો ઉડાવવાની કંઇ જરૂર નથી. ' વનમાળા આવા નિષેધથી આશ્ચર્ય પામી સ્હામેની

ઓરડા તરફ એક વખત નજર કરી ફરી પંખો હલાવવા લાગી. સુરેશે નજીકના ઓરડામાં સંભળાય એવી રીતે કહ્યું –" પ્રભા ! આવી રીતે જો તું મ્હને દુઃખી કરીશ તો હું ખાઇશ નહિ. હું ઉઠી જાઉં છું ! "

આમ કહી તે ઉઠી ઉભો થવા લાગ્યો એટલે વનમાળાએ પંખો દૂર ફેંકી દીધો. સુરેશ બાળિકાના બુદ્ધિહીન મુખ ઉપર તીવ્ર વેદનાની રેખા જોઇ શક્યો. તત્કાળ પસ્તાઇને તે પુનઃ જમવા બેઠો. હવે સુરેશ પણ એમ માનવા લાગ્યો હતો કે, વનમાળા કાંઇ સમજતી નથી. તે શર્માતી નથી તથા દુઃખ પામતી નથી સઘળા નિયમોનો વ્યતિક્રમ એકાએક કયારે થાય છે એ અગાઉથી કોઇ જાણતું નથી ! વનમાળા પંખો દૂર ફેંકી દઇ ચાલી ગઇ.

બીજે દિવસે સ્હવારે સુરેશ ઓટલા ઉપર બેઠો હતો. વૃક્ષ ઉપરથી કોકિલનું કૂજન સંભળાતું હતું. આમ્રમંજરીથી વાયુ ભારે જણાતો હતો. એવામાં વનમાળાને હાથમાં ચ્હાનો પ્યાલો લઇ શર્મથી દૂર ઉભી રહેલી સુરેશે જોઇ. તેના હરિણ જેવા નયનમાં એક પ્રકારનો ભય દેખાતો હતો. એ ચ્હા લઇ જવાથી સુરેશ વિરક્ત થશે કે કેમ તે એ સમજી શકતી નહોતી. સુરેશે ખુરસી ઉપરથી ઉઠી તેની પાસે જઇ તેના હાથમાંથી ચ્હાનો પ્યાલો લીધો એ માનવ જીવનના હરિણશિશુને તુચ્છ કારણથી દુઃખી કરી શકાય કે ? સુરેશે જેવો પ્યાલો લીધો તેવો જ ઓટલાને બીજે છેડે પ્રભાએ તેને પોતાનો મુઠ્ઠી વાળેલો હાથ ઉંચો કરી બતાવ્યો. સુરેશ કેવો પકડાયો હતો એવો તેણે ભાવ બતાવ્યો.

એ દિવસે સંધ્યાકાળે સુરેશ પોતાના વ્યવસાય સંબંધીનું એક વર્તમાનપત્ર વાચતો હતો. એવામાં પુષ્પોની સુવાસથી ચમકી ઉઠીને તેણે જોયું તો વનમાળા બકુલની માળા હાથમાં લઇ પોતાના તરફ આવતી દેખાઇ. સુરેશે પોતાના મનમાં વિચાર્યું:—" ધીમે

ધીમે વિશેષ છૂટ લેવામાં આવે છે પ્રભાના આવા નિષ્ઠુર આનંદને આશ્રય આપવો ઉચિત નથી ” પછી તેણે વનમાળાને કહ્યું — “ વનમાળા ! લાવ, એ માળા હું જોઉં ” આમ કહી તેણે તેના હાથમાંથી માળા લીધી વનમાળાના મુખ ઉપર આનંદની ઉજ્વળતા પ્રકાશી નીકળી એ જ ક્ષણે પાછળથી ઉચ્ચ હાસ્યનો ધ્વનિ સંભળાયો.

બીજે દિવસે સ્હવારે ઉપદ્રવ કરવા માટે પ્રભા સુરેશના શયનગૃહમાં ગઈ તો શયનગૃહ ખાલી જણાયું. એક કાગળની કાપલી ઉપર કેવળ એટલું લખાણ જોવામાં આવ્યું કે, ‘ પલાયન કરી જાઉં છું સુરેશ. ’

“ ઓ વનમાળા ! ત્હારો વર તો નાશી ગયો ! તું એને ન રાખી શકી કે ! ” કહી વનમાળાની વેણી પકડી તેને હલાવ્યાપછી પ્રભા ઘરના કામકાજમાં ગુંથાઈ

થોડા વખત પછી જ વનમાળા પ્રભાની વાત સમજી શકી તે છબીની માફક ઉભી રહી સ્થિર દૃષ્ટિથી સ્હામે જોવા લાગી. ત્યાર પછી તે ધીમે ધીમે સુરેશના ઓરડામાં ગઈ તો ઓરડો ખાલી જણાયો આગલે દિવસે સંધ્યાકાળે તેણે જે માળા સુરેશને ઉપહાર રૂપે આપી હતી તે હમણાં ટેબલ ઉપર પડી રહી હતી

એ વસન્તનો સ્નિગ્ધ સુંદર પ્રાતઃકાળ હતો એક જંગલી બિલાડી પુછડી ઉંચી કરી આમ તેમ દોડતી હતી સઘળાં પંખીઓ વિવિધ સુરથી ગાન ગાઈ તેમના નિવેદનના વિષયને જાણે કોઈ પણ રીતે સમાપ્ત કરી શકતા નહોતા પૃથ્વીના એ ખુણામાં એ સામાન્ય ઘનપલ્લવ, અને રૌદ્રરચિત જગત્ખંડની વચ્ચે પ્રાણનો આનંદ ખીલી નીકળતો હતો, તેની અંદર એ બુદ્ધિહીન બાળિકા તેના જીવનનો તથા આસપાસનો કાંઈ અર્થ સમજી શકતી નહોતી. બધું જાણે કે કઠિન રહસ્ય હતું ! આવા પ્રભાતકાળે એ બાળિકાને સઘળું શૂન્ય

કેમ જણાતુ હતુ ! જેનામા સમજી શકવાની શકિત અલ્પ છે તેને એકાએક આ અતલ વેદનાના રહસ્યગર્ભમા, હાથમા દીપક આપ્યા સિવાય કોણે ઉતારી દીધી ? પુન તેને તેની અસલ સ્થિતિ-મા હવે કોણુ લાવી શકશે !

ઘરનુ કામકાજ પરવારી વનમાળાની તપાસ કરતા પ્રભાએ તેને, સુરેશે ત્યજી દીધેલા ઓરડામા પલગનો પાયો પકડી પૃથ્વી ઉપર પડી રહેલી જોઇ. શૂન્ય પલગનો ચરણુ પકડી તે જાણે કે તેની સાધના કરતી હતી તેના હૃદયની અદર જે એક છુપાઇ ગયેલુ અમૃતપાત્ર હતુ તે જાણે કે, શૂન્યતાના ચરણુમા એ ઉધુ વાળી ઢોળી દેતી હતી. તેની વેણી વિખરાઇ ગઇ હતી તથા કપડા સહજ ખસી ગયા હતા તે જાણે કે નીરવ એકાગ્રતાની ભાષામા કહેતી હતી કે, " સ્વીકાર—મ્હને સ્વીકારો ! "

પ્રભાએ આશ્ચર્ય પામી પૂછ્યુ:—" વનમાળા ! આ શુ કરે છે ? "

વનમાળા ઉઠી નહિ—તે પડી હતી તેમજ પડી રહી. પ્રભા-એ નજીક જઇ તેને સ્પર્શ કર્યો એટલે તે ડુસ્કા ખાઇને રડવા લાગી

ચમકી ઉઠીને પ્રભાવતીએ કહ્યુ,—" ઓ અભાગિનિ ! હે ત્હારા સર્વસ્વનો નાશ કર્યો છે કે ? તુ મરી ગઇ છે ? "

વનમાળાની સ્થિતિની હકીકત હરકુમારને જણાવી પ્રભાએ કહ્યુ —" આ કેવુ સકટ આવ્યુ ! તમે પણુ મ્હને પ્રથમથી ચેતાવીને સાવધાન કરી નહિ ! "

હરકુમાર —" કોઇ પણુ પ્રકારનો તને નિષેધ કરવાનો મ્હને અધિકાર નથી. હુ નિષેધ કરત તો પણુ શુ ફળ આવત ? "

પ્રભા —તમે કેવા માણુસ છો ! હુ ભૂલ કરતી હોઉ તો તમારે જોરથી મ્હને અટકાવવી ન જોઇએ કે ? મ્હને તમે આવી રમત કેમ રમવા દીધી ?

આમ કહી પુન વનમાળા પાસે દોડી જઇ તેના કંઠમા વળગી પડીને પ્રભાએ કહ્યુ –" બ્હેન ! ત્હારે જે કહેવુ હોય તે મ્હને બેલાશક કહે ! "

પોતાના હૃદયનુ અવ્યક્ત રહસ્ય શબ્દોદ્વાંગ કહેવાની શક્તિ વનમાળામા નહોતી. તે પોતે એક અનિર્વચનીય વેદનાને આખા હૃદયમા અનુભવતી હતી, એ શાની વેદના હતી, જગતમાં એવી વેદના બીજા કોઇને થાય છે કે કેમ, એ વેદનાને લોક કયા નામથી ઓળખે છે એમાનુ કાઇ વનમાળા જાણુતી નહોતી. તે કેવળ રૂદન કરતી હતી, અતરની વાત જાણુવાનો તેની પાસે બીજો કોઈ ઉપાય નહોતો

પ્રભાએ કહ્યુ –" વનમાળા ! ત્હારી બ્હેને ભયકર ભૂલ કરી છે. ત્હારી બ્હેનની વાતને તુ ખરી માની બેસીશ એવી તેને કલ્પના પણુ નહોતી એની વાત ઉપર કોઈ વિશ્વાસ મૂકતું નથી, છતા ત્હે એવી ભૂલ કેમ કરી ! વનમાળા ! એક વખત મ્હો ઉંચુ કરી ત્હારી બ્હેનના મુખ તરફ જો. તેને તુ ક્ષમા આપ ! "

પરતુ તે વખતે વનમાળાનુ મન વિમુખ બની ગયુ હતુ. ને કોઇ પણુ રીતે પ્રભાના મુખ તરફ જોઇ શકી નહિ તેણે ઉલટા વિશેષ જોરથી બન્ને હાથમા માથુ દબાવી દીધુ. સઘળી વાત બરાબર સમજવામા નહિ આવેલી હોવા છતા એક પ્રકારના મૂઢ ભાવથી પ્રભા ઉપર તે ક્રોધે ભરાઈ હતી પ્રભાવતી બાહુપાશ મુક્ત કરી ઉઠી ઉભી થઇ તથા બારી પાસે પત્થરની પુતળી પ્રમાણે સ્તબ્ધ ભાવથી ઉભી રહી. ફાગણુના રૌદ્રથો ચકચકિત બનેલી સોપારીઓના વૃક્ષની પલ્લવશ્રેણી તરફ જોઈ નેત્રોમાથી અશ્રુજળની વૃષ્ટિ વર્ષાવવા લાગી.

બીજે દિવસે વનવાળા કોઇના જોવામા આવી નહિ; પ્રભા પ્રેમથી તેને સુંદર વસ્રો અને અલકારો પહેરાવી સુસજ્જિતા કરતી હતી પ્રભા પોતે બેદરકાર હતી પોતાના વેશ સબધી તે કદાપિ

લક્ષ્ય આપતી નહોતી, પરંતુ એ વિષયનો સઘળો શૉખ વનમાળાને શણગારીને તે પૂરો કરતી હતી. એ સઘળાં સુંદર વસ્ત્રો અને મૂલ્યવાન્ અલંકારો વનમાળાના ઓરડામાં ટેબલ ઉપર પડી રહ્યાં હતાં. કરમાંના કંકણુ તથા નાકનું લવંગફુલ સુદ્ધાં તેણે કાઢી નાખ્યાં હતાં. પોતાના બ્હેન પ્રભાવતીના આટલા દિવસના પ્રેમને જાણે કે ધોઈ નાખવાનો તેણે પ્રયત્ન કર્યો હતો.

વનમાળા ગૂમ થવાની હરકુમારે પોલિસ ખતામાં ખબર આપી. એ પ્રસંગે પ્લેગના પંઝામાંથી બચી જવાની ઇચ્છાથી પુષ્કળ માણસો એક સ્થળેથી બીજે સ્થળે આવજા કરતાં હતાં. એ સઘળાં માણસોમાંથી વનમાળાને ઓળખી શોધી કાઢવાનું કામ પોલિસ માટે અસંભવ બની ગયું. અંતે હરકુમારે પણ વનમાળાની આશાનો ત્યાગ કર્યો. અજ્ઞાતના ખોળામાંથી જેવી રીતે તે મળી આવી હતી તેવી જ રીતે તે પાછી અજ્ઞાતના ખોળામાં છુપાઈ ગઈ.

સુરેશે વિશેષ પ્રયત્ન કરીને એ વખતે પ્લેગની હૉસ્પિટલમાં ડૉક્ટરની જગ્યા લીધી હતી. એક દિવસે મધ્યાન્હે ભોજન કરી તે જ્યારે હૉસ્પિટલમાં આવ્યો ત્યારે હૉસ્પિટલના સ્ત્રીવિભાગમાં એક નવી રોગિણી આવ્યાની તેને ખબર મળી. એ રોગિણીને પોલિસ ખતામાંથી લઈ આવી હતી.

સુરેશ રોગિણીની તપાસ કરવા ગયો. રોગિણીના મુખનો ઘણોખરો ભાગ ચાદરમાં ઢંકાયલો હતો. સુરેશે પ્રથમ તેનો હાથ પકડી નાડીની પરીક્ષા કરી. તાવ જો કે વિશેષ નહોતો, પરંતુ દુર્બળતા પુષ્કળ હતી. પછી મુખ ઉપરની ચાદર ખસેડતાં સુરેશ જોઈ શક્યો કે, એ રોગિણી વનમાળા હતી.

અત્યાર પહેલાં પ્રભા તરફથી સુરેશ વનમાળાની સઘળી હકીકત જાણી શક્યો હતો. હૃદયના અવ્યક્ત ભાવથી છાયાચ્છન્ન થયેલાં એ બન્ને મૃગનયનોએ અવકાશના વખતે સુરેશની ધ્યાનદૃષ્ટિ ઉપર કેવળ અશ્રુશૂન્ય ઉદ્વેગ ફેલાવ્યો હતો. આજે એ બન્ને નયન ઉપર

રોગની મલિનતાની રેખા અંકિત થયેલી હતી સુરેશના હૃદયને જાણે કે બળપૂર્વક કોઈએ પકડી રાખ્યુ કેવળ આ એક જ છોકરીને વિધાતાએ પુષ્પના જેવી સુકુમાર કરી દુષ્કાળમાથી તેને પ્લેગના પંઝામા કેમ સપડાવી ? એના આ અલ્પ દિવસના આયુષ્યમાં અનેક દુઃખોના આઘાત અને પુષ્કળ વેદનાનો ભાર એ કેવી રીતે સહન કરી શકી ' વળી એના જીવનની વચ્ચે સુરેશ એક નવીન સંકટની માફક ક્યાથી આવી ચઢ્યો ? રુંધાઈ ગયેલા ગાઢ નિશ્વાસો સુરેશના સ્થિર થઇ ગયેલા હૃદય ઉપર આઘાત કરવા લાગ્યા, પરંતુ એ આઘાતની તાડનાથી તેના હૃદયના તાર ઉપર સુખના એક સુરનો પણ રણકારો થયો. જે પ્રેમ જગતમા દુર્લભ હતો તે પ્રેમ વગર માગ્યે, ફાગણ માસના એક મધ્યાન્હે સંપૂર્ણ વિકસેલી માધવીમંજરીની માફક એકાએક તેના ચરણો પાસે આવી ખસી પડ્યો હતો. જે પ્રેમ આવી રીતે મૃત્યુના દ્વાર સુધી આવી મુર્ચ્છિત થઇ પડે એ દેવભોગ્ય નૈવેદ્યનો અધિકારી પૃથ્વીમા ક્યો માણસ હોઇ શકે ?

સુરેશ વનમાળાની પાસે બેસી ધીમે ધીમે તેને દૂધ પીવડાવવા લાગ્યો દૂધ પીતા પીતા ઘણી ક્ષણ પછી એક ગાઢ નિશ્વાસ મૂકી વનમાળાએ આંખો ઉઘાડી સુરેશના મ્હોં તરફ જોઇ તે એક સ્વપ્નને યાદ કરવાનો જાણે કે પ્રયત્ન કરવા લાગી પછી સુરેશે જ્યારે તેના કપાળ ઉપર હાથ મૂકી ' વનમાળા ! ' કહ્યુ ત્યારે તેના અજ્ઞાનની છાયા ઉડી ગઇ. તે સુરેશને ઓળખી શકી. મેઘના પ્રથમ સમાગમથી ગંભીર બનેલા આષાઢના આકાશની માફક વનમાળાની બન્ને કાળી આંખો ઉપર જાણે કે બહુ દૂર સુધી ફેલાયલી સજળ સ્નિગ્ધતા ભરાઈ આવી

સુરેશે ગદ્ગદ કંઠે પ્રેમથી કહ્યુ –" વનમાળા ! આટલું દૂધ પૂરું કરી જા. "

મા ... સહજ બેઠી થઇ સુરેશના મુખ તરફ દષ્ટિથી જોઇ રહી બાકીનુ દૂધ પી લીધું

હૉસ્પિટલનો ડૉક્ટર કેવળ એક જ રોગી પાસે સઘળો વખત બેસી રહે તેથી કામ ચાલી શકે નહિ તથા એ સારુ પણ દેખાય નહિ બીજુ કામકાજ આટોપવા માટે સુરેશ જ્યારે ઉઠયો ત્યારે ભય તેમજ નિરાશાથી વનમાળાના બન્ને નેત્રો વ્યાકુળ બની ગયા સુરેશે તેનો હાથ પકડી તેને આશ્વાસન આપતા કહ્યુ –" વનમાળા ! હું પાછો હમણા જ ત્હારી પાસે આવીશ તુ સહજ પણ બ્હીશ નહિ "

સુરેશે ઉપરી અધિકારીને એવુ જણાવ્યુ કે, આ નવી આવેલી રોગિણીને પ્લેગ થયો નથી—ભુખમરાથી તે દુર્બળ બની ગઇ છે આમ હોવાથી પ્લેગના બીજા રોગીઓની સાથે એને રાખવાથી એની જીદગી જોખમમા આવી પડવાનો સભવ છે

ઘણી ખટપટ કર્યા પછી સુરેશ વનમાળાને બીજે સ્થળે લઇ જવાની રજા મેળવી શકયો પ્રભાને એક પત્ર લખી તેણે સઘળી ખબર જણાવી

તે દિવસે સધ્યાકાળે રોગી અને ચિકિત્સક સિવાય ઘરમા બીજુ કોઇ નહોતુ ઉશિકા પાસે રગીન કાગળના આવરણથી ઘેરાયલો એક કેરોસિન લૅમ્પ છાયાચ્છન્ન મૃદુ પ્રકાશનો વિસ્તાર કરતો હતો બ્રૅકેટ ઉપર એક ઘડીઆળ નિસ્તબ્ધ ઓરડામા ટિક્ ટિક્ અવાજથી લોલક હલાવતુ હતુ

સુરેશે વનમાળાના કપાળ ઉપર હાથ મૂકી કહ્યુ –" વનમાળા! હવે તને કેમ લાગે છે ? "

આ પ્રશ્નનો કાઇ ઉત્તર આપ્યા સિવાય વનમાળાએ સુરેશનો હાથ પોતાના કપાળ ઉપર જ દબાવી રાખ્યો

સુરેશે પુન પૂછયુ –" ઠીક લાગે છે કે ? "

વનમાળાએ સહજ આખો મીચી કહ્યુ –" હા ! "

સુરેશે પૂછયુ –" વનમાળા ! ત્હારા કઠમા આ શુ છે ? "

વનમાળાએ એ વસ્તુને ઝડપથી વસ્ત્રમા ઢાકી દેવાનો પ્રયત્ન કર્યો સુરેશે જોયુ કે, એ એક સુકાઈ ગયેલી બકુલમાળા હતી ઘડી આળના ટિક્ ટિક્ અવાજમા સુરેશ ચુપ બેસી રહી વિચાર કરવા લાગ્યો વનમાળાએ પોતાના જીવનમા આ પહેલો જ છુપાવવાનો પ્રયત્ન કર્યો હતો પોતાના હૃદયના ભાવને છુપાવવાનો આ તેનો પ્રથમ પ્રયાસ હતો. જે વનમાળા મૃગશિશુ હતી તે એકાએક લજ્જિત-તા યુવતી નારી ક્યારે બની ! કયા ચૈદ્રના પ્રકાશથી—ક્યા ગૈદ્રની ગરમીથી તેની બુદ્ધિ ઉપરનો સઘળો ધુમ્મસ દૂર થઇ ગયો હતો !

રાતે બે અઢી વાગ્યે સુરેશને ખુરશીમા જ ઉઘ આવી ગઈ એવામા દ્વારના ખડખડાટથી તે જાગ્રત થયો તો પ્રભાવતી તથા હરકુમારને હાથમા એક બૅગ લઇ ઓરડાની અદર આવેલા તેણે જોયા

હરકુમારે કહ્યુ –" તમારો પત્ર મળ્યા પછી કાલે સ્હવારે આવવાનો વિચાર કરી હુ બિછાનામા સૂઇ ગયો હતો મધ્યરાત્રે પ્રભાએ આવી કહ્યુ, ' કાલે સ્હવારે જઇશુ તો આપણે વનમાળાને જોઇ શકીશુ નહિ—આપણે હમણા જ જવુ જોઇએ ' હુ કોઇ પણ રીતે પ્રભાને સમજાવી શક્યો નહિ અને એક ગાડી લઇને અમે બન્ને જણા અત્યારે જ આવ્યા "

પ્રભાએ કહ્યું –" ચાલો, તમે સુરેશના બિછાનામા સૂઇ જાઓ. "

હરકુમારે સહજ આપત્તિનો આડબર કર્યા પછી સુરેશના શયનગૃહમા જઇ શયન કર્યું. તેને ઉઘ પણ જલ્દી આવી

પ્રભાએ પુન સુરેશ પાસે આવી સુરેશને ઓરડાના એક ખુણામા લઇ જઇ પૂછ્યુ –" કાઇ આશા જેવુ છે કે ? "

સુરેશે વનમાળા પાસે આવી તેની નાડી તપાસી મસ્તક હલાવી સંકેતથી જણાવ્યુ કે, આશા નથી.

પ્રભાએ વનમાળા પાસે પ્રકટ નહિ થતાં સુરેશને એક બાજૂએ લઇ જઇ પૂછ્યુ –" સુરેશ ! સાચુ કહેજે તું વનમાળાને ચ્હાય છે કે ? "

સુરેશે પ્રભાને કાંઈ ઉત્તર આપ્યો નહિ તે વનમાળાના બિછાના પાસે આવી બેઠો પછી તેણે તેનો હાથ હલાવી કહ્યુ –" વનમાળા ! ઓ વનમાળા ! "

વનમાળાએ આંખો ખોલી મુખ ઉપર શાન્ત તેમજ મધુર હાસ્યનો આભાસ માત્ર લાવીને કહ્યુ –" કેમ, શુ છે ? "

સુરેશે કહ્યુ –" વનમાળા ! ત્હારા કંઠમાની આ માળા તુ મ્હારા કંઠમા પહેરાવી દે ! "

વનમાળા સ્થિરદષ્ટિથી સુરેશના મુખ તરફ જોઇ રહી સુરેશે કહ્યુ –" ત્હારી માળા તુ મ્હને નહિ આપે કે ? "

સુરેશ તરફથી આવી રીતે સ્નેહનુ ઉત્તેજન મળતા વનમાળાના મનમા પ્રથમના પેલા તિરસ્કારનુ અભિમાન જાગી ઉઠયુ તેણે કહ્યુ –" એ માળાનુ તમને શુ કામ છે ? "

સુરેશે બન્ને હાથમાં તેનો હાથ લઇ કહ્યુ –" વનમાળા ! હુ તને ચ્હાઉં છુ "

આ શબ્દો સાભળી વનમાળા થોડી ક્ષણ સુધી સ્તબ્ધ રહી ત્યાર પછી તેના બન્ને નેત્રોમાથી અશ્રુજળની વૃષ્ટિ થવા લાગી સુરેશે સહજ આગળ આવી પોતાનુ મસ્તક નમાવ્યુ વનમાળાએ પોતાના કંઠમાથી માળા કાઢી સુરેશના કંઠમા પહેરાવી દીધી

હવે પ્રભાએ વનમાળા પાસે આવી કહ્યુ –" વનમાળા ! "

વનમાળાએ પોતાનુ મલિન મુખ ઉજ્વળ કરી કહ્યુ –" શુ છે બ્હેન ? "

પ્રભાએ તેનો હાથ પકડી કહ્યુ –" હવે મ્હારા ઉપર તને રોષ નથી ને ? "

કોમળ દષ્ટિથી પ્રભાના મુખ તરફ જોઇ વનમાળાએ કહ્યુ – " ના બ્હેન ! "

પ્રભાએ કહ્યુ :—" સુરેશ ! એકવખત તુ બીજા ઓરડામા જા

સુરેશ ત્યાથી પાસેના ઓરડામા ગયો એટલે પ્રભાએ બેગ-માથી વનમાળાના મઘગા વસ્ત્રો અને અલકારો બ્હાર કાઢ્યા. રોગિણીને વિશેષ હલાવ્યા સિવાય પ્રભાએ તેના શરીર ઉપર એક બનારસી સાડી ઓઢાડી. ત્યાર પછી બન્ને હાથમાં બગડીઓ પહે-રાવી પ્રભાએ હાક મારી, " સુરેશ ! "

સુરેશ આવ્યો એટલે તેને બિછાનામા બેસાડી પ્રભાએ તેના હાથમા વનમાળાનો એક સુવર્ણહાર આપ્યો સુરેશે એ હાર લઇ ધીમેથી વનમાળાનુ મસ્તક ઉચકી તેના કડમા પહેરાવી દીધો

પ્રભાતનો પ્રકાશ વનમાળાના મુખ ઉપર પડ્યો, પરતુ તે એ પ્રકાશ જોઇ શકી નહિ! તેની ઉજ્વળ મુખકાન્તિ જોતાં તે જાણે મરી ગઇ નથી પણ એક સુખસ્વપ્નમા નિમગ્ન થઇ ગઇ છે એમ લાગતુ હતુ

જ્યારે મૃતદેહને લઇ જવાનો વખત થયો ત્યારે પ્રભાએ વનમાળાના હૃદય ઉપર રુદન કરતા કરતા કહ્યુ —" બ્હેન ! ત્હારુ ભાગ્ય જ સારુ હતુ ! તુ મરીને સુખી થઇ છે ! "

સુરેશ વનમાળાની શાન્ત સુકોમળ મૃત્યુચ્છબી તરફ જોઇ વિચારવા લાગ્યો.—" એ જેનુ ધન હતુ તેણે લીધુ છે, પરતુ મ્હને એ ધનથી વચિત કર્યો નથી "



# અંતર

સબંધ તપાસીને જોવા જતા વનમાળી અને હિમાશુમાળી મામાફોઈના ભાઈ થતા હતા એ સબંધ ઘણો હિસાબ કરી જોવામા આવે તો જ મળનો હતો છતા તેમનો બન્નેનો પરિવાર એક બીજાનો પાડોશી હતો વચ્ચે કેવળ એક બાગનુ જ અતર આવેલુ હતુ આમ હોવાથી વનમાળી અને હિમાશુ તદ્દન નિકટના સગા નહિ હોવા છતા તેમની વચ્ચે સારો સ્નેહ થયો હતો

વનમાળી હિમાશુથી ઘણો મ્હોટો હતો જ્યારે હિમાશુને દાત ફુટ્યા નહોતા તથા તે બોલી શકતો નહોતો ત્યારે વનમાળીએ તેને કેડ ઉપર બેસાડી એ બાગમા લઈ જઈ સ્હવાર સાજ હવા ખવડાવી હતી તેને રમાડ્યો હતો ગડનો છાનો ગમ્મો હતો, ઉંવાડ્યો હતો તથા બાળકના ચિત્તને ખુશી કરવા માટે પ્રવીણ લોકને જેવી રીતે જોરથી માથુ હલાવવુ પડે, કાલી બોલીથી સબધ વગરના વાક્યો ઉચ્ચારવા પડે, ઉમ્મરને અનુચિત થઈ પડે એવી ચપળતા તથા ઉત્કટ ઉદ્યમ દર્શાવવો પડે એ બધુ વનમાળીએ કર્યુ હતું

વનમાળીએ વિશેષ અભ્યાસ કર્યો નહોતો તેને બાગનો શોખ હતો. વનમાળી હિમાશુને એક દુર્લભ કિમતી લતા સમજી તેના ઉપર પોતાના હૃદયનો સઘળો સ્નેહ સીચી તેનુ પાલન કરતો હતો પછી તે જ્યારે તે અદર તેમજ બ્હારથી ઘેરી લઈ વિકસિત થવા લાગ્યો ત્યારે વનમાળી પોતાને ધન્ય સમજવા લાગ્યો

બધાના સ્વભાવ સરખા હોતા નથી કોઈ કોઈ સ્વભાવ એવો હોય છે કે એક સામાન્ય શોખ, એક ન્હાના બાળક કિવા એક અકૃતજ્ઞ બધુ પાસે ઘણી સહેલાઈથી પોતાને સપૂર્ણ વિસર્જન કરે છે, આ વિપુલ પૃથ્વીમા કેવળ એક ન્હાના સ્નેહના વ્યવસાયમા

જીવનની સઘળી મુડી સમર્પણ કરી નિશ્ચિત થાય છે ત્યાર પછી સામાન્ય લાભથી કિંવા વ્યાજથી પરમ સંતોષમા તે પોતાનુ જીવન પસાર કરે છે અગર તો એક દિવસે એકાએક ઘરબ્હાર વેચી નાખી કંગાલ બની જઇ રસ્તે રસ્તે ભટકે છે

હિમાંશુ સહજ મ્હોટો થયો એટલે ઉમ્મર અને સબંધનુ ઘણુ તારતમ્ય હોવા છતાં વનમાળી સાથે જાણે કે તેનુ બંધુત્વ સ્થાપિત થયુ બન્નેમા જાણે કોઇ ન્હાનુ મ્હોટુ નહોતુ

આમ થવાનુ કારણ પણ હતુ હિમાંશુ અભ્યાસ કરતો હતો તથા સ્વભાવથી જ જ્ઞાન પ્રાપ્ત કરવાની તેની પ્રબળ ઇચ્છા હતી ચોપડી મળતા જ તે વાચવા બેસતો હતો એથી કેટલીક નકામી ચોપડીઓ વાચવામા આવ્યા છતા ચારે તરફથી તે કાંઇક સમજવા લાગ્યો હતો વનમાળી ઘણી શ્રદ્ધાથી તેની વાત સાંભળતો હતો, તેની સલાહ લેતો હતો, તેની સાથે સઘળી ન્હાની મ્હોટી વાતોની ચર્ચા કરતો હતો કોઇ પણ વિષયમા તે તેને બાળક સમજી તેનુ અપમાન કરતો નહોતો. પહેલી જ વખતે હૃદયનો સ્નેહરસ સીંચી જેને મનુષ્ય કરવામા આવ્યો હોય તે જો ઉમ્મર લાયક થતા બુદ્ધિ, જ્ઞાન અને સદ્ગુણી સ્વભાવ માટે શ્રદ્ધાનો અધિકારી થાય તો તેના જેવી પરમ પ્રિય વસ્તુ પૃથ્વીમા બીજી એક પણ જણાતી નથી.

બાગનો શોખ હિમાંશુને પણ હતો પરંતુ બન્ને ભાઇના એ શોખ વચ્ચે થોડો ભેદ હતો વનમાળીને હૃદયનો શોખ હતો અને હિમાંશુને બુદ્ધિનો હતો પૃથ્વીની એ કોમળ વૃક્ષલતાઓ, અચેતન જીવનરાશી સેવા મેળવવાની લાલસા નહિ રાખવા છતા જો સેવા મળે છે તો ઘરના બાળકોની માફક ઉછરે છે એ માનવશિશુઓ કરતા પણ શિશુ હોઇ યત્નપૂર્વક તેમને ઉછેરી મ્હોટા કરવાની વનમાળીની સ્વાભાવિક પ્રવૃત્તિ હતી હિમાંશુની વૃક્ષલતાઓ તરફ એક પ્રકારની કૌતૂહલદૃષ્ટિ હતી. બીજ ફુટે, કળી ખીલે, ફુલ ફુટે એ સઘળુ જોવાનુ તેને ઘણું ગમતુ હતુ.

બીજ રોપવા સબંધી, કલમ કરવા સબંધી તથા એવા અનેક કાર્યો સબંધી હિમાશુના મનમા ઘણી કલ્પનાઓ ઉપજતી હતી તથા એ કલ્પનાઓનુ વિવરણ આનદસહ સાભળી વનમાળા હરેક વિષયમા બધુની સલાહ લેતો હતો. એ બાગની અદર જે કાઇ નવાજુની થતી તે બન્ને બધુના હાથે જ થતી.

દ્વાર નજીક બાગની ઉપર જ એક બાધેલા ઓટલા જેવી જગ્યા હતી ચાર વાગતા એટલે વનમાળી પાતળુ પહેરણુ પહેરી, ખભા ઉપર ઉત્તરીય વસ્ત્ર નાખી હાથમા હુક્કો લઇ એ ઓટલા ઉપર જઇને બેસતો હતો સાથે તે ચોપડી કિવા વર્તમાનપત્ર રાખતો નહિ એકલો બેસી તે હુક્કો પીતો હતો અને વચ્ચે વચ્ચે આડી આખે ઉદાસીન ભાવથી જમણી તથા ડાબી બાજૂએ જોતો હતો આવી રીતે હુક્કાની બાષ્પકુડળીની માફક તેનો સમય ધીમે ધીમે ઉડી જતો હતો, ભાગી જતો હતો, ભળી જતો હતો—કોઈ પણ સ્થળે કાઇ ચિહ્ન રાખી જતો નહોતો

છેવટે હિમાશુ જ્યારે નિશાળેથી આવી નાસ્તો કરી હાથ મ્હો ધોઇ દર્શન દેતો ત્યારે વનમાળી હુક્કો બાજૂએ ગોઠવી ઉભો થઇ જતો હતો તેના ભાવ ઉપરથી અત્યાર સુધી તે કોઇની રાહ જોઇ બેસી રહ્યો હોય એમ દેખાતું હતુ

પછી બન્ને બધુ બાગમા ફરતા ફરતા વાતચિત કરતા હતા. અધકારનો ફેલાવો થતા બન્ને જણા બેચ ઉપર બેસતા હતા. દક્ષિણનો શીતળ વાયુ વૃક્ષપર્ણોને હલાવી વહી જતો હતો. કોઇ દિવસે વાયુ બિલ્કુલ વહેતો નહિ, વૃક્ષલતાઓ છબીની માફક સ્થિર ઉભી રહેતી અને માથા ઉપર આકાશ ભરાઇ જાય એટલા તારા પ્રકાશી નીકળતા

હિમાંશુ વાત કહેતો હતો અને વનમાળી ચુપકીદીથી સાભળતો હતો ! જે સમજવામા નહોતું આવતુ તે પણ તેને સારું લાગતું

હતુ. જે સઘળી વાતો બીજા કોઈના મુખેથી સાભળવામા આવતા વિરક્તિ ઉપજવાનો સભવ હતો એ વાતો હિમાશુને મુખેથી સાભળી ઘણુ કૌતુક લાગતુ હતુ. આવો ઉમ્મર લાયક શ્રદ્ધાવાન્ શ્રોતા મળવાથી હિમાશુની વક્તૃતાશક્તિ, સ્મૃતિશક્તિ અને કલ્પનાશક્તિને વિશેષ સતોષ થતો હતો. કેટલીક વાતો તે વાચીને કહેતો, કેટલીક વિચારીને કહેતો અને કેટલીક તત્કાળ બુદ્ધિ દોડાવી કહેતો અનેક વખતે કલ્પનાની સહાયતાથી જ્ઞાનનો અભાવ ઢકાઇ જતો હતો. તે કેટલીક ખરી વાતો કહેતો અને કેટલીક અસભવિત વાતો પણ કહેતો, પરતુ વનમાળી ગભીર ભાવથી સઘળી વાતો સાભળતો હતો. વચ્ચે વચ્ચે તે પણ એકાદ વાત કહેતો હતો પછી હિમાશુ એ વાતોની વિરુદ્ધમા જે કાઇ કહેતો તે એ સાચુ માની લેતો હતો. પછી બીજે દિવસે પાછો યથાસમયે હુક્કો લઈ ઓટલા ઉપર બેસી વનમાળી એ વાતનો વિસ્મયસહિત વિચાર કર્યા કરતો હતો

એવામા એક હરકત ઉભી થઇ વનમાળીના બાગ તથા હિમાશુના મકાન પાસેથી પાણી જવાનુ એક નાળુ આવેલુ હતુ એ નાળાની બાજૂએ મીઠા લીબુનુ એક વૃક્ષ જન્મ્યુ હતુ એ વૃક્ષ ઉપર જ્યારે ફળ આવતા ત્યારે વનમાળીના કુટુબનો નોકર ફળો પાડવાનો પ્રયત્ન કરતો હતો તથા હિમાશુના કુટુબનો નોકર પેલા નોકરને ફળો પાડતા અટકાવતો હતો એવા વખતે બન્ને પક્ષ વચ્ચે જે ગાળોની વૃષ્ટિ થતી હતી તેમા જો કાઈ વસ્તુ હોત તો આખુ નાળુ અવશ્ય ભરાઇ જાત

પછી વનમાળીના પિતા હરચદ અને હિમાશુ માળીના પિતા ગોકુળચદ વચ્ચે એ વિષય સબધી ઘણો ઝઘડો થયો બન્ને પક્ષ નાળાના કબ્જા અને અધિકાર સબધી તકરાર લઇ કોર્ટમા હાજર થયા

બન્ને પક્ષ તરફના મ્હોટા મ્હોટા વકીલ બૅરિસ્ટરોએ ઘણા લાંબા વાગ્યુદ્ધનો આરભ કરી દીધો. પરિણામે બન્ને પક્ષની જે

રકમ ખરચાઇ તેટલુ પાણી ભાદ્ર માસની સતત વૃષ્ટિ વખતે પણ એ નાળામા થઇ કદાપિ વહી ગયુ નહોતુ .

છેવટે હરચદ્રની જીત થઇ નાળા ઉપર તેનો કબ્જો સાબિત થઇ ગયો તથા મીઠા લીબુનુ ઝાડ તેનુ પોતાનુ સાબિત થયુ બીજા પક્ષ તરફથી અપીલ થવા છતા નાળુ અને એ ઝાડ હરચદ્રના કબ્જામા જ રહ્યા !

જ્યા સુધી કેસ ચાલતો હતો ત્યા સુધી બન્ને ભાઇના બધુત્વમા કોઇ હરકત આવી નહોતી વિવાદની છાયા કદાચ પરસ્પરને સ્પર્શ કરે એવી આશકાથી વ્યાકુળ બની જઇ વનમાળી પ્રથમન કરતા બમણા સ્નેહાવેગથી હિમાશુને પોતાના હૃદયમા પૂરી રાખવાનો પ્રયત્ન કરતો હતો બીજી તરફથી હિમાશુ પણ બિલકુલ વિરોધ દર્શાવતો નહોતો

અદાલતમા જે દિવસે હરચદ્રની જીત થઇ તે દિવસે ઘરમા મુખ્યત્વે કરીને અત પુરમા ઘણો આનદ ફેલાયા, કેવળ વનમાળીની ઉંઘ ઉડી ગઇ બીજે દિવસે સ્હાજે તે જ્યારે બાગમા ઓટલા ઉપર આવીને બેઠો ત્યારે તેના ઉતરી ગયેલા મુખ ઉપરથી એમ લાગતુ હતુ કે, પૃથ્વીમા બીજા કોઇનુ કાઇ થયુ નથી,—ફક્ત તેની એકલાની જ મ્હોટામાં મ્હોટી હાર થઇ છે

એ દિવસ પસાર થઇ ગયો છ વાગવા છતા હિમાશુ આવ્યો નહિ વનમાળી એક ગાઢ નિશ્વાસ મૂકી હિમાશુના ઘર તરફ જોઇ રહ્યો ખીટીઓ ઉપર હિમાશુએ નિશાળેથી આવી ઉતારેલા વસ્ત્રોને બારીમાથી વનમાળી જોઇ શક્યો હમ્મેશાના જાણીતા લક્ષણો મેળવી તે સમજી શક્યો કે હિમાશુ ઘરમા જ હતો હુક્કાને હડસેલી મૂકી ઉતરી ગયેલું મ્હો લઇ તે ફરવા લાગ્યો. તેણે પેલી બારી તરફ હજાર વખત જોયુ, પરતુ હિમાશુ બાગમા આવ્યો નહિ

સંધ્યાનો દીપક સળગતાં વનમાળી ધીમે ધીમે હિમાંશુને ઘેર ગયો.

ગોકુળચંદ દ્વાર પાસે બેસી તપી ગયેલા શરીરને પંખાથી હવા નાખી શીતળ કરતો હતો તેણે પૂછ્યું—" કોણ છે ? "

વનમાળી ચમકી ઉઠયો તે જાણે કે ચોરી કરવા આવી પકડાઇ ગયો હતો

કંપતા કંઠે તેણે કહ્યું —" મામા ! હું છું "

મામાએ કહ્યું —" કોને શોધવા આવ્યો છે ? ઘરમાં કોઇ નથી "

વનમાળી પાછો બાગમાં આવી ચુપકીદીથી બેઠો

રાત જેમ જેમ વીતવા લાગી તેમ તેમ તેણે હિમાંશુના ઘરની બારીઓ બંધ થયેલી જોઇ દ્વારના માર્ગમાંથી દીપકના પ્રકાશની જે રેખાઓ દેખાતી હતી તે પણ ક્રમાન્વયે બુઝાઈ ગઇ એ અંધકારમયી રાત્રે વનમાળીને એમજ લાગ્યું કે, હિમાંશુના ઘરના સઘળા દ્વાર તેની પાસે બંધ થઇ ગયા તથા તે એકલો બ્હાર અંધકારમાં પડી રહ્યો !

બીજે દિવસે હિમાંશુ કદાચ આવશે એમ ધારી વનમાળી બાગમાં જઇને બેઠો જે ઘણા કાળથી હમ્મેશાં આવતો હતો તે હવે એક દિવસ માટે પણ નહિ આવે એમ કોઇ પણ રીતે તેને લાગ્યું નહિ એ બંધન કોઇ પણ રીતે છુટશે એવી કલ્પના સુદ્ધાં તેણે કદાપિ કરી નહોતી. તે એવો નિશ્ચિંત રહેતો કે, જીવનનું સઘળું સુખ દુઃખ ક્યારે એ બંધનમાં સમાઇ ગયું હતું એ પણ તે જાણી શક્યો નહોતો આજે તે એકાએક જાણી શકયો કે, એ બંધન તૂટયું છે, પરંતુ એક જ ક્ષણમાં પોતાના સર્વસ્વનો નાશ થયો છે એમ તે ધારી શકયો નહિ—એવો વિશ્વાસ કરી શકયો નહિ,

દૈવક્રમે કદાચ એ આવે પણ ખરો એવા વિશ્વાસથી હમ્મેશા વનમાળી બાગમા બેસતો હતો, પરતુ નિયમના ક્રમથી જે હમ્મેશા બનતુ હતુ તે દૈવના ક્રમથી એક દિવસ માટે પણ ન બન્યુ એવુ વનમાળીનું દુર્ભાગ્ય હતુ

રવિવારે તેણે વિચાર્યું, ‘ પ્રથમના નિયમ પ્રમાણે આજે સ્હવારે હિમાશુ મ્હારે ત્યા જમવા આવશે ’ જો કે આ વિચાર પ્રમાણે તે ખાત્રી રાખી શકયો નહિ, પરતુ તે આશાનો ત્યાગ ન જ કરી શકયો સહુ આવ્યા પણ તે જ ન આવ્યો

બપોરે વનમાળીએ કહ્યુ —“ જમ્યા પછી આવશે. ” પરતુ જમીને તે આવ્યો નહિ વનમાળીએ વિચાર્યું, “ આજે એ જમીને ઉંઘી ગયો હશે ઉંઘમાથી ઉઠયા પછી આવશે ” નિદ્રામાથી કયારે ઉઠયો તે જાણતા નથી, પરતુ તે ન જ આવ્યો

પુન એ સધ્યા થઇ રાત્રિ આવી હિમાશુના ઘરના બારી બારણા એક પછી એક બધ થઇ ગયા દીપકો એક પછી એક બુઝાઇ ગયા

આવી રીતે સોમવારથી રવિવાર સુધીના—સપ્તાહના સાતે સાતે દિવસ દુર્દૈવે જ્યારે તેના હાથમાથી કાઢી લીધા, આશાને આશ્રય આપવાનો જ્યારે એક પણ દિવસ બાકી ન રહ્યો ત્યારે હિમાશુના બધ બારણાંવાળા મકાન તરફ તેના બન્ને સજળ વ્યાકુળ નેત્રોએ એક હૃદયવિદારક ફરિયાદ મોકલી દીધી તથા જીવનની સઘળી વેદના કેવળ એટલા જ આર્તસ્વરમા સમાઇ ગઇ કે “ હે દયામય ! ”



# ડિટેક્ટિવ

હું સી૦ આઇ૦ ડી૦ વિભાગમા નોકર હતો મ્હારી સ્ત્રી અને મ્હારો ધંધો, એ બે જ મ્હારા જીવનના લક્ષ્ય હતા. પહેલા હું સંયુક્ત કુટુંબમા હતો, પરંતુ ત્યા મ્હારી સ્ત્રીને જોઇતું સન્માન નહિ મળતું હોવાથી ભાઇની સાથે તકરાર કરી હું જૂદો થઇ ગયો હતો ભાઇ પૈસા કમાઇ મ્હારુ પાલન કરતા હતા તેથી એકાએક તેમના આશ્રયનો ત્યાગ કરી મ્હે ખોટુ સાહસ કર્યું હતુ

આમ છતા મ્હારી જાત ઉપર મ્હને ઘણો વિશ્વાસ હતો. સુંદરી સ્ત્રીને જેવી રીતે વશ કરી હતી તેવી જ રીતે વિરુદ્ધ થયેલી ભાગ્યલક્ષ્મીને વશ કરી શકવાની મ્હને ખાત્રી હતી. સંસારની અંદર મહિમચંદ્ર પાછળ પડયો રહે એવો નહોતો.

પોલિસ વિભાગમા સામાન્ય ભાવથી મ્હે પ્રવેશ કર્યો હતો; પરંતુ ડિટેક્ટિવ પદ માટે પસાર થવામા વિશેષ વિલંબ લાગ્યો નહિ.

જેવી રીતે ઉજ્વળ શિખામાથી પણુ કાજળ નીકળે છે તેવી જ રીતે મ્હારી સ્ત્રીના પ્રેમમાથી પણ ઇર્ષ્યા અને સંદેહનું કાજળ બ્હાર નીકળતું હતું તેથી મ્હારા કામકાજમા મ્હને કેટલીક મુસ્કેલી નડતી હતી. કારણુ કે પોલિસના કામમા સારા ખોટા સ્થાન અને વખત કવખતનો વિચાર રાખી વર્તી શકાતું નથી, ઉલટુ સારાને બદલે ખોટા સ્થાને ઘણી વખત જવું પડે છે તથા વખતને બદલે કવખતની વિશેષ મદદ લેવી પડે છે. એથી મ્હારી સ્ત્રીને સંદેહ કરવાની જે ટેવ હતી તે ઘણી અસાધ્ય બની ગઇ હતી. મ્હને ભય દેખાડવા તે કહેતી કે, ' તમે તમારી મરજી પડે ત્યા ફરો છો, કોઇ કોઈ વખતે તો ઘણા કાળ સુધી તમારું

દર્શન થતું નથી. મ્હારે માટે તમારા મનમા કાઇ શકા ઉપજતી નથી ?' હું તેને કહેતો કે, 'શકા કરવાનો જ અમારો ધધો છે અને તેથી જ હુ એને ઘરમા લાવતો નથી.'

સ્ત્રી કહેતી, "શકા કરવી એ અમારો સ્ત્રીઓનો ધધો નહિ પણ સ્વભાવ છે—જો મ્હને તમે લેશ માત્ર શકાનુ કારણ આપો તો હું શૂન્ય શૂય કરી નાખુ !"

ડિટેક્ટિવ લાઇનમા કીર્ત્તિ મેળવી સર્વોત્તમ નિવડવાની મ્હારી દૃઢ પ્રતિજ્ઞા હતી એ લાઇન સબધી સઘળી હકીકત અને સઘળા વાર્ત્તાઓના પુસ્તકોનુ એકાગ્રચિત્તથી મ્હે મનન કર્યું હતુ પરિણામે મ્હારા અસતોષ અને અધીરતામા ઘણી વૃદ્ધિ થઇ હતી

અસતોષ અને અધીરતા વધવાનુ કારણ એ હતુ કે, આપણા દેશના ગુન્હેગારો બ્હીકણુ અને મૂર્ખ હોય છે, તેમના ગુન્હા નજીવા તથા સરળ હોય છે આપણા દેશના ખૂનીઓ નરરક્તપાતની ઉત્કટ ઉત્તેજનાને કોઇ પણ પ્રકારે પોતાના મનમા દબાવી શકતા નથી લુચ્ચાઓ જે લુચ્ચાઇ કરે છે તે સહેલાઇથી પકડાઇ આવે છે. ગુન્હાની જાળમાથી છટકી જવાની યુક્તિઓ તેમને માલુમ હોતી નથી. આવા નિર્જીવ દેશમા ડિટેક્ટિવ થવામા સુખ નથી તથા ગૌરવ પણ નથી.

બડાબાજારના મારવાડી બદમાશોને સહેલાઇથી ગિરફતાર કરી ઘણી વખત મ્હે મ્હારા મન સાથે એમ કહ્યુ હતુ કે, "હે અપરાધીઓના કુળને કલકિત કરનારાઓ, બીજાના સર્વસ્વનો નાશ કરવો એ ગુણવાન્ ઉસ્તાદ લોકોનુ કામ છે, તમારા જેવા મૂર્ખાઓએ તો સાધુ તપસ્વી થવુ ઉચિત હતુ !" ખૂનીને પકડી તેને માટે મ્હે મ્હારા મનમા એમ કહ્યુ હતુ કે, "સરકારનો ઉચો ફાસીનો માચડો તમારા જેવા ગૌરવ વિનાના માણસો માટે નથી. તમારામા ઉદાર કલ્પનાશક્તિ નથી, કઠોર આત્મસયમ નથી, છતા તમે ખૂની થવાનુ સાહસ કરો છો ?"

કલ્પનાચક્ષુથી હુ જ્યારે લડન અને પારિસના રસ્તાની બન્ને બાજૂએ આવેલા માણુસોથી ભરેલા બ ગલાઓ જોતો ત્યારે મ્હારુ શરીર રોમાચિત થતુ હતુ. હુ મનમા ને મનમા વિચારતો કે, એ બ ગલાઓ અને ન્હાના મ્હોટા માર્ગોની અંદરથી જેવી રીતે જનપ્રવાહ, કર્મપ્રવાહ, ઉત્સવપ્રવાહ અને સૌન્દર્યપ્રવાહ હમ્મેશા વહી જાય છે તેવી જ રીતે સર્વત્ર ઘણા ભયકર અપરાધોનો પ્રવાહ તળીએથી રસ્તો કરી ચાલ્યો જાય છે. તેના સાન્નિધ્યથી જ યુરોપીય સામાજિકતાનો હાસ્યકૌતુક શિષ્ટાચાર આવી ભયકર રમણીયતા મેળવી શકયો છે. અમારા કલકત્તાના ખુલ્લી બારીઓવાળા મકાનોમા રસોઇ, ઘરકામ, પરીક્ષાનો અભ્યાસ, દામ્પત્યકલહ અને કોઇક જ સ્થળે ભાઇથી જૂદા પડી સપત્તિનો ભાગ મેળવવાની ફરિયાદની ચર્ચા સિવાય બીજુ કાર્ય નજરે પડતુ નથી— કોઇ એક મકાન તરફ જોતા એવો વિચાર નથી થઇ આવતો કે, આ ક્ષણે જ એ મકાનના કોઇ એક ખુણામા શયતાન બેઠો બેઠો પોતાની કાળી મુછો આમળતો હશે !

ઘણી વખતે હુ બ્હાર નીકળી પડી રસ્તે જતા આવતા પથિકોનાં મુખ તથા તેમના ચાલનુ સૂક્ષ્મદષ્ટિથી દર્શન કરતો હતો. જેમની રીતભાત સહજ પણ સદેહજનક જણાય તેમનુ અનુસરણ હુ અનેક વખતે ગુપ્ત રીતે કરતો હતો તેમના નામ ઠામ ઇતિહાસ વગેરેની ખબર મેળવતો તથા છેવટે મ્હારી પરમ નિરાશાસહિત તેઓ ઘણા સારા માણુસ જણાઈ આવતા. તેઓ એટલા બધા નિષ્કલક માલૂમ પડી આવતા કે, સ્નેહી સ્વજનો સુદ્ધાં તેમની ગેરહાજરીમા કોઇ પણ પ્રકારની તેમની ગંભીર નિદા કરતાં નહિ. પથિકોમાથી જેને મ્હે સહુના કરતા વિશેષ પાખડ ધાર્યો હોય તથા હમણા જ તે કોઇ એકાદ ઉત્કટ દુષ્કાર્ય કરી આવ્યાનું મ્હેં વિચાર્યું હોય તે તપાસને અંતે કોઇ નિશાળનો માસ્તર નીકળતો તથા એ વખતે જ નિશાળેથી છૂટી ઘર તરફ જાય છે એમ સિદ્ધ

ગતું. એ સઘળા માણસો જો બીજા દેશમા જન્મ પામ્યા હોત તો વિખ્યાત ચોર લૂટારા થઇ શકત, કેવળ જરૂરી જીવનશક્તિ અને બહાદુરીના અભાવે જ આપણા દેશમા તેઓ નિશાળના પ્રતુજી બને છે અને વૃદ્ધાવસ્થામા પેન્સન લઇ મરે છે. કોઈ ઘણા તુચ્છ ચાડકી કિંવા લોટો ચોરનાર માટે જેવી અશ્રધા ન જન્મી હોય તેવી અશ્રદ્ધા ઘણી તપાસને અંતે માસ્તર નીકળેલા જીવની ગભીર મૂર્ખતા ઉપર મ્હને ઉપજી હતી.

અંતે એક દિવસે સધ્યાકાળે મ્હારા મકાનથી થોડે દૂર આવેલા ગ્યાસપોસ્ટની નીચે મ્હે એક માણસને જોયો આવશ્યકતા સિવાય તે એક જ સ્થળે હરતો ફરતો હતો તેને જોતા જ તે કોઇ ગુપ્ત હેતુ પાર પાડવાના પ્રયત્નમા છે એમ હુ સ્પષ્ટ સમજી શક્યો અધકારમા છુપાઇ રહી મ્હે સ્પષ્ટતાથી તેની મુખમુદ્રા જોઇ લીધી તે ઉમ્મરે તરૂણ અને દેખાવમા સ્વરૂપવાન્ હતો. મ્હે મનમા ને મનમાં વિચાર્યું, ' દુષ્કર્મ કરવા માટે આ મુખમુદ્રા જ યોગ્ય છે પોતાનુ મુખસૌન્દર્ય જેમનો સહુથી મ્હોટો વિરુદ્ધ સાક્ષી હોય છે તેઓ સકળ પ્રકારના અપરાધના કાર્ય પ્રયત્નપૂર્વક ત્યજી દે છે, સત્કાર્ય કરી નિષ્ફળ થઇ શકે છે પરતુ દુષ્કર્મદ્વારા તેમને સફળતા પણ મળી શકતી નથી એ તરૂણના મુખની સુદરતા જ મ્હને તેની મ્હોટામા મ્હોટી બહાદુરી જણાઇ એ માટે અનેક ક્ષણ સુધી મનમા ને મનમા મ્હે તેની પ્રશસા કરી વિચાર્યું, ' ભગવાને એને જે દુર્લભ સગવડ આપી છે તેનો તે કાર્યક્ષેત્રમા યથારીતિ ઉપયોગ કરી શકે તો હુ તેને બહાદુર સમજુ ! '

અધકારમાથી તેની સ્હામે જઇ તેના ખભા ઉપર હાથ મુકી મ્હેં કહ્યું, " કેમ, સારા છોને ? "

આ શબ્દો સાભળી પુષ્કળ ચમકી ઉઠી તે એકદમ ચીકો

પડી ગયો મ્હે કહ્યું. " માફી આપજો મ્હારી ભૂલ થઇ છે. મળતા ચહેરાની મોહકાણુને લીધે મ્હારાથી ભ્રમ થઇ ગયો છે ! " પછી મનમા કહ્યુ, " ભૂલ કે ભ્રમ જેવુ મ્હે કાઇ કર્યું નથી. મ્હારી ધારણા ખરી લાગે છે ! છતા એણે વિશેષ ચમકી ઉઠી અનુચિત કાર્ય કર્યું છે " એની એ ભૂલ જોઈ હુ સહજ દિલગીર થયો. તેણે પોતાના શરીરને વિશેષ કાબૂમા રાખવાની જરૂર હતી, પરતુ શ્રેષ્ઠતાનો સપૂર્ણ આદર્શ અપરાધી વર્ગમા પણ ભાગ્યે જ જોવામાં આવે છે ચોરને પણ સર્વશ્રેષ્ઠ ચોર બનાવવામા પ્રકૃતિ કૃપણુતા કરે છે

તેની નજર આગળથી ખસી ગયા પછી મ્હે તેને ગ્યાસપોસ્ટ છોડી ચાલ્યો જતો જોયો તેની પાછળ પાછળ જતા અતે મ્હે તેને ગોલદિઘિની અદર જઇ પુષ્કરિણીના તીરે તૃણશય્યા ઉપર સૂઇ રહેતા જોયો. મ્હે વિચાર્યું, ઉપાયની ચિતા કરવાનુ આ પણ એક સ્થાન છે. ગ્યાસપોસ્ટ કરતા આ સ્થાન વિશેષ ઉત્તમ છે. આ સ્થળે જો કોઇ એને જુએ તો કેવળ એટલો જ સદેહ કરી શકે કે, એ તરૂણ અધકારમય આકાશમા પ્રેયસીના મુખચંદ્રને અકિત કરી કૃષ્ણપક્ષની રાત્રિનો અભાવ પૂરણ કરે છે ધીમે ધીમે એ તરૂણ તરફ મ્હારુ ચિત્ત વિશેષ આકર્ષાવા લાગ્યુ.

તપાસ કરી તે કયા રહેછે એ મ્હે જાણી લીધુ. એનુ નામ મન્મથ હતુ એ કૅાલેજનો વિદ્યાર્થી હતો પરીક્ષામા નપાસ થઇ ગ્રીષ્મની રજાઓમા તે ફર્યા કરતો હતો. તેના મકાનમાં બીજા જે વિદ્યાર્થીઓ રહેતા હતા તેઓ પોત પોતાને ગામ ચાલ્યા ગયા હતા. આ તરૂણને કયો દુષ્ટ ગ્રહ રજા આપતો નહોતો એ શોધી કાઢવાનો મ્હે સકલ્પ કર્યો.

મ્હે પણ વિદ્યાર્થીનો વેશ ધારણ કરી તેના મકાનમાંનો એક ભાગ કબ્જે કર્યો. પહેલે દિવસે મ્હને જોઇ તેના મુખે જે ભાવ ધારણ કર્યો તે ભાવ કેવો હતો એ હુ સમજી શકયો નહિ. તે

સહજ વિસ્મત બન્યો હોય, મ્હારો વિચાર જાણી ગયો હોય એવો ભાવ દેખાયો. હું સમજી શક્યો કે, શિકારીને માટે એ યોગ્ય શિકાર છે, એને સહેલાઇથી છેતરી શકાશે નહિ

આમ છતા મ્હે જ્યારે તેની સાથે સ્નેહસબધ બાધવાનો પ્રયત્ન કર્યો ત્યારે તે સહજ પણ દ્વિધા સિવાય મ્હારો સ્નેહી બની ગયો. વિચાર કરી જોતા મ્હે એમ ધાર્યું કે, એ પણ મ્હને બારીક નજરથી જુએ છે—એ પણ મ્હને ઓળખવાનો પ્રયત્ન કરે છે. મનુષ્યચરિત્ર જાણવા માટે હમ્મેશા સાવધાન રહેવુ એ ઉસ્તાદનું લક્ષણ છે. આટલી ન્હાની ઉમ્મરમા તેની અપાર ચતુરાઇ જોઈ હું ઘણો ખુશી થયો

મ્હે વિચાર્યું કે, એક રમણીને વચ્ચે લાવ્યા સિવાય એ અસાધારણ ધુર્ત્ત તરુણના હૃદયનુ દ્વાર સહેલાઇથી ખોલી શકાશે નહિ.

એક દિવસે ગદ્ગદ કંઠે મ્હે મન્મથને કહ્યુ, " ભાઇ ! એક સ્ત્રીને હું ચ્હાઉં છુ, પરતુ એ સ્ત્રી મને ચ્હાતી નથી. "

પ્રથમ તો કાંઇક ચકિત ભાવથી એ મ્હારા તરફ જોઇ રહ્યો. ત્યાર પછી સહજ હસીને તેણે કહ્યુ, " ઘણે સ્થળે એવું બને છે. એવી મજાહ કરવાને માટે વિનોદિની વિધાતાએ નરનારીમા ભેદ કરેલો છે. "

મ્હે કહ્યુ—" એ વિષયમા હુ તમારી સલાહ અને સહાય ઇચ્છું છુ " તે સમત થયો

જોડી કાઢીને મ્હે તેને ઘણો ઇતિહાસ કહ્યો આગ્રહ અને કુતૂહલસહિત તેણે સઘળી હકીકત સાભળી, પરતુ તે પોતે વિશેષ કાંઇ બોલ્યો નહિ મ્હારી એવી માન્યતા હતી કે, પ્રેમની–મુખ્ય ત્વે કરીને તિરસ્કારપાત્ર પ્રેમની—વાત કહેવામા આવતા મનુષ્યોની અંદર અંતરગતા સત્વર વધી જાય છે, પરતુ વર્ત્તમાન ક્ષેત્રમાં એવું કોઇ લક્ષણ જોવામા આવ્યુ નહિ એ તરણ પ્રથમના કરતા

જાણે કે વિશેષ ચુપ થઇ ગયો, છતા તેણે સઘળી હકીકત ધ્યાનમા લઇ લીધી. એ તરુણ તરફની મ્હારી ભક્તિની સીમા રહી નહિ

બીજી તરફ મન્મથ હમ્મેશા છુપી રીતે બારણા બધ કરી કાઈ કરતો હતો

તેનો ગુપ્ત ઉદ્દેશ કયા સુધી કેવી રીતે અગ્રેસર થતો હતો એ હુ સમજી શકતો નહોતો કોઈ એક ગૂઢ કાર્યમા તે ગુથાયો છે તથા તેનુ કાર્ય હમણા ઘણુ પરિપક્વ થયુ છે એમ હુ એનુ મુખ જોઇ સમજી શકતો હતો બજારમાથી કુચી મેળવી છુપી રીતે તેનુ ટેબલ ઉઘાડી જોયું હતુ એ ટેબલમા નહિ સમજી શકાય એવી કવિતાઓની એક ચોપડી, કૉલેજના લેક્ચરોની નોટ તથા ઘરના માણસોના સામાન્ય પત્રો સિવાય બીજુ કાઇ જોવામા આવ્યુ નહોતુ. ઘરના પત્રો ઉપરથી કેવળ એટલુ જાણી શકાયુ હતુ કે, ઘેર આવવા માટે સગા સબધીઓએ વારવાર આગ્રહ કરીને લખ્યુ હતુ, છતા ગમે તે કોઇ એક ગુપ્ત કારણને લીધે એ ઘેર ગયો નહોતો. એ કારણ જો ન્યાયોચિત હોત તો વાતમા ને વાતમા અત્યાર સુધીમા હુ જાણી શકયો હોત, પરતુ કારણ તદ્દન વિરુદ્ધ હોવાના સભવથી જ એ તરુણની હિલચાલ અને ઇતિહાસ મ્હારી પાસે અત્યત ઉત્સુકતાજનક થઇ ગયા હતા — જે અસામાજિક મનુષ્યસપ્રદાય પાતાળને તળીએ સપૂર્ણ છુપાઇ રહી આ બૃહત્ મનુષ્યસમાજને સદા સર્વદા નીચેથી હલાવ્યા કરે છે તે જ વિશ્વવ્યાપી બહુ પુરાતન બૃહત્ જાતિનુ આ તરુણ એક અગ છે, એ કાઈ કૉલેજનો સામાન્ય વિદ્યાર્થી નથી, એ જગતના હૃદય ઉપર વિહાર કરનાર સર્વનાશિનીનો એક પ્રલયસહચર છે-વર્ત્તમાનકાળના વસમાં પહેરેલા ભોળા બગાળી વિદ્યાર્થીના વેશમા એ કૉલેજનો અભ્યાસ કરે છે—નરમુણ્ડધારી કાપાલિકના વેશમા એની ભયકરતા મ્હારુ આટલુ બધુ આકર્ષણ કરી શકત નહિ,-હુ એની ભક્તિ કરુ છુ

અંતે શરીરધારી રમણીને કાર્યક્ષેત્રમાં ઉપસ્થિત કરવી પડી પોલિસનો પગાર ખાનાર હરિમતિએ મ્હને મદદ કરી મન્મ થને મ્હેં એમ જણાવ્યું કે, હું એ હરિમતિનો હતભાગ્ય પ્રણ- યાકાંક્ષી છું મન્મથ સાથે ફરવા જઇ ગોળદિઘિના કિનારા ઉપર બેસી હરિમતિને ઉદ્દેશી મ્હેં 'પુન ગગને કેમ ચંદ્રનો ઉદય થાય ' ' એ કવિતા વારંવાર ગાઇ હરિમતિએ પણ કાંઇક અંતરથી અને કાંઇક હાવભાવથી એવું જણાવ્યું કે, તેણે તેનું ચિત્ત મન્મથને સમર્પણ કર્યું છે આમ છતાં ધારવા જેવું ફળ આવ્યું નહિ મન્મથ નિર્લિપ્ત ભાવથી અને દૃઢ કૌતૂહલથી એ બધું જોવા લાગ્યો

એવામાં એક દિવસે મધ્યાન્હે મન્મથના ટેબલ ઉપરથી ફાડી નાખવામાં આવેલા કાગળની કેટલીક કાપલીઓ મ્હારા હાથમાં આવી કાપલીઓ સાંધીને એક અપૂર્ણ વાક્ય હું વાંચી શક્યો, 'આજે સંધ્યાકાળે સાત વાગ્યે છૂપી રીતે તમારા મકાને–' ઘણી મહેનત કરવા છતાં વિશેષ કાંઇ હું જાણી શક્યો નહિ

મ્હારું અંતઃકરણ હર્ષની વિશેષતાથી નૃત્ય કરવા લાગ્યું માટીની અંદરથી કોઇ વિલુપ્ત થઇ ગયેલા વંશના પ્રાણીના હાડકાંનો એક કકડો મળી આવવાથી પુરાતત્વવિદની કલ્પના અપાર આનંદથી જેવી જાગ્રત બની જાય તેવી જ મ્હારી સ્થિતિ થઇ

આજે રાત્રે દશ વાગ્યે હરિમતિ અમારે મકાને આવવાની હતી એ હું જાણતો હતો આમ છતાં મન્મથ સાત વાગ્યાના અંદર શો ખેલ ખેલવાનો હતો ! એનું સાહસ અને બુદ્ધિ પ્રશંસ- નીય છે જો કોઈ છૂપા ગુન્હાનું કામ કરવું હોય તો જે દિવસે ઘેર વિશેષ ધમાલ હોય એ દિવસે અવકાશ શોધીને કરવું સારું છે. પ્રથમ તો મુખ્ય પ્રકાર તરફ સહુની દૃષ્ટિ ખેંચાયલી રહે છે અને બીજું એ કે, જે દિવસે જે સ્થળે વિશેષ સમાગમ હોય છે

તે દિવસે તે સ્થળે ઇચ્છાપૂર્વક કોઇ છુપુ કામ કરે એ કોઇને સંભવિત લાગતુ નથી

એકાએક એવો સંદેહ થયો કે, મ્હારી સાથેના નવીન બંધુત્વ તથા હરિમતિ સાથેના પ્રેમાભિનયને પણ મન્મથ કાર્યસિદ્ધિના ઉપાય માટે અનુકૂળ કરે છે એટલા માટે જ તે ફસાતો નથી તથા અલગ પણ થઇ જતો નથી.

એક વખત તર્કદૃષ્ટિથી વિચાર કરી જોઇએ જે વિદેશી વિદ્યાર્થી રજાના વખતમા સગા સંબંધીઓના આગ્રહ અને વિનયનો તિરસ્કાર કરી ખાલી મકાનમા એકલો પડી રહે છે, તેને નિર્જન સ્થાનની વિશેષ જરૂર છે એ માટે કોઇને સંદેહ રહે તેમ નથી વળી મ્હે તેના મકાનમા આવી તેની નિર્જનતાનો ભંગ કર્યો છે તથા એક રમણીની અવતારણા કરી નવીન ઉપદ્રવ ઉત્પન્ન કર્યા છે આમ છતા એ વિદ્યાર્થી વિરક્ત થતો નથી, મકાનનો ત્યાગ કરતો નથી, અમારી સોબતથી દૂર રહેતો નથી એ બધુ હોવા છતા હરિમતિ કિંવા મ્હારે માટે તેના મનમાં સહજ પણ આસક્તિ ઉપજી નથી એ સંપૂર્ણ સત્ય છે, ઉલટુ તેની બેદરકાર સ્થિતિ વખતે અમારા બન્નેના તરફ તેનો આંતરિક તિરસ્કાર પ્રબળ થતો જોવામા આવ્યો છે એ સર્વનુ તાત્પર્ય કેવળ એજ છે, કે સંજનતાના વેશનુ રક્ષણ કરી નિર્જનતાની સગવડ ભોગવવી હોય તો મ્હારા જેવા નવા ઓળખીતા માણસને પાસે રાખવા એ જ ઉત્તમ ઉપાય છે. વળી કોઇ પણ વિષયમા સર્વાંશે લિપ્ત થઇ જવા માટે રમણીના જેવુ બીજુ કોઇ ઉત્તમ સાધન નથી. પહેલા મન્મથનુ વર્તન નિરર્થક અને સંદેહજનક હતુ, પરંતુ મ્હારા આવ્યા પછી એ વર્તન સર્વાંશે બદલાઇ ગયુ. આટલી બધી વાતોનો ક્ષણકાળમા જ વિચાર કરી શકે એવો પ્રખર કલ્પનાવાળો માણસ આપણા બંગાળા દેશમા પણ જન્મી શકે છે એવો ભાવ ઉપજતા મ્હારુ હૃદય ઉત્સાહિત થઇ ગયુ.

તે દિવસે મન્મથના મુલાકાત થતાંની સાથે મ્હે તેને કહ્યું – " આજે સંધ્યાકાળે સાત વાગ્યે તમને હૉટેલમાં ભોજન કરાવવાનો મ્હે દૃઢ નિશ્ચય કર્યો છે. "

મ્હારું વાક્ય સાંભળી તે થોડો ચમક્યો પછી આત્મસંવરણ કરી તેણે કહ્યું –" ભાઈ ! મ્હને ક્ષમા આપો, આજે મ્હારા પાકયંત્રની સ્થિતિ ઘણી શોચનીય છે. "

હૉટેલમાં જમવા માટે કદાપિ કોઇ પણ કારણથી મન્મથની અરૂચિ પહેલા જોવામાં આવી નહોતી, પરંતુ પોતાનો ઉદ્દેશ પાર પાડવાના દૃઢ નિશ્ચયને લીધે જ આજે તેણે અરૂચિ બતાવી છે એમ હું સમજ્યો.

એ દિવસે સંધ્યાકાળ સુધી કામકાજને અંગે હું બ્હાર જવાનો હતો તથા એ વાત મન્મથ જાણતો હતો છતાં બ્હાર નહિ જતાં આડી અવળી વાતો માંડી હું ઘરમાં જ હાજર રહ્યો મન્મથ મનમાં ને મનમાં ઘણો અસ્થિર બની ગયો, હું જે કાંઇ કહેતો તેમાં તે હા એ હા ભણતો હતો, કોઇ પણ તર્કનો તે બિલકુલ વિરોધ કરતો નહોતો. અંતે ઘડીઆળ તરફ જોઇ વ્યાકુળ ચિત્તે ઉઠી ઉભા થઈ તેણે કહ્યું —આજે હરિમતિને તેડી લાવવા નથી જવું કે ? "

મ્હે આશ્ચર્ય દર્શાવી કહ્યું –" બરાબર છે, એ વાત તો હું ભૂલી ગયો હતો તમે રસોઇ તૈયાર કરી રાખજો હું બરાબર સાડા દશ વાગ્યે હરિમતિને અત્રે લઇ આવીશ " એમ કહી હું ચાલ્યો ગયો

મ્હારા આખા શરીરની અંદર આનંદનો નશો સંચાર કરવા લાગ્યો. સંધ્યાકાળના સાત વાગ્યા તરફ મન્મથની જે ઉત્સુકતા જોવામાં આવી તેનાથી મ્હારી ઉત્સુકતા કાંઇ ઓછી ન હોતી હું મ્હારા મકાનથી થોડે દૂર છુપાઈ રહી પ્રિયાને મળવા અધીર બનેલા પ્રેમિકની માફક વારંવાર ઘડીઆળ જોવા લાગ્યો.

સધ્યાનો અધકાર ફેલાયા પછી રાજમાર્ગ ઉપર જ્યારે આસના દીવા સળગવાનો વખત થયો ત્યારે એટાએક એક પર્દાવાળી પાલખીએ અમારા મકાનમા પ્રવેશ કર્યો. એ પર્દાથી ઢકાયલી પાલખીની અદર આસુથી ભીજાયલુ અને ઘુમટામા છુપાયલુ એક પાપ—એક મૂર્તિમતી ટ્રેજેડી કૉલેજની બોર્ડિંગના કેટલાક ઓઢીયા મજુરોને ખભે ચઢી અનાયાસે પ્રવેશ કરે છે એવી કલ્પના કરી મ્હારા સર્વ શરીરમા અપૂર્વ પુલકનો સચર થયો

હવે હું વિલબ કરી શકયો નહિ થોડા વખત પછી દાદર ચઢી હુ બીજે મજલે ગયો છુપાઇ રહીને બધુ જેવા સાભળવાની ઇચ્છા હોવા છતા એમ બન્યુ નહિ કારણ દાદરની તરફ મ્હો કરી મન્મથ બેઠો હતો. ઘરના બીજા ખુણામા પેલી બાજૂ મ્હો કરી એક ઘુમટાવાળી નારી મૃદુ સ્વરે વાત કરતી બેઠી હતી મ્હને જ્યારે એમ લાગ્યુ કે, મન્મથ મ્હને જોઇ શકયો છે ત્યારે ઝડપથી એ ઓરડામા પ્રવેશ કરી મ્હે કહ્યુ—" ભાઇ ! હુ મ્હારુ ઘડીઆળ ભૂલી ગયો હતો તે લેવા આવ્યો છુ " મન્મથની સ્થિતિ એવી બની ગઇ કે હમણા જ તે જમીન ઉપર પડી જશે એમ લાગ્યુ. કૌતુક અને આનદથી અતિશય વ્યગ્ર બની જઇ મ્હે કહ્યુ—" ભાઇ ! તમારી તબિયત બગડી છે કે ? "

મન્મથ કાઇ ઉત્તર આપી શકયો નહિ. મ્હે પેલી લાકડાની પુતળી જેવી બની ગયેલી ઘુમટાવાળી નારી તરફ જોઇને પૂછ્યુ, " તમે મન્મથના શા સગા થાઓ છો ? "

કાંઇ ઉત્તર મળ્યો નહિ, પરતુ તરત જ મ્હને માલૂમ પડયુ કે એ મન્મથની સગી નહોતી,—મ્હારી જ સ્ત્રી હતી ! ત્યાર પછી શુ થયુ એ સહુ જાણે છે.

ડિટેક્ટિવનુ પદ પ્રાપ્ત કર્યા પછી મ્હે આ પહેલો ચોર પકડયો હતો

કેટલીક ક્ષણ પછી મ્હે ડિટેક્ટિવ મહિમચદ્રને કહ્યુ—" મન્મથની સાથે તમારી સ્ત્રીનો સબધ સમાજ વિરુદ્ધ ન પણ હોઇ શકે. "

મહિમે કહ્યુ —" ખરી વાત છે મ્હારી સ્ત્રીની પેટીમાંથી મન્મથનો આ પત્ર મળી આવ્યો છે " આમ કહી તેણે એક પત્ર મ્હારા હાથમા આપ્યો એ પત્ર અત્રે પ્રકાશિત કરવામાં આવે છે

" શ્રીમતિ !

" હતભાગ્ય મન્મથની વાત આટલા દિવસમા તમે ભૂલી ગયાં હશો એમ ધારુ છુ બાલ્યાવસ્થામા કાળીવાડીમા હુ મ્હારે મોસાળ આવતો ત્યારે હમ્મેશા તમારે ઘેર આવી તમારી સાથે રમત ગમત કરતો હતો આપણી એ રમતગમત તથા તેનો સબધ હવે દૂર થઇ ગયો છે તમે જાણો છો કે કેમ એ હુ કહી શકતો નથી, પરતુ એક વખતે ધીરજનુ બધન તોડી નાખી, શર્મને હાંકી કાઢી તમારી સાથે વિવાહ થાય એવા પ્રયત્ન પણ મ્હે કર્યો હતો, પરતુ આપણી બન્નેની ઉમ્મર સરખી હોવાથી બન્ને પક્ષના વડિલોએ એ સબધ બાધવાનુ ઉચિત ધાર્યું નહોતુ

" પછી તમારો વિવાહ થયો. ચાર પાચ વર્ષ સુધી તમારી કાઈ ખબર મ્હને મળી નહિ આજકાલ કરતા પાચ માસથી તમારા પતિ પોલિસ ખાતામા નોકરી કરી શહેરમા આવ્યા છે એવી ખબર મળ્યા પછી તપાસ કરી મ્હે તમારુ રહેઠાણ શોધી કાઢ્યુ છે.

" તમારી મુલાકાત કરવાની અનુચિત આશા હુ રાખતો નથી તથા ઇશ્વર જાણે છે કે તમારા સસારસુખમા ઉપદ્રવની માફક પ્રવેશ કરવાની મ્હારી ઇચ્છા નથી. સધ્યા સમયે તમારા મકાનની સ્હામે આવવા ગ્યાસપોષ્ટ નીચે હુ સૂર્યોપાસકની માફક ઉભો રહુ છુ——તમે હમ્મેશા બરાબર સાડા સાત વાગે એક સળગતો કેરોસિન લૅમ્પ લઇ બીજા માળની દક્ષિણ તરફ આવેલી કાચની બારી પાસે આવો છો તથા ત્યા લૅમ્પ મૂકો છો એ વખતે ક્ષણ કાળ માટે દીપકના પ્રકાશથી ઉજ્જ્વલ બનેલી તમારી પ્રતિમાનું હુ દર્શન કરી શકુ છુ. તમારા સબધી કેવળ આટલો જ મ્હારો અપરાધ છે

"અત્યાર સુધીમા દૈવયોગે તમારા પતિ સાથે મ્હારો પરિચય તેમજ સ્નેહસબધ થયો છે. તેમનુ જે ચરિત્ર મ્હારા જોવામા આવ્યુ છે તે ઉપરથી હુ સમજી શક્યો છુ કે તમારુ જીવન બિલકુલ સુખી નથી તમારા તરફ સમાજની દૃષ્ટિએ મ્હારો કોઈ અધિકાર નથી; પરતુ જે વિધાતાએ તમારા દુખને મ્હારા દુખમા ફેરવી નાખ્યુ છે તેણે એ દુખ દૂર કરવાનો ભાર મ્હારા ઉપર સ્થાપન કર્યો છે

"આથી કરી મ્હારા સાહસ માટે મ્હાને ક્ષમા આપી શુક્રવારે સધ્યાકાળે બરાબર સાત વાગ્યે પાલખીમા બેસી ફક્ત વીસ મિનીટ માટે મ્હારા નિવાસસ્થાને આવજો. હુ તમને તમારા પતિ સંબધી કેટલીક ગુપ્ત વાત કહેવા ઇચ્છુ છુ. જો વિશ્વાસ ન કરી શકતા હો, પણ સહન કરી શકતા હો તો એ સબધીનુ પ્રમાણ પણ હું બતાવી શકુ તેમ છુ. તે સાથે તમને કેટલીક સલાહ આપવા ઇચ્છુ છુ ભગવાનને અતરમાં રાખી હુ એવી આશા ધરાવુ છુ કે, મ્હારી સલાહ પ્રમાણે ચાલવાથી એક દિવસે તમે અવશ્ય સુખી થઇ શકશો

"મ્હારો ઉદ્દેશ સર્વાશે નિસ્વાર્થ નથી,—ક્ષણ કાળ માટે તમને હું મારી પાસે જોઇશ, તમારી વાત સાભળીશ તથા તમારા ચરણતળના સ્પર્શથી મ્હારા ઘરને ચિરકાળ માટે સુખસ્વપ્ન-મડિત બનાવી શકીશ એ આકાક્ષા પણ મ્હારા અતરમા છે. જો મ્હારો વિશ્વાસ ન હોય તથા આ સુખથી મ્હને વચિત કરવાની ઇચ્છા હોય તો મ્હને તેમ લખજો—એના ઉત્તરમા પત્રદ્વારા હું સઘળી હકીકત લખી જણાવીશ. જો પત્ર લખવા માટે હુ અયોગ્ય લાગું તો આ પત્ર તમારા પતિને બતાવજો—પછી મ્હારે જે કાઇ કહેવાનુ છે તે હુ તેમને જ કહીશ

નિરતર શુભાકાક્ષી

શ્રી મન્મથનાથ મજુમદાર"

# અતિથિ



(૧)

કાંઠાલિયાના જમીનદાર મોતિલાલ બાબુ નૌકામા બેસી પરીવારસહ સ્વદેશમા જતા હતા. રસ્તે મધ્યાન્હકાળે નદીતીરના એક ઘાટ પાસે નૌકા બાધી રસોઇની ગોઠવણ કરવામા આવતી હતી એવામા એક બ્રાહ્મણ બાળકે આવીને પૂછ્યુ –"બાબુ તમે કયા જાઓ છો ? "

મોતીબાબુએ ઉત્તર આપ્યો–" કાંઠાલિયા. "

બ્રાહ્મણ બાળકે કહ્યુ –" નન્દીગામ સુધી મ્હને સાથે લઇ જઇ શકશો ? "

બાબુએ સંમતિ દર્શાવી પૂછ્યુ –" ત્હારૂં નામ શુ છે ? "

બ્રાહ્મણ બાળકે કહ્યુ –" મ્હારુ નામ તારાપદ છે "

એ ગૌરવર્ણ બાળક દેખાવમા ઘણો સુંદર હતો મ્હોટી આંખો તથા પ્રસન્ન હાસ્યમય ઓષ્ઠાધર ઉપર એક પ્રકારની લલિત કોમળતા દેખાતી હતી તેણે એક મલિન ધોતીઉ પહેરેલુ હતુ. તેના ખુલ્લા શરીર ઉપર બિલ્કુલ આડંબર નહોતો. કોઇ શિલ્પીએ જાણે કે પોતાની સઘળી કળા વાપરીને એ દેહ ઘડ્યો હતો તે જાણે કે પૂર્વજન્મમા એક તાપસ બાળક હતો તથા નિર્મળ તપસ્યાના પ્રભાવથી તેના મુખ ઉપર બ્રહ્મતેજ પ્રકાશી નીકળ્યુ હતુ.

મોતીબાબુએ પરમ સ્નેહપૂર્વક કહ્યુ –" ભાઇ ! તું સ્નાન કરી આવ ત્હારા ભોજનની વ્યવસ્થા અત્રે જ થશે "

તત્કાળ તારાપદ રસોઇની તૈયારી કરવામા રોકાઇ ગયો. મોતીબાબુનો નોકર હિંદુસ્તાની હતો. બંગાળી રસોઇ બનાવવામાં તે જોઇએ એવો હોશિયાર નહોતો તારાપદે તેનું કામ અલ્પ કાળમા જ સમ્પન્ન કર્યું તથા એક બે જાતના શાક ઘણી નિપુણતાથી

તેણે બનાવ્યા રસોઇ તૈયાર થઈ ગયા પછી તારાપદે નદીસ્નાન કરી એક પોટલી છોડી એક સફેદ વસ્ત્ર પહેર્યું તથા કાસકીથી પોતાના મ્હોટા વાળ ઓળી ગ્રીવા ઉપર યથાસ્થિત કર્યા. પછી તે પાછો મોતીબાબુ પાસે હાજર થયો.

પછી મોતીબાબુ તારાપદને એ મ્હોટી નૌકાની અંદર લઇ ગયા ત્યાં મોતીબાબુની પત્ની તથા નવ વર્ષની એક કન્યા બેઠી હતી. આ સુંદર બાળક નજરે પડતા મોતીબાબુની પત્ની અન્નપૂર્ણાનું હૃદય સ્નેહાવેગથી ઉછળી આવ્યુ. મનમા ને મનમા તેણે કહ્યુ, અહા ! કોનો છોકરો ક્યા આવી ચઢયો છે ! એની માતા એના વિયોગે કેવી રીતે જીવી શકતી હશે ? ! —"

યથા સમયે મોતીબાબુ અને તારાપદ માટે બે આસન પાસે પાસે ગોઠવાયા. બાળક ભોજન કરવામા જોઇએ એવો ચાલાક નહોતો. એનો સામાન્ય આહાર જોઇ એ શર્માય છે એમ અન્નપૂર્ણાએ વિચાર્યું. તેને વિશેષ જમવાનો ઘણો આગ્રહ કરવામા આવ્યો, પરંતુ તેના ખોરાકનું પ્રમાણ ન જ વધ્યુ તેણે કોઇના આગ્રહ તરફ ધ્યાન આપ્યુ નહિ. એમ માલૂમ પડ્યુ કે, તારાપદ પોતાની મરજી પ્રમાણે જ વર્તતો હતો, છતાં તેના એ વર્તનમા દુરાગ્રહ દેખાતો નહિ. તેના વ્યવહારમા બિલ્કુલ લજ્જા નહોતી.

સહુના ભોજન કરી રહ્યા પછી અન્નપૂર્ણા તેને પોતાની પાસે બેસાડી પ્રશ્નો પૂછી તેનો ઇતિહાસ જાણવા લાગી વિશેષ કાંઇ હકીકત તેના જાણવામા આવી નહિ. ટૂંકમા કેવળ એટલુ જ જાણવામા આવ્યુ કે, સાત આઠ વર્ષની ઉમ્મરે જ તારાપદ ઘેરથી પલાયન કરી બ્હાર નીકળી પડ્યો હતો

અન્નપૂર્ણાએ પૂછ્યુ –" ત્હારી બા નથી ! "

તારાપદે કહ્યુ –"છે "

અન્નપૂર્ણાએ પૂછ્યુ–" તે તને ચ્હાતી નથી કે ? "

આ પ્રશ્નથી ઘણુ આશ્ચર્ય પામી હાસ્ય કરી તારાપદે કહ્યુ -" શા માટે ન ન્હાય?"

અન્નપૂર્ણાએ કહ્યુ -" ત્યારે તુ તેનો ત્યાગ કરી શા માટે નાસી છુટયો!"

તારાપદે કહ્યુ.-" તેને બીજા ચાર છોકરા અને ત્રણ છોકરીઓ છે?"

બાળકના આવા અદ્‌ભુત ઉત્તરથી દુખી થઇ અન્નપૂર્ણાએ કહ્યુ -" વાહ! આ તુ કેવી વાત બોલે છે! પાચ આગળીઓ છે તેથી એક આગળીનો ત્યાગ કરી શકાય કે?"

તારાપદની ઉમ્મર ન્હાની હતી તથા તેનો ઇતિહાસ પણ ઘણો ટૂકો હતો તારાપદ પોતે તદ્દન નવીન હતો તે તેના માતા પિતાનો ચતુર્થ પુત્ર હતો શૈશવાવસ્થામા જ તે પિતૃહીન થયો હતો ઘણા સતાનવાળા ઘરમા પણ તારાપદ ઘણા પ્રેમને મેળવી શકયો હતો મા, ભાઇ, બ્હેન તથા આડોશી પાડોશીઓનો તેના ઉપર અપાર પ્રેમ હતો શિક્ષાગુરુ પણ તારાપદને મારતા નહોતા અને જો કદાચ મારતા તો તેથી તારાપદના સગાસબધી તથા આડોશીપાડોશીને પણ ઘણુ દુખ થતુ હતુ આવી સ્થિતિમા ઘેરથી પલાયન કરી જવાનું તેને માટે કાઇ કારણ નહોતુ જે ઉપેક્ષિત રોગી બાળક હમ્મેશા ચોરી કરેના વૃક્ષફળ અને લોકોનો એ કૃળોથી ચારગણો માર ખાતો હતો, માર ખાઇ જુલ્મ ગુજારતી માતા પાસે પડી રહેતો હતો તે ઘરમા જ રહ્યો અને આખા ગામનો સ્નેહ સપાદન કરનાર આ તારાપદ એક વિદેશી રામલીલા મડળીમા ભળી જઇ કોઇ પણ પ્રકારની દ્વિધા અનુભવ્યા સિવાય ઘરનો ત્યાગ કરી ચાલ્યો ગયો.

સઘળા માણસો શોધ કરી તારાપદને પાછો ગામમા લઇ આવ્યા. તેની માતાએ તેને હૃદય સરસો ચાપી પુષ્કળ અશ્રુજળ વર્ષાવ્યુ, તારાપદની બ્હેનોએ ઘણું રુદન કર્યુ તેના મ્હોટા ભાઇએ

વડિલનું કઠોર કર્તવ્ય પાળવાના હેતુથી તેને સામાન્ય પ્રકારનું શાસન કરવાનો પ્રયત્ન કરી છેવટે વ્યથિત ચિત્તે ઘણો પ્રેમ દર્શાવ્યો અને પુરસ્કાર આપ્યો. ફળીઆની છોકરીઓએ તારાપદને પોતાને ઘેર લઈ જઇ વિવિધ પ્રકારના પ્રલોભનો તથા પ્રેમ દર્શાવી તેને વશ કરવાનો પ્રયત્ન કર્યો પરંતુ તારાપદ એ સઘળા સ્નેહ-બન્ધનોને વેઠી શક્યો નહિ. તેના જન્મનક્ષત્રે તેને ઘર વગરનો જ કર્યો હતો. તે જ્યારે નદીમા વિદેશી નૌકાને ગાલ ભરી ચાલી જતી જોતો, ગામની ભાગોળે વટવૃક્ષ નીચે જ્યારે કોઇ દૂર દેશમાથી એક સન્યાસીને આવેલો જોતો ત્યારે પૃથ્વી બ્હારની સ્નેહશૂન્ય સ્વાધીનતા માટે તેનુ ચિત્ત અશાન્ત બની જતું હતું. ઉપરા ઉપરી તે બેત્રણ વખત પલાયન કરી ગયો એટલે સગાસબધીઓએ તથા ગામના માણુસોએ તેની આશાનો ત્યાગ કર્યો.

પ્રથમ તે રામલીલાની મડળીમા જોડાયો હતો એ મડળીનો માલિક જ્યારે તેના ઉપર પુત્ર જેવો પ્રેમ કરવા લાગ્યો તથા મડળીના ન્હાના મ્હોટા સઘળા માણુસોનો તે પ્રિયપાત્ર બની ગયો, અનેક સ્થળે પુરનારીઓ તેને જ્યારે અતઃપુરમા બોલાવી સ્નેહ દર્શાવવા લાગી ત્યારે એક દિવસે કોઇને કાઇ ખબર આપ્યા સિવાય તે ક્યા ગુમ થઈ ગયો એ વિષયનો કોઈ પત્તો મેળવી શકાયું નહિ.

હરિણશિશુની માફક તારાપદ બધનથી બ્હીતો હતો તથા હરિણુની માફક જ સગીતથી તે મુગ્ધ બની જતો હતો એ સગીત-પ્રિયતાને લીધે જ પ્રથમ ઘર ઉપર તેને વિરાગ ઉપજ્યો હતો ગાનના સુરથી તેની સઘળી નસો નાચી ઉઠતી હતી તથા ગાનના તાલથી તનુ સર્વાંગ આન્દોલિત થતુ હતુ તે જ્યારે ઘણો ન્હાનો હતો ત્યારે પણ સગીત સભામા એવા ગભીર પુખ્ત ભાવથી આત્મભાન ભૂલી બેઠા બેઠા ડોલતો હતો કે એ પ્રકાર જોઇ પ્રૌઢ માણુસો મહા કષ્ટે હાસ્ય રોકી શકતા હતા સગીત ઉપરાત બીજી પણ કેટલીક વાતોથી તારાપદનું ચિત્ત ઉચ્છૃખલ બની જતુ હતુ વૃક્ષોની

ડાળીઓ અને પાદડા ઉપર જ્યારે શ્રાવણની વૃષ્ટિધારા પડતી હતી, આકાશમા મેઘગર્જના થતી, અરણ્યની અંદર માતૃહીન દૈત્યશિશુની માફક વાયુ રુદન કરતો હતો ત્યારે તારાપદનુ ચિત્ત ઉચ્છૃંખલ થઇ જતુ હતુ

સંગીતના મોહથી આકર્ષાઇ તેણે વિના વિલંબે પાચાલી મંડળીમા પ્રવેશ કર્યો મંડળીનો અધ્યક્ષ ઘણા પરિશ્રમથી તેને ગાન શીખવાડતો હતો તે તારાપદને પોતાના હૃદયપિંજરનુ પખી સમજી તેના ઉપર પ્રેમ કરવા લાગ્યો પખીએ ગાનનુ થોડુ શિક્ષણ મેળવ્યુ પછી એક દિવસે પ્રભાતકાળે તે ઉડી ચાલ્યુ ગયુ

છેવટે તે એક જિમ્નૅસ્ટિક[1] મંડળીમા જોડાયો જ્યેષ્ઠ માસ અધવારતા આષાઢ માસના અવસાન સુધી એ પ્રદેશના જૂદા જૂદા સ્થળોએ પર્યાયક્રમથી મેળા ભરાતો હતો બે ત્રણ રામલીલા મંડળીઓ, પાચાલી મંડળીઓ અને નાચનારીઓ નૌકામાર્ગે ન્હાની ન્હાની નદી ઉપનદીએ વટાવી એક મેળામાથી બીજા મેળામા ઉપસ્થિત થતી હતી ગયા વર્ષથી કલકત્તાની એક ન્હાની દંગલ મંડળીએ આ ફરતા મેળાના વિનોદચક્રમા હાજરી આપી હતી પ્રથમ તો તારાપદે નૌકામા બેઠેલા દુકાનદારને મળી મેળામા પાન વેચવાનુ કાર્ય સ્વીકાર્યું હતુ પછી સ્વાભાવિક કૌતૂહલને વશ થઇ પેલા કસરતબાજોની કસરતની ચતુરાઇથી આકર્ષાઇ તારાપદે તેમના મંડળમા પ્રવેશ કર્યો હતો તારાપદ પોતાની જાતે અભ્યાસ કરી મધુર સુરથી બસી બજાવતા શીખ્યો હતો કસરતના ખેલ વખતે બગાસર સુર મેળવી તે બસી બજાવતો હતો,—તેનુ કામ કેવળ એટલુ જ હતુ

છેલ્લો તે એ મંડળમાથી પલાયન કરી ગયો હતો નન્દીગામના જમીનદાર ઘણી ધામધૂમથી મોજશોખ કરવા માટે એક ખાનગી અભિનય મંડળી સ્થાપવાના હોઇ એ વાત સાભળવામા આવી ત્યારથી તારાપદ પોતાની ન્હાની પોટલી લઇ નન્દીગામ જવાની તૈયારી કરતો હતો એવા સમયે મોતીબાબુ સાથે તેની મુલાકાત થઇ હતી

* પાચાલી નામક છંદથી સંગીતનો અભિનય કરનાર મંડળી

1 યૂરોપીય રીતની વિવિધ કૌશલવાળી કસરત.

યથાક્રમે અનેક મંડળોમાં ભળી જવા છતાં પોતાની સ્વાભાવિક કલ્પનાત્મક પ્રકૃતિના પ્રભાવથી તે કોઇ પણ મંડળનું વિશેષત્વ મેળવી શકયો નહોતો અંતરમાં તે સંપૂર્ણ નિર્લિપ્ત અને મુકત હતો સંસારમાં વણી ખરાબ વાતો અનેક વાર તેના સાંભળવામાં આવી હતી તથા ઘણા અપ્રિય દેખાવો તેના જોવામાં આવ્યા હતા પરંતુ એમાનુ કાંઇ તેના અંતરમાં પ્રવેશ કરવાનો વખત મેળવી શકયુ નહોતુ તારાપદનો કોઇ પણ વિષયમાં ખ્યાલ નહોતો.

બીજા બંધનોની માફક કોઈ પણ પ્રકારની ટેવનું બંધન તેના મનને વશ કરી શકયુ નહોતુ આ સંસારમાં તે પંકિલ જળ ઉપર શુભ્ર રાજહંસની માફક તરતો ફરતો હતો કૌતૂહલને વશ થઇ ગમે એટલી વખત ડુબકી મારતો તો પણ એની પાંખો ભીંજાતી કે મલિન થતી નહોતી એથી જ એ ગૃહત્યાગી બાળકના મુખ ઉપર એક પ્રકારનુ સ્વચ્છ સ્વાભાવિક તારુણ્ય પ્રકાશતુ હતુ તેનુ એ મુખસૌંદર્ય જોઇ પ્રવીણ વિચારશીલ મોતીલાલ બાબુએ તેને કાંઈ પૂછયા સિવાય તથા સંદેહ કર્યા સિવાય પ્રેમપૂર્વક રાખી લીધો હતો

( ૨ )

ભોજનાદિ થઇ ગયા પછી નૌકા પુનઃ ચાલૂ કરવામાં આવી. અન્નપૂર્ણા અત્યંત સ્નેહથી એ બ્રાહ્મણ બાળકને તેના ઘરની તથા સગાં સંબંધીની હકીકત પૂછવા લાગી, તારાપદે ટૂંકમાં ઉત્તરો આપી બ્હાર આવી છુટકારો મેળવ્યો બ્હાર વર્ષાઋતુની નદીએ ટોચ સુધી ભરાઇ પોતાની અપાર ચંચળતાથી પ્રકૃતિમાતાને જાણે કે ચિંતાતુર બનાવી દીધી હતી મેઘથી મુક્ત બનેલા રૌદ્રમાં નદીતીરની લીલીછમ ચાર, થોડે થોડે અંતરે આવેલા શેરડીના ખેતર તથા દિગંતને ચુંબન કરતી લીલા રંગની વનરેખા એ સઘળું જાણે કે કોઇ એક રૂપકથાની સોનાની લાકડીના સ્પર્શથી હમણાં જ જાગી ઉઠેલા નવીન સૌંદર્યની માફક, ચુપકીદી ધારણ કરી રહેલા

આમાંની આકાશની મુગ્ધ દ્રષ્ટિ સ્હામે સંપૂર્ણ ખીલી નીકળ્યું હતું. સઘળું જાણે જીવતું જાગતું, હાલતું ચાલતું હતું, ઉજ્વળતાથી અને નવીનતાથી એ બધું જાણે કે પરિપૂર્ણ હતુ.

તારાપદ સઢની છાયા નીચે બેઠો. જળ સ્થળ આકાશ, ચારે તરફની ચંચલતા, સજીવતા વગેરેમાંનુ કાંઇ વિશેષ સમય સુધી તારાપદના ચિત્તને આકર્ષી શકે તેમ નહોતુ નદીતીરે વાછરડા પૂછડાં હલાવી ચરતા હતા, બે પગે દોરડાથી બંધાયલા ટટ્ટુઓ કૂદકા મારવાનો પ્રયત્ન કરી ઘાસ ખાતા હતા કોઈ કોઈ સ્થળે માછીલોક નદીમા જાળ નાખી માછલા પકડતા હતા. કોઇ કોઇ ગામના ઘાટ આગળ ન્હાના મ્હોટા બાળકો નદીના પ્રવાહમાં તરી આનંદકૌતુક કરતા હતા સ્ત્રીઓ મ્હોટેથી સહાસ્ય વાત કરતી કરતી કમર સુધીના જળમા ઉભી રહી સ્નાન કરતી હતી એમાનો કોઈ પણ દેખાવ તારાપદના ચિત્તનુ વિશેષ વખત માટે આકર્ષણ કરી શક્યો નહિ.

થોડા સમય પછી નૌકાના છાપરા ઉપર ચઢી જઇ તારાપદ માછી લોકોની સાથે વાતચિત કરવા લાગ્યો વચ્ચે વચ્ચે જરૂર જણાતા તે માછીના હાથમાથી વાંસડો લઇ હલેસા મારવા લાગ્યો. સુકાનીને જ્યારે તમાકુ પીવી હોય ત્યારે તારાપદ પોતે જઇ સુકાન ઉપર બેસતો અને જે વખતે જે તરફ સુકાન ફેરવવાની જરૂર હોય તે વખતે તે તરફ ચતુરાઇથી સુકાન ફેરવતો

સંધ્યાકાળ થવા આવ્યો એટલે અન્નપૂર્ણાએ તારાપદને બોલાવી પૂછ્યું—" ભાઇ ! રાત્રે તું શું ખાય છે ? "

તારાપદે ઉત્તર આપ્યો—" જે મળે તે ખાઉ છુ—કોઇ દિવસે નથી પણ ખાતો "

આ સુંદર બ્રાહ્મણ આતિથ્ય સ્વીકારવામા ઉદાસીનતા દર્શાવતો હોવાથી એ માટે અન્નપૂર્ણાને ઘણુ દુઃખ થવા લાગ્યુ આ ઘરબાર વગરના બાળકને ખવડાવી પીવડાવી તથા પહેરાવી ઓઢાડી પરિતૃપ્ત કરવાની તેની ઘણી ઇચ્છા હતી છતા એ બાળક શાથી

પરિતૃપ્ત થશે એ અન્નપૂર્ણાના સમજવામા આવ્યુ નહિ. તેણે નોકર
ચાકરને બોલાવી ગામમાથી દૂધ, મીઠાઇ વગેરે ખરીદ કરાવી મગા-
વવા માટે ગરબડ કરી મૂકી. તારાપદે પ્રમાણસર આહાર કર્યો;
પરતુ તેણે દૂધ પીધુ નહિ. માન પસદ કરનાવાળા મોતીબાબુએ
પણ તેને દૂધ પીવાનો આગ્રહ કર્યો. તારાપદે ટૂકમા કહ્યુ—" મ્હને
દૂધ ભાવતુ નથી "

નદી ઉપર બે ત્રણ દિવસ પસાર થઇ ગયા તારાપદ રાધવું
પીરસવુ, બજારમાંથી જોઈતી વસ્તુઓ ખરીદી લાવવી, નૌકા ચલા-
વવામા મદદ કરવી વગેરે સકળ કાર્યમા સ્વેચ્છા અને તત્પરતાથી
ભાગ લેવા લાગ્યો જે કોઇ દેખાવ નજરે પડતો તે તરફ તેની
કૌતૂહલ ભરેલી દ્રષ્ટિ દોડતી હતી. જે કોઇ કાર્ય તેના હાથ પાસે
ઉપસ્થિત થતું તેમા તે પોતાની ઇચ્છાથી જ આકર્ષાતો હતો. તેની
દૃષ્ટિ અને તેનું મન સર્વદા સચળ થઇ રહેતા હતા એથી જ તે
હમ્મેશા સચળ રહેતી પ્રકૃતિની માફક નિરતર નિશ્ચિત ઉદાસીન
પરંતુ ક્રિયાસક્ત રહેતો હતો મનુષ્ય માત્રની પોતાની અધિષ્ઠાન-
ભૂમિ હોય છે, પરતુ તારાપદ આ અનત વિશ્વપ્રવાહનું આનદથી
ઉજ્વળ બનેલુ એક નક્ષત્ર હતો. ભૂત ભવિષ્ય સાથે તેનુ કાઇ
બંધન નહોતુ. કેવળ સ્હામે જ ચાલ્યા જવાનું તેનુ એક માત્ર
કાર્ય હતું.

બીજી તરફથી ઘણા સપ્રદાયોમાં ભળેલો હોવાથી તારાપદ
અનેક પ્રકારની મનોરજક વિદ્યાઓ શીખી શકયો હતો. કોઇ
પ્રકારની ચિતાનુ આવરણ નહિ હોવાથી તેના નિર્મળ સ્મૃ-
તિપટ ઉપર સઘળી વસ્તુઓ ઘણી સહેલાઇથી મુદ્રિત થઇ જતી હતી.
પાંચાલી, કીર્ત્તન ગાન, પૌરાણિક ગીતિનાટય વગેરેનુ ઘણુ ખરું
સાહિત્ય તેને કઠસ્થ થયુ હતુ. મોતીબાબુ હમ્મેશાના નિયમ પ્રમાણે
એક દિવસે સંધ્યાકાળે તેમની સ્રી તથા કન્યાને રામાયણ વાંચી
સંભળાવતા હતા. કુશ અને લવનું સ્તવન થતું હતું એવામા તારાપદ

ઉત્સાહને દબાવી નહિ શકાવાથી નૌકાના છાપરા ઉપરથી નીચે ઉતરી આવી બોલ્યો.—" પુસ્તક બાજૂએ મૂકી દ્યો અને હું કુશ લવનુ ગાન ગાઉં છું તે સાભળો "

આમ કહી તેણે કુશ લવની પાચાલી ગાવાનો આરભ કરી દીધો તે સંગીતશાસ્ત્રના સકળ નિયમોનુ રક્ષણ કરી તન્મય બની જઇને મધુર સુરથી ગાતો હતો માછીલોક પણ એ સંગીતથી મુગ્ધ બની જઇ દ્વાર પાસે આવી સાભળવા લાગ્યા હાસ્ય, કરૂણા અને સગીતથી એ સરિતાતીરના સધ્યાકાશમા એક અપૂર્વ પ્રવાહ વહેવા લાગ્યો,—બન્ને બાજૂની નિસ્તબ્ધ તટભૂમિ પણ જાણે મુગ્ધ બની ગઇ. પાસે થઇને જે સઘળી નૌકાઓ ચાલતી હતી તેમા બેઠેલા માણસો ક્ષણ કાળ માટે ઉત્કઠિત બની જઇ તે તરફ કાન ધરી રહ્યા. જ્યારે સગીત સમાપ્ત થયુ ત્યારે સહુએ દુખિત ચિત્તે ગાઢ નિશ્વાસ મૂકી વિચાર્યું, ' આટલા થોડા વખતમા જ કેમ સમાપ્ત થઇ ગયુ ? '

આસુથી ભીજાયલી આખોએ અન્નપૂર્ણાએ તારાપદને પોતાના ખોળામા બેસાડી હૃદય સરસો ચાપવાનો વિચાર કર્યો મોતીલાલે વિચાર્યું કે જો કોઇ પણ રીતે એ બાળકને પાસે રાખી શકાય તો પુત્રની ખોટ દૂર થાય કેવળ ન્હાની બાળિકા ચારૂશશીનુ અંતઃકરણ ઇર્ષ્યા અને દ્વેષથી પરિપૂર્ણ થઇ ગયુ

ચારુશશી તેના પિતા માતાનુ એકનુ એક સતાન હતી માતા પિતાના સ્નેહની તે કેવળ એકલી જ અધિકારિણી હતી. તેની કલ્પનાઓ તથા દુરાગ્રહનો પાર નહોતો. ખાવુ પહેરવુ, કપડા પહેરવા. વેણી ગુથવી વગેરે સર્વ કાર્યો સબધી તેના મત સ્વાધીન હોવા છતા એ મતોની કાઇ સ્થિરતા નહોતી. જે દિવસે કોઇ સ્થળે નિમત્રણ હોય તે દિવસે સાજ સજવા સબધી તે કાઇ હઠ લઇ બેસશે એવો તેની માતાના અંતરમાં ભય રહેતો હતો જો કોઇ વખતે પહેલી જ વાર વેણી બરાબર ગુથવામા નહોતી આવતી તો પછી

ગમે એટલી મહેનત કરીને વેણી ગુથવા છતાં ચારુનુ મન શાન્ત થતુ નહોતુ અને તેની ગડારોળ ચાલૂજ રહેતી વળી જ્યારે તેનુ ચિત્ત પ્રસન્ન હોય ત્યારે કોઇ પણ વિષયમા તે કાઇ આપત્તિ દર્શાવતી નહિ એવા પ્રસગે તે પુષ્કળ પ્રેમ દર્શાવી માતાના કંઠમા વળગી પડી, તેના મુખ ઉપર ચુમ્બન કરી તેને અસ્થિર બનાવી દેતી હતી એ ન્હાની બાળિકા નહિ સમજાય એવુ એક રહસ્ય હતી.'

ચારુશશી તેના અકળ હૃદયના સકળ વેગનો પ્રયોગ કરી મનમા ને મનમા તારાપદને તીવ્ર દ્વેષથી મારવા લાગી તેણે માતા પિતાને પણ સર્વ પ્રકારે અસ્થિર બનાવી દીધા ભોજન વખતે રીસ ચઢાવી પીરસેલી થાળીને હડસેલો મારી દૂર ફેંકી દેવા લાગી. ગમે એવી ઉત્તમ રસોઇ તેને અરુચિકર લાગવા માંડી, દાસીને મારવા લાગી તથા સકળ વિષયો માટે વિના કારણ દોષ દેવા લાગી તારાપદની વિદ્યાકળા તેનુ તથા બીજાઓનું મન જેમ જેમ વિશેષ ખુશી કરવા લાગી તેમ તેમ તેનો ક્રોધ વધી જવા લાગ્યો તારાપદમા કોઇ પણ ગુણ હોવાનુ તે સ્વીકારતી નહિ ઉલટુ તારાપદની વિદ્યાકળાની વિશેષ પ્રશસા થવા લાગી એટલે ચારુનો અસંતોષ પણ વધી જવા લાગ્યો તારાપદે જે દિવસે કુશ લવનુ ગાન ગાયુ તે દિવસે અન્નપૂર્ણાએ વિચાર્યું, 'સગીતથી વનના પશુ સુદ્ધા વશ થાય છે આજે મ્હારી ચારુનુ મન પણ પીગળ્યુ હશે ' આમ વિચારી તેણે પુત્રીને પૂછ્યુ, ' ચારુ ' તારાપદનુ ગાન તને કેવુ લાગ્યુ ? ' કાંઈ ઉત્તર આપ્યા સિવાય ચારુએ ડોક ધુણાવી એ ભાવનો જો ભાષામા તરજુમો કરવામાં આવે તો એવો થાય કે, ' બિલકુલ સારુ લાગ્યુ નથી તથા કોઇ પણ વખતે સારુ લાગવાનુ નથી ! '

ચારુના મનમા ઇર્ષ્યાનો ઉદય થયો છે સમજી તેની માતાએ ચારુના દેખતા તારાપદ તરફ સ્નેહ દર્શાવવો માંડી વાળ્યો. સધ્યાકાળ પછી ચારુ સવેળા જમીને સૂઇ જતી એટલે અન્નપૂર્ણા નૌકા-

ના ઓરડાના દ્વાર પાસે આવીને બેસતી તથા મેની'નું તેમજ
તારાપદ બ્હાર બેસતા. પછી અન્નપૂર્ણાના કહેવાથી તારાપદ ગાન
ગાવાનો આરંભ કરતો. તેના ગાનથી જ્યારે નદીનીરનું વિશ્રામ
લેતું શ્રાન્તસૌન્દર્ય સંધ્યાના વિપુલ અંધકારમાં મુગ્ધ તથા નિ-
સ્તબ્ધ થઈ રહેતું તેમજ અન્નપૂર્ણાનું કોમળ હૃદય સ્નેહ અને
સૌન્દર્યના રસથી ઉભરાઈ જતું ત્યારે એકાએક ચારુ બિછાનામાંથી
બ્હાર આવી ગુસ્સાથી કહેતી કે, " બા ! આ બધી ગરબડ શા
માટે કરો છો ? મ્હને ઊંઘ આવતી નથી." માતા પિતા તેને એક-
લીને ઉઠાડી દઈ તારાપદને ઘેરી લઈ તેના સંગીતનો ઉપભોગ કરે
એ ચારુને માટે અસહ્ય હતું બન્ને કાળા તેજસ્વી નેત્રોવાળી એ બા-
લિકાની સ્વાભાવિક તીવ્રતાથી તારાપદને ઘણું કૌતુક લાગતું હતું.
વાત કહી, ગાન સંભળાવી, તથા બંસી બજાવી તેણે એ બાલિકાને
વશ કરવાનો ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ તેનો કોઈ પણ પ્રયત્ન
સફળ થયો નહિ ! કેવળ તારાપદ મધ્યાન્હે જ્યારે સરિતામાં સ્નાન
કરવા ઉતરતો, પરિપૂર્ણ જળરાશીની અંદર ગૌરવર્ણના સુંદર
શરીરથી વિવિધ રીતે તરતો જળદેવતાના જેવો દેખાતો ત્યારે
તેનું કૌતુહલ આકર્ષાયા સિવાય રહેતું નહિ. ચારુ એ વખતની
અધીર ચિત્તે રાહ જોયા કરતી હતી; પરંતુ પોતાના અંતરનો
આગ્રહ તે કોઈને જણાવા દેતી નહિ. તે એકાગ્ર મનથી રેશમનો
ગલપટ્ટો ગુંથતાં ગુંથતાં વચ્ચે વચ્ચે જાણે કે તુચ્છભાવથી તારાપ-
દની સંતરણલીલા જોઈ લેતી હતી

(૪)

નન્દીગામ ક્યારે ચાલ્યું ગયું તેની કાંઈ ખબર તારાપદે લીધી
નહિ એ મ્હોટી નૌકા અત્યંત મૃદુગતિથી ક્વચિત્ સઢ ચઢાવી
ક્વચિત્ હલેસા મારી નદીની શાખા પ્રશાખાઓમાંથી ચાલી જવા
લાગી. નૌકારોહીઓના દિવસો પણ સઘળી નદી ઉપનદીઓની માફક
શાન્તિમય, સૌન્દર્યમય વિચિત્રતાની અંદરથી સહેલાઈથી પસાર

થવા લાગ્યા. કોઇને કાંઇ ઉતાવળ નહોતી મધ્યાન્હે સ્નાનાહાર કરવામા ઘણો વિલબ થઇ જતો તથા સધ્યાકાળ થતાં ન થતાંમા કોઇ એક ગામના ઘાટ પાસે ઝીમ ઝીમ અવાજની અદર તારાઓના પ્રકાશમા નૌકા લગર નાખતી હતી

આવી રીતે દશેક દિવસે નૌકા કાઠાલિયા જઇ પહોચી. જમીનદારના આગમનથી ઘેરથી પાલખી, ઘોડા વગેરેનો સમાગમ થયો. હાથમા વાસની લાકડીઓ લઇ સિપાહીઓ અને નોકરોએ પોતાના ગુરગભીર અવાજોથી ગામના ઉત્કંઠિત કાગડાઓને ઘણા જ વાચાળ બનાવી દીધા.

આ સઘળા સમારોહમાં વખત વીતિ જતો હોવાથી તારાપદ ઝડપથી નૌકામાથી ઉતરી પડી એક વખત આખા ગામમા ફરી વળ્યા. કોઇને ભાઇ, કોઇને કાકા, કોઇને દાદા, કોઇને બ્હેન તથા કોઇને માશી કહીને બે ત્રણ કલાકમા જ આખા ગામની સાથે તેણે સ્નેહસબધ બાધી દીધો કોઇ પણ સ્થળે પ્રકૃત બધન નહિ હોવાથી એ બાળક આશ્ચર્યજનક ત્વરાથી અને સહેલાઇથી સહુની સાથે ઓળખાણ કરી શકતો હતો

તારાપદ હરેકની સાથે સમાન ભાવથી ભળી જવાનુ જાણતો હોવાથી તે ઘણી સહેલાઇથી હરેકનુ હૃદય હરી લેતો હતો સઘળી સ્થિતિ તથા અવસ્થા તરફ તેને એક પ્રકારનો સાહજિક મોહ હતો. બાળકની પાસે તે સપૂર્ણ સ્વાભાવિક બાળક હોવા છતાં તેનાથી શ્રેષ્ઠ અને સ્વતત્ર હતો. વૃદ્ધની પાસે તે વૃદ્ધ જેવો હોવા છતા બાળક હતો ગોવાળીઆ સાથે ગોવાળીઓ હોવા છતા બ્રાહ્મણ હતો. સઘળા માણસોના સકળ કાર્યોમા તે હમ્મેશાના મદદગારની માફક ભાગ લેતો હતો મીઠાઇવાળાની દુકાને તે બેસીને વાત કરતો હોય અને એવામા દુકાન સભાળવાનુ કહી મીઠાઇવાળો ઘરમા જતો તો તારાપદ પખો લઇ મીઠાઇ ઉપર બેસતી માખોને ઉડાવતો. તે મીઠાઇ બનાવવામા ઉસ્તાદ હતો, વણકરનુ કામ જાણતો હતો તથા કુભારનો ચાક ચલાવતા પણ તેને આવડતું હતુ.

તારાપદે આખા ગામને વશ કરી લીધુ પરતુ ગ્રામવાસિની કેવળ એક બાળિકાની ઇર્ષ્યા ઉપર તે જય મેળવી શક્યો નહિ. કોઇ પણ પ્રકારે તારાપદને ઘણે દૂર હાંકી કાઢવાની એ બાળિકા કામના કરતી હતી તથા એ વિષય જાણતો હોવાથી જ તારાપદ આ ગામમા આટલા દિવસ સુધી બધાઈ રહ્યો હોય એમ લાગતુ હતુ

પરતુ બાળિકાવસ્થામા પણ સ્ત્રીજાતિના મનના રહસ્યને સમજવાનુ કાર્ય કઠિન છે એ વિષયની ચારુશશીએ ખાત્રી કરી આપી

એક બ્રાહ્મણ પુરોહિતની કન્યા સોનામણિ પાચ વર્ષની ઉમ્મરે વિધવા થઇ હતી એ ચારની સમાન વયની સખી હતી સોનામણિ પોતાનુ શરીર સારુ નહિ હોવાથી ઘેર પાછી ફરેલી પોતાની સખીને મળવા જઈ શકી નહોતી આરામ થતા તે જે દિવસે ચારુશશીને મળવા આવી તે દિવસે કાઇ કારણ સિવાય બન્ને સખીના મન ઉંચા થાય એવો બનાવ બન્યો

ચારુશશીએ વાત ચાલૂ કરી દીધી હતી તારાપદ નામક તેમને નવીન મળી આવેલા રત્નની હકીકત સખીને વિસ્તારથી કહી સખીના કૌતૂહલ અને વિસ્મયને સપ્તમમા ચઢાવી દેવાનો ચારએ વિચાર કર્યો હતો, પરતુ તેને જ્યારે એમ માલુમ પડી આવ્યુ કે, તારાપદ સોનામણિથી અપરિચિત રહ્યો નહોતો, તે સોનામણિની માતાને માસી કહી બોલાવતો હતો, માતાપુત્રી પાસે બેસી તેમને બસી બજાવી સભળાવતો હતો તથા સોનામણિના અનુરોધથી તેણે તેને પોતાના હાથે એક વાસની બસી બનાવી આપી હતી ત્યારે ચારુના અતકરણમા અસહ્ય વેદના થવા લાગી તારાપદ વિશેષે કરીને જ પોતાનો છે, તે પોતાની છુપી મિલકત છે, તેનો સામાન્ય આભાસ મેળવી તેના રૂપ ગુણથી મુગ્ધ થઇ લોકો ચારુ-શશી વગેરેને ધન્યવાદ આપે એવી જ તેની ઇચ્છા હતી. એ દૈવની કૃપાથી મળી આવેલો દુર્લભ બ્રાહ્મણ બાળક સોનામણિ સાથે

શા માટે હળીમળી ગયો ? જો પોતે તેને પ્રયત્ન કરીને કાકાલિયા ન લઈ આવ્યા હોત તો સોનામણિ તેનું ક્યાંથી દર્શન કરત ' આવા વિચારોથી ચારુનું સર્વાંગ સળગી ઉઠ્યું

જે તારાપદને ચારુ ઈર્ષ્યાના બાણુથી વીંધી નાખવાના પ્રયત્ન કરતી હતી તે તારાપદ ઉપર પોતાનો એકલીનો અધિકાર નહોતો એમ જાણી તેને પ્રબળ ઉદ્વેગ કેમ થયો ? એ સમજવાની શક્તિ કોનામા છે !

તે દિવસે બીજા એક સામાન્ય કારણને લીધે સોનામણિ સાથે ચારુએ કટ્ટી કરી નાખી પછી તેણે તારાપદના ઓરડામા જઈ તેની બંસીને બ્હાર કાઢી નિર્દયતાથી ભાગી નાખવા માંડી

ચારુ પ્રચંડ આવેગથી એ બંસીનો નાશ કરતી હતી એવામા તારાપદે એ ઓરડામા પ્રવેશ કર્યો બાળિકાની પ્રલયમૂર્તિ જોઈ તે વિસ્મિત બની ગયો તેણે કહ્યું –"ચારુ ! મ્હારી બંસી શા માટે ભાગી નાખે છે ?"

ચારુએ લાલચોળ નેત્રો અને લાલચોળ મુખથી કહ્યું –"હું જે કરુ છુ તે સારુ જ કરુ છુ." આમ કહી પુન બે ચાર વખત વિદીર્ણ બંસી ઉપર પદાઘાત કરી ભરાઈ આવેલા કંઠથી રડતી રડતી તે એ ઓરડાની બ્હાર ચાલી ગઈ. તારાપદે બંસી ઉચકી જોઈ તો તે નકામી થઈ ગઈ હતી વિના કારણ પોતાની પુરાતન નિરપરાધ બંસીની આવી આકસ્મિક દુર્દશા જોઈ તે પોતાના હાસ્યને રોકી શક્યો નહિ ચારુશશી હરેક દિવસે તેને માટે ઘણા કૌતુહલનો વિષય બની ગઈ

તારાપદ માટે કૌતુહલનુ બીજુ પણ એક ક્ષેત્ર હતું મોતીલાલ-બાબુની લાયબ્રેરીમા ઇંગ્રેજી છબીઓની ચોપડીઓ હતી બ્હારના સંસાર સાથે તારાપદનો જોઈતો પરિચય થયો હતો, પરંતુ એ છબીઓના જગતમાં તે કોઈ પણ પ્રકારે સારી રીતે પ્રવેશ કરી શકતો નહોતો કેવળ કલ્પનાથી તેને સંતોષ થતો નહોતો.

છબીઓની ચોપડીઓ તરફ તારાપદનો આવો મોહ જોઇ એક દિવસે મોતીલાલ બાબુએ તેને કહ્યુ–" તુ ઇંગ્રેજી શીખીશ કે ? જો શીખે તો પછી આ સઘળી છબીઓનુ રહસ્ય સમજી શકે. "

તત્કાળ તારાપદે ઉત્તર આપ્યો –"શીખીશ"

મોતીલાલ બાબુએ અત્યત પ્રસન્ન થઇ ગામની હાઇસ્કૂલના હેડમાસ્તર રામરતન બાબુને હમ્મેશા મધ્યાહ્નકાળે તારાપદને ઇંગ્રેજી શિક્ષણ આપવા માટે નિયુક્ત કર્યા.

( ૫ )

તારાપદ પોતાના પ્રખર સ્મરણશકિત અને પુંકળ ધ્યાનથી ઇંગ્રેજી અભ્યાસ કરવા લાગ્યો. તે જાણે કે એક નવીન દુર્ગમ રાજ્યની અદર ભ્રમણ કરવા નીકળી પડયો. પુરાતન સસારની સાથે તેણે બિલ્કુલ સબધ રાખ્યો નહિ પાડોશના લોકો હવે તેને જોઇ શકતા નહિ. સધ્યા થતા પૂર્વે તે જ્યારે નિર્જન નદીતીર ઉપર ઝડપથી ફરતા ફરતા અભ્યાસ મુખસ્થ કરતો હતો ત્યારે તેનો ઉપાસક બાળકસપ્રદાય દૂરથી ભક્તિ અને માનપૂર્વક તેને જોઇ રહેતો તેના અભ્યાસમા વ્યાઘાત કરવાનું સાહસ કોઇ કરી શકતુ નહિ.

ચારુશશી પણ તેને વિશેષ વખત માટે જોઇ શકતી નહિ. પહેલાં તારાપદ અતઃપુરમા જઇને અન્નપૂર્ણાની દૃષ્ટિ આગળ બેસી ભોજન કરતો હતો; પરતુ તેમ કરતા કોઇ કોઇ વખત વિલબ થઇ જતો હોવાથી તારાપદે મોતીલાલ બાબુને પ્રાર્થના કરી પોતે બ્હાર ભોજન કરી શકે એવો બદોબસ્ત કરી લીધો એ પ્રકારથી દુઃખી થઇને અન્નપૂર્ણાએ આપત્તિ કરેલી હતી, પરતુ બાળકનો અભ્યાસનો ઉત્સાહ જોઇ અત્યંત સતુષ્ટ થઇ મોતીલાલે આ નવીન વ્યવસ્થાને સમ્મતિ આપી હતી.

એવામા ચારુશશી પણ એકાએક ઇંગ્રેજી શીખવાની હઠ લઇ બેઠી તેના માત પિતાએ પોતાની આ કલ્પનામયી કન્યાની વાતને પ્રથમ તો પરિહાસનો વિષય સમજી સ્નેહમિશ્રિત હાસ્ય કર્યું, પરંતુ કન્યાના

આ પ્રસ્તાવના પરિહાસનો અશ્રુ પુષ્કળ અશ્રુધારાથી ધોવાઈ ગયો. અને એ સ્નેહદુર્બળ નિરુપાય વડિલોએ ગભીર ભાવથી બાળિકાના પ્રસ્તાવને સ્વીકાર્યો ચારુ તારાપદની સાથે બેસી માસ્તર પાસે અભ્યાસ કરવા લાગી.

પરંતુ અભ્યાસ કરવો એ અસ્થિર ચિત્તવાળી બાળિકાના સ્વભાવથી વિરુદ્ધ હતુ. તે પોતે કાંઈ શીખી નહિ. તે કેવળ તારાપદના અભ્યાસમા હરકત કરવા લાગી. અભ્યાસમા તે પાછળ પડી જતી, છતા કોઇ પણ રીતે તારાપદની પાછળ રહેવાને તે રાજી નહોતી બાળિકાને મૂકી તારાપદ નવીન શિક્ષણ મેળવવા જતો એટલે તે ઘણો ગુસ્સો કરતી અને રડારોળ કરવાને પણ ચુકતી નહિ. તારાપદ જુની ચોપડી પૂરી કરી નવી ચાપડી ખરીદતો એટલે ચારુ માટે નવી ચોપડી ખરીદવી પડતી અવકાશના વખતે તારાપદ પોતાના ઓરડામા બેસી એકાગ્રચિત્તથી અભ્યાસ કરતો હતો તે પણ આ બાળિકા સહન કરી શકતી નહોતી છુપી રીતે તે તે તેની નોટમા શાહી ટોળતી, કલમ ચોરી જતી તેમજ અભ્યાસ કરવાના પાઠને ચોપડીમાથી ફાડી નાખતી હતી. તારાપદ એ બાળિકાના ઘણા જુલ્મને સહન કરી કૌતુક પામતો હતો તથા એ જુલ્મ અસહ્ય થતા બાળિકાને તે કોઇ પણ રીતે શાન્ત કરી શકતો નહિ

દૈવયોગે એક ઉપાય જડી આવ્યો એક દિવસે પુષ્કળ વિરક્ત થઇ તારાપદ શાહીથી લુપ્ત થયેલા લખાણની ચોપડી ફાડી નાખી ચિંતાતુર ગભીર મુખે બેઠો હતો ચારુ દ્વાર પાસે ઉભી રહી માર ખાવાનો વિચાર કરતી હતી, પરંતુ તેની આશા પૂર્ણ થઇ નહિ. તારાપદ કંઇ બોલ્યા સિવાય ચુપ બેસી રહ્યો બાળિકા ઓરડાની અંદર રોષભાવ ધારણ કરી ફરવા લાગી.

તે તારાપદની નજીક આવી જો તારાપદે ધાર્યું હોત તો તેના બરડા ઉપર એક મુક્કી મારી શકત, પરંતુ તે મુક્કી નહિ મારતા

ગંભીરતાથી બેસી રહ્યો. બાળિકા મુશ્કેલીમાં પડી ક્ષમા કેવી રીતે માગવી તેનો અભ્યાસ તેણે કદાપિ કર્યો નહોતો; પરંતુ પશ્ચાત્તાપ કરતું તેનું ક્ષુદ્ર હૃદય સહાધ્યાયીની ક્ષમા મેળવવા માટે અત્યંત વ્યાકુળ બની ગયું હતું અને બીજો કોઈ ઉપાય નહિ સૂઝવાથી ફાટી ગયેલી નોટનો એક ટુકડો લઇ તારાપદની નજીક બેસી મ્હોટા મ્હોટા અક્ષરોએ તેણે લખ્યું, ' હું હવે કદાપિ ચોપડીમાં શાહી ઢોળીશ નહિ ' આટલું લખી એ લખાણ તરફ તારાપદનું ધ્યાન ખેંચવા માટે ચારુ અનેક પ્રકારની ચંચળતા દર્શાવવા લાગી ! આવું જોઇ તારાપદ હસવું રોકી શક્યો નહિ—હસી પડ્યો બાળિકા શર્મથી તથા ક્રોધથી ઉન્મત્ત બની જઈ એ ઓરડામાંથી ત્વરિત ગતિથી બ્હાર ચાલી ગઇ જે કાગળના ટુકડા ઉપર તેણે પોતાના હાથે દીનતા દર્શાવી હતી, તે કાગળનો અનંત કાળ અને અનંત જગતમાંથી સર્વાંશે નાશ કરવાને તેનું હૃદય અધીર બની ગયું તેના શોકનો પાર રહ્યો નહિ

બીજી તરફથી સંકુચિત ચિત્તવાળી સોનામણિ એક બે વખત અભ્યાસગૃહની બ્હાર આંટા મારી ડોકિયું કરી ગઈ હતી. સખી ચારુશશીની સાથે સર્વ વિષયોમાં તેનું ઘણું બંધુત્વ હતું, પરંતુ તારાપદ સંબંધી ચારુને તે અત્યંત ભય અને સંદેહસહિત જોતી હતી ચારુ જે વખતે અંતઃપુરમાં હોય એ વખત પસંદ કરી સોનામણિ તારાપદના દ્વાર પાસે આવી ઉભી રહેતી તારાપદ ચોપડીમાંથી ઉંચું જોઇ કહેતો, " કેમ સોના, શી ખબર છે ? માશીને કેમ છે ! "

સોનામણિ કહેતી, " તમે ઘણા દિવસથી આવેલા નહિ હોવાથી બાએ તમને બોલાવ્યા છે બાની બિમારીમાં તમે તેને જોવા નહિ આવો કે ? "

આવા સમયે એકાએક ચારુ આવી હાજર થતી ! સોનામણિ હાંફળી ફાંફળી બની જતી. તે જાણે કે છુપી રીતે સખીની સ-

પર્યન્ત ચોરી કરવાને કેમ આવી ન હોય ? ચારુ કદાચ વરને સમ મમાં ચઢાની આંખ મ્હો ફેરવી કહેતી, “ કેમ સોના ! અભ્યાસને વખતે તું હરકત કરવા કેમ આવી છે ? હમણા જ હું બાપાને જઈને કહી દઈશ ” આવા મમગે જાણે કે તે પોતે તારાપદની દેખરેખ રાખનાર પ્રૌઢા કેમ ન હોય, તથા તારાપદના અભ્યાસમા સહજ પણ વ્યાઘાત ન થાય એવો ભાવ તે દર્શાવતી, પરંતુ તે પોતે આવા કવખતે તારાપદના અભ્યાસક્રમમા શા અભિપ્રાયથી ઉપસ્થિત થતી હતી એ વાત અંતર્યામીથી ગુપ્ત નહોતી તથા એ વાત તારાપદ પણ જાણતો હતો બીચારી સોનામણિ પુષ્કળ ભયભીત બની તત્કાળ એક મ્હોટો અસત્ય ઉત્તર ઉત્પન્ન કરતી હતી, પછી ચારુ જ્યારે તિરસ્કાર ભાવથી તેને જૂઠી કરીને સંબો ધતી ત્યારે તે લજ્જિત અને પરાજિત થઇ દુઃખિત ચિત્ત ચાલી જતી હતી દયાર્દ્ર તારાપદ તેને બોલાવી કહેતો, “ સોના, આજે સધ્યાકાળે હું તારે ઘેર આવીશ ” ચારુ નાગણની માફક ગર્જી ઉઠી કહેતી, “ જવાનુ નથી, અભ્યાસ નથી કરવો કે ? આ વાત હુ માસ્તર મહાશયને કહી દઈશ ’ ચારુના આ શાસનથી ભય નહિ પામતા તારાપદ એક બે દિવસે સધ્યાકાળે સોનામણિને ઘેર ગયો હતો ત્રીજી અને ચોથી વખતે ચારુએ પોતાના શાસનને નમ્ર નહિ રાખતા કઠિન બનાવ્યુ તારાપદનો બ્હાર જવાનો વખત થયો એટલે ધીમે પગલે આવી ચારુએ ઘરની કુચીઓના ઝુમખામાં ની એક કુચીથી તારાપદનુ બારણુ બંધ કરી દીધુ. સધ્યાકાળ વીતિ જતા સુધી તારાપદને કેદી હાલતમા રહેવુ પડ્યુ રાત્રે ભોજન કરવાને વખતે ચારુએ દ્વાર ઉઘાડ્યુ તારાપદે ગુસ્સે ભરાઇ કાંઇ વાત કરી નહિ તથા ખાધા સિવાય તે ચાલ્યા જવાની તૈયારી કરવા લાગ્યો એટલે પશ્ચાત્તાપથી વ્યાકુળ બનેલી ચારુ હાથ જોડી વારંવાર કરગરીને કહેવા લાગી—“ હુ તમારે પગે પડુ છુ; હવેથી આવુ કામ કદાપિ નહિ કરુ. તમે જ્યા જવુ હોય ત્યા ખાઇને જાઓ ! ”

આટલું કરગરવા છતાં તારાપદે જ્યારે ચારુનું કહેવું માન્યું નહિ ત્યારે તે અધીર બની રડવા લાગી. તારાપદ સંકટમાં પડી પાછો ફરી જમવા બેઠો

તારાપદની સાથે સદ્વ્યવહાર કરવાની ચારુએ ઘણી વખત એકાન્તમાં પ્રતિજ્ઞા કરી હતી, પરંતુ સોનામણિ વગેરે બીજાં પાંચ છ માણસો વચ્ચે આવી પડતાં એટલે ચારનો મિજાજ ફરી જતો હતો; તે કોઈ પણ પ્રકારે આત્મસંવરણ કરી શકતી નહોતી કેટલાક દિવસ સુધી તે જ્યારે ઉપરાઉપરી સદ્વર્તન ચલાવતી ત્યારે એક પ્રકારના ઉત્કટ આકસ્મિક વિપ્લવ માટે તારાપદ સાવધાનતાથી તૈયાર રહેતો હતો એકાએક એ હુમલો ક્યારે કયી દિશા એથી આવશે એ કહી શકાતું નહિ. એ હુમલા પછી પ્રચંડ તોફાન, તોફાન પછી અશ્રુજળની વૃષ્ટિ અને ત્યાર પછી પ્રસન્ન સ્નિગ્ધ શાન્તિ નિર્માણ થયેલી હતી

( ૬ )

આવી રીતે લગભગ બે વર્ષ પસાર થઇ ગયા આટલા લાંબા વખત માટે પહેલા તારાપદ કોઇ પણ સ્થળે કોઇની પણ પાસે બંધાઇ રહ્યો નહોતો અભ્યાસની અંદરના એક આકર્ષણથી તેનું મન ખેંચાઈ રહ્યું હોય એમ લાગતું હતું, ઉમ્મરના વધવા સાથે તેના સ્વભાવમાં ફર્ક પડતો હોય એમ લાગતું હતું જાણે કે સ્થાયી થઇ બેસી સંસારના સુખ ભોગવવાની ઇચ્છા તેના અંતરમાં ઉત્પન્ન થઇ હતી તેની સહાધ્યાયી બાળિકાના હમ્મેશા જોવામાં આવતા ચંચળ જુલમના સૌન્દર્યે અજાણતાં તેના હૃદય ઉપર બંધનનોવિસ્તાર કરવા માંડ્યો હતો.

બીજી તરફથી ચારની ઉમ્મર લગભગ અગીયાર વર્ષની થઇ હતી મોતીમાણુએ કન્યા માટે પાત્ર શોધી કાઢવાની તૈયારી કરી. કન્યાનો વિવાહકાળ ઉપસ્થિત થયેલો હોવાથી મોતીમાણુએ તેને ઇંગ્રેજી શિક્ષણ આપવાનું બંધ કર્યું તથા તેને બ્હાર જવા આવ-

વાનો નિષેધ કર્યો આવા આકસ્મિક અવરોધથી ચારુએ ઘરની અંદર ઘણું ગંભીર આંદોલન ઉપસ્થિત કર્યું

એક દિવસે અન્નપૂર્ણાએ મોતીબાબુને બોલાવી કહ્યું —" તમે પાત્ર શોધી કાઢવાની ખટપટ શા માટે કરો છો ? તારાપદ ઘણો સારો છોકરો છે. વળી તેણે ચારુને પસંદ કરી હોય એમ લાગે છે "

આ વાત સાભળી મોતીબાબુએ ઘણું આશ્ચર્ય દર્શાવ્યું. તેમણે કહ્યું —" એ કામ કદાપિ કરી શકાય કે ? તારાપદના કુળને કોઇ જાણતું નથી. મ્હારી એકની એક કન્યાને હું સારે ઘેર આપવા ઇચ્છું છું."

એક દિવસે રાયડાગાના બાબુઓને ઘેરથી બે ત્રણ માણસો કન્યા જોવા આવ્યા ચારુને વસ્ત્રાલંકારોથી વિભુષિતા કરી બેઠકખાનામાં મોકલવાનો પ્રયત્ન કરવામા આવ્યો, પરંતુ તે શયનગૃહના દ્વાર બંધ કરી અંદર બેસી રહી—કોઇ પણ રીતે બ્હાર નીકળી નહિ અંતે મોતીબાબુને રાયડાગાના માણસો પાસે અસત્ય વચન ઉચ્ચારવા પડયા તેમણે કહ્યું —" અમારી ચારુશશીની તબિયત એકાએક બગડી છે. આજે તેને બ્હાર લાવી શકાય તેમ નથી " જોવા આવેલા માણસોએ વિચાર્યું, " કન્યામાં કાંઈ ખોડખાપણ હશે તેથી જ આવી ચતુરાઈનો આશ્રય સ્વીકારવામાં આવ્યો છે. "

હવે મોતીબાબુ વિચારવા લાગ્યા —" તારાપદ સર્વ પ્રકારે યોગ્ય પાત્ર છે વળી હું એને મ્હારા ઘરમાં જ રાખી શકીશ. મ્હારે મ્હારી એકની એક કન્યાને પારકે ઘેર નહિ મોકલવી પડે " વળી પોતાની કલ્પનામયી સ્વેચ્છાચારી સ્વતંત્ર સ્વભાવની કન્યાના અત્યાચારોને યાદ કરી તેમણે એમ પણ વિચાર્યું કે, " મા બાપની સ્નેહપૂર્ણ નજર આગળ એના અત્યાચારો અને વર્તન ગમે એટલું ક્ષમાપાત્ર લાગતું હોવા છતાં શ્વસુરપક્ષમા કોઇ એવું સહન કરી શકે તેમ નથી. "

પછી પતિ પત્નીએ ઘણો વિચાર કરીને તારાપદનું કુળ વગેરે હકીકત જાણવા માટે માણસ રવાના કર્યો ત્યાંથી એવી ખબર આવી કે, વંશ ઉત્તમ પરંતુ દરિદ્ર છે. મોતીબાબુએ તારાપદની માતા અને વડિલ ભાઈ તરફ પોતાની ઇચ્છા જણાવી. આનંદથી અધીર બની જઇ સંમતિ આપવામાં તેમણે એક ક્ષણનો પણ વલંબ ન કર્યો.

કાઠાલિયાના મોતીબાબુ અને અન્નપૂર્ણા વિવાહનો દિવસ અને મુહૂર્તની આલોચના કરવા લાગ્યા. કોઇ પણ પ્રકારને છેવટ સુધી ગુપ્ત રાખવાનો મોતીબાબુનો સ્વભાવ હોઇ તેમણે આ વિષયને પણ ગુપ્ત રાખ્યો.

ચારુશશીને કાબૂમાં રાખી શકાઇ નહિ વચ્ચે વચ્ચે તે તારાપદના અભ્યાસગૃહમાં જઇ તેના અભ્યાસની એકાન્ત શાન્તિને એકાએક દૂર કરી નાખતી હતી તેથી આજકાલ એ નિર્લિપ્ત મુક્ત સ્વભાવના બ્રાહ્મણ બાળકના ચિત્તમાં વચ્ચે વચ્ચે ક્ષણ વાર માટે વિજળીના ચમકારા જેવી એક પ્રકારની અપૂર્વ ચંચળતા પ્રવેશ કરતી હતી કોઈ કોઇ દિવસે અભ્યાસનો ત્યાગ કરી તારાપદ મોતીબાબુની લાયબ્રેરીમાં જઇ છબીની ચોપડીના પૃષ્ઠો ઉલટાવતો હતો એ છબીઓના મિશ્રણથી જે કલ્પનાઓ ઉત્પન્ન થતી તે પ્રથમના કરતા ઘણી સ્વતંત્ર તથા વિશેષ રંગીન હતી ચારુનું અદ્‌ભુત આચરણ જોઇ તે હવે પ્રથમની માફક તેનો પરિહાસ કરી શકતો નહોતો ચારુ જુલ્મ ગુજારતી તો તેને મારવાનો વિચાર મનમાં આવતો નહોતો. પોતાનું આ નહિ સમજી શકાય એવુ પરિવર્તન તેને પોતાને એક નવીન સ્વપ્ન જેવુ દેખાવા લાગ્યુ

શ્રાવણ માસનો એક શુભ દિવસ વિવાહ માટે નક્કી કરી મોતીબાબુએ તારાપદની માતા અને ભાઇ બ્હેનોને તેડાવવાની ગોઠવણ કરી, પરંતુ એ કાર્ય તેમણે તારાપદથી ગુપ્ત રાખ્યુ આતશબાજીનો

બંદોબસ્ત કરી રાખવાની તેમણે કલકત્તાના પોતાના કારભારીને સૂચના કરી જરૂરી વસ્તુઓની યાદી પણ મોકલી આપી.

આકાશમા નવીન વર્ષાના વાદળો દોડવા લાગ્યા. ગામની નદી અત્યાર સુધીમા લગભગ સુકાઈ ગઈ હતી, વચ્ચે વચ્ચે કોઇ કોઈ ઠેકાણે નીચાણવાળી જમીનમા મલિન પાણી ભરાઇ રહેલુ જોવામાં આવતુ હતુ સુકાઇ ગયેલા નદીમાર્ગમા ગાડા જવાનો ચીલો પડેલો હતો. એવામા એક દિવસે પિતાને ઘેર પાછી ફરેલી પાર્વતની માફક કોઈ સ્થળેથી જળધારા કલ કલ હાસ્યસહ ગામના શૂન્ય વક્ષ ઉપર આવી પહોંચી—દિગબર બાળક બાળિકાઓ તીર ઉપર આવી ઉચ્ચ સ્વરે નૃત્ય કરવા લાગ્યાં. અતૃપ્ત આનદથી વારંવાર જળમા કૂદકા મારી તેઓ નદીને જાણે કે આલિંગન કરી પકડવા લાગ્યા. ઝુપડીમા રહેતી સ્ત્રીઓ તેમની પરિચિત પ્રિય સહચરીને જોવા માટે બ્હાર નીકળી—શુષ્ક નિર્જીવ ગામની અંદર કોઇ સ્થળેથી એક પ્રબળ વિપુલ પ્રાણપ્રવાહે આવી જાણે કે પ્રવેશ કર્યો. દેશ વિદેશમાથી માલ ભરી ન્હાની મ્હોટી નૌકાઓ આવવા લાગી. સરિતાના ઘાટ સધ્યાકાળે વિદેશી માછીઓના સગીતધ્વનિથી ગુંજી રહેવા લાગ્યા બન્ને તીર ઉપરની ગામરૂપી કન્યાઓ પોતાનું આખુ વર્ષ પોતાના એકાન્ત ખુણામા સસાર લઇ પસાર કરે છે. વર્ષા સમયે બ્હારની બૃહત્ પૃથ્વી વિચિત્ર દ્રવ્યસામગ્રી લઇ ગેરૂઆ રગના જળ-રથમા ચઢી એ ગ્રામ્ય કન્યાઓની ખબર લેવા આવે છે; એ વખતે જગતની સાથેના સ્નેહસબધના ગર્વથી થોડા દિવસ માટે તેમની ક્ષુદ્રતા ધોવાઇ જાય છે, સઘળુ સચળ, જાગ્રત અને સજીવન બની જાય છે તથા મૌન ધારણ કરી રહેલા નિસ્તબ્ધ દેશમા ઘણે દૂર આવેલા ગર્જનના ગભીર અવાજ આવી ચારે તરફના આકાશને આંદોલિત બનાવી દે છે.

આ વખતે કુડુલકાટા ગામમાં રથયાત્રાનો એક વિખ્યાત મેળો થવાનો હતો ચાદનીથી પ્રકાશી રહેલા સધ્યાકાળે તારાપદ ઘાટ ઉપર ગયો તો કોઈ નાકામા તેણે અભિનય મડળીને, કોઇમાં

રામલીલા મ ડળીને, કોઇમા વેચવાના માલ સાથે વેપારીને મેળા તરફ જતા જોયા. કોઇ મ ડળમા સગીત ચાલતુ હતું, કોઈ મ ડળમાં હાસ્યાલાપ ચાલતો હતો, કોઇ મ ડળમા નૃત્ય સાથે ગીત ચાલતું હતું. એ સઘળા ભિન્ન ભિન્ન ધ્વનિથી આકાશ જાણે કે વિદીર્ણ થતુ હતુ ઉ-તેજનાનો પાર નહોતો જોત જોતામા પૂર્વ દિશામાથી મેઘરાશીએ કાળો શઢ એથી આકાશના ઘણાખરા ભાગને ઢાકી દીધો ચ દ્ર મેઘ નીચે છુપાઇ ગયો. પૂર્વનો વાયુ પુષ્કળ વેગથી વ્હેવા લાગ્યો. મેઘની પાછળ મેઘ દોડવા લાગ્યા નદીતીર ઉપરની વનશ્રેણિ જાણે કે અ ધકારમા છુપાઈ ગઇ મેઘગર્જના થવા લાગી. રાત્રિનો ઝીમ ઝીમ અવાજ જાણે કે એ અ ધકારને ભેદવા લાગ્યો. આજે જાણે કે સમસ્ત જગતની રથયાત્રા હતી ચક્ર ફરતા હતા, ધજાઓ ફરકતી હતી, પૃથ્વી ક પતી હતી, મેઘની ગર્જના થતી હતી, વાયુ વિહરતો હતો, નદી વહેતી હતી, નૌકાઓ ચાલી જતી હતી, સ ગીત ચાલતુ હતું. જોત જોતામા મહા ગ ભીર અવાજથી મેઘ ઘુરકવા લ ગ્યો આકાશને ચીરી વિજળી ચમકવા લાગી અ ધ કારમાથી મુશળધારાથી વરસતી વૃષ્ટિની ગ ધ આવવા લાગી કેવળ નદીને એક તીરે એક બાજુએ કાઠાલિયા ગામ પોતાની કુટીરનું દ્વાર બ ધ કરી, દીપક બુઝાવી ચુપકીદીથી ઊંઘવા લાગ્યુ

બીજે દિવસે તારાપદની માતા અને ભાઈ બ્હેનો કાઠાલિયાની નદીના ઘાટ ઉપર ઉતર્યા કલકત્તાથી વિવિધ સામગ્રી ભરેલી ત્રણ મ્હોટી નૌકાઓએ આવી ઘાટ ઉપર લ ગર નાખ્યા, પર તુ તે દિવસે તારાપદ કોઇની નજરે પડ્યો નહિ સ્નેહ, પ્રેમ અને બ ધુત્વનુ કપટ-બ ધન ચોતરફથી પોતાને સર્વાંશે ઘેરી લે તે પહેલા જ આખા ગામનું હૃદય ચોરી લઇ, વાદળાઓથી અ ધકારમયી બનેલી વર્ષાઋતુની રાત્રે એ બ્રાહ્મણ બાળક આસક્તિ વગરની ઉદાસીન જનની વિશ્વ-મૂર્તિની પાસે ચાલ્યો ગયો હતો.

---

# અધ્યાપક

(૧)

કૅાલેજમા મ્હારી સાથે ભણતા વિદ્યાર્થીઓ ઉપર મ્હારો વિશેષ પ્રભાવ હતો. સહુ મ્હને હરેક વિષયનો જ્ઞાના સમજતા હતા. એમ સમજવાનુ કારણુ ગમે તે હો પરતુ સકળ વિષય સંબંધી હુ મ્હારો મત દર્શાવી શકતો હતો ઘણા ખરા માણુસો ભાર દઇને હા અગર ના કહી શકતા નથી, પણુ હું એ સારી રીતે કહી શકતો હતો

મતામત આપવા ઉપરાત હુ પોતે લેખો લખતો હતો, ભાષણો આપતો હતો, કવિતાઓ બનાવતો હતો, સમાલોચના કરતો હતો તથા સર્વ પ્રકારમા હુ મ્હારા સહપાઠીઓની ઇર્ષ્યા તથા શ્રદ્ધાનુ પાત્ર બની ગયો હતો.

કૅાલેજમા છેવટ સુધી મ્હારા મહિમાનુ મહત્વ રાખી હુ બ્હાર આવી શક્યો, પરતુ એવામા મ્હારા ખ્યાતિસ્થાનનો શનિ એક નવીન અધ્યાપકની મૂર્ત્તિ ધારણુ કરી કૅાલેજમા ઉદિત થયો

અમારા એ વખતના એ નવીન અધ્યાપક એક સુવિખ્યાત માણુસ હોવાથી મ્હારા આ જીવનવૃત્તાતમા હું તેમનુ નામ ગુપ્ત રાખુ તો તેથી તેમના ઉજ્વળ નામને કઇ નુકસાન થાય તેમ નથી મ્હારા તરફના તેમના વર્તનને ધ્યાનમા રાખી હુ તેમને આ ઇતિહાસમા વામાચરણુ નામથી ઓળખાવીશ

એમની ઉમ્મર મ્હારાથી કાઇ વિશેષ મ્હોટી નહોતી. થોડા દિવસ થયા એમ, એ,ની પરીક્ષામા પ્રથમ વર્ગમા પસાર થઇ ટૅાની સાહેબની વિશેષ પ્રશસા મેળવી તેઓ બ્હાર આવ્યા હતા, પરતુ તેઓ બ્રાહ્મ હોવાથી સહુથી દૂર અને સ્વતત્ર હોય એમ લાગતું હતું. તેઓ સમકાલીન સમવયસ્ક હોય એમ લાગતુ નહોતુ. અમારુ નવીન હિ દુઓનુ મ ડળ પરસ્પરમાં તેમને બ્રહ્મદૈત્ય કહી બોલા વતુ હતુ.

અમારી એક તર્કસભા હતી. હું જ એ સભાનો વિક્રમાદિત્ય તથા નવરત્ન હતો અમે છત્રીસ સભ્યમાંથી પાંત્રીસને ગણનામાંથી બાદ કરતા જે એ એક સભ્ય રહેતો હતો તેની યોગ્યતા સંબંધી મ્હારી જેવી ધારણા હતી તેવી જ ધારણા એ એક માટે પાંત્રીસ સભ્યોની હતી.

એ સભાના વાર્ષિક અધિવેશન માટે મ્હેં કાર્લાઇલની સમાલોચના કરી એક ઓજસ્વી લેખ તૈયાર કર્યો હતો. એ લેખના અસાધારણત્વથી સઘળા શ્રોતા ચમકી ઉઠશે એવો મ્હને દૃઢ વિશ્વાસ હતો મ્હેં એ લેખમા કાર્લાઇલની આરભથી અત સુધી નિદા કરેલી હોવાથી મ્હારો વિશ્વાસ અસભવ નહોતો.

એ અધિવેશનાના પ્રમુખ વામાચરણ બાબુ હતા. લેખ વચાઇ રહ્યા પછી મ્હારા સહાધ્યયી ભકતો મ્હારા મતની અસીમ સાહસિકતા તથા ઈંગ્રેજી ભાષાની વિશુદ્ધ તેજસ્વિતાથી મુગ્ધ તેમજ ચુપ બની ગયા કોઇને કાઇ બોલવુ નથી એમ સાભળી વામાચરણ બાબુએ ઉઠી શાન્ત ગભીરસ્વરથી એવુ સમજાવી દીધુ કે, સુવિખ્યાત અમેરિકન લેખક લાવેલ સાહેબના લેખમાથી મ્હારા લેખનો જે ભાગ ચોરી કરેલો હતો તે ઘણો ચમત્કારિક હતો તથા જે ભાગ મ્હેં પોતે લખ્યો હતો તે જો તદ્દન કાઢી નાખ્યો હોત તો સારુ થાત

લાવેલની સાથે મ્હારા મતનું જ નહિ પરતુ ભાષાનુ સુદ્ધા અવિકળ ઐકય જોવામા આવે છે એવુ જો તેમણે કહ્યુ હોત તો તેમનુ કહેવુ ખરુ ગણાત અને અપ્રિય ન લાગત

આ બનાવ બની ગયા પછી, સહાધ્યયીઓનો મ્હારા તરફ જે અખડ વિશ્વાસ હતો તેમા એક ખડરેખા પડી. કેવળ મ્હારા હમ્મેશાના અનુરકત ભકતશ્રેષ્ઠ અમૂલ્યચરણના હૃદયમા બિલ્કુલ વિકાર ઉપજ્યો નહિ. તે મ્હને વારવાર કહેવા લાગ્યો કે, ' ત-

મારું વિદ્યાપતિ નાટક એક વખત એ બ્રાહ્મદૈત્યને વાંચી સંભળાવો, પછી હું જોઉં કે, એ સંબંધી નિન્દાખોર શું કહે છે ? ''

રાજા શિવસિંહની મહિષી લક્ષ્મીદેવીને કવિ વિદ્યાપતિ ચ્હાતા હતા તથા તેને જોયા સિવાય તેઓ કવિતા લખી શકતા નહોતા. આ વસ્તુને અવલબીને મ્હેં એક પરમ શોકાવહ ઉચ્ચ વર્ગનું પદ્ય નાટક રચ્યું હતું મ્હારા શ્રોતાઓમાંથી જેઓ પુરાતત્વની મર્યાદાનું લંઘન કરવા ઇચ્છતા નહોતા તેઓ કહેતા કે, ' ઇતિહાસમાં એવો બનાવ બન્યો નથી ' હું તેમને કહેતો હતો કે, ' એ ઇતિહાસનું દુર્ભાગ્ય છે ! જો એવો બનાવ બન્યો હોત તો ઇતિહાસ વિશેષ સરસ અને સત્ય થાત '

નાટક ઉચ્ચ વર્ગનું હતું એ વાત હું કહી ચુક્યો છું અમૂલ્ય એને સર્વોચ્ચ શ્રેણીનું નાટક કહેતો હતો. હું મ્હને પોતાને જેટલો ધારતો હતો તે કરતા એ મ્હને વિશેષ ધારતો હતો મ્હારું કયું એક વિરાટ રૂપ તેના ચિત્તમાં અંકિત થઇ ગયું હતું તેનો હું પોતે પણ કાંઇ નિશ્ચય કરી શકતો નહોતો.

વામાચરણ બાબુને એ નાટક વાંચી સંભળાવવાની સલાહ મ્હને ખોટી લાગી નહિ, કેમ કે એ નાટકમાં નિન્દા યોગ્ય છિદ્ર એક પણ નથી એવો મ્હારો દૃઢ વિશ્વાસ હતો છેવટે બીજા એક દિવસે તર્કસભાનું વિશેષ અધિવેશન મળ્યું. વિદ્યાર્થી વર્ગ સમક્ષ મ્હેં મ્હારું નાટક વાંચી સંભળાવ્યું તથા વામાચરણ બાબુએ તેની સમાલોચના કરી.

એ સમાલોચનાનો વિસ્તારથી અત્રે ઉલ્લેખ કરવાની મ્હારી ઇચ્છા નથી ટૂંકમાં એટલું જ કહું છું કે, એ સમાલોચના મ્હને અનુકૂળ થઈ નહોતી નાટકના પાત્રોના ચરિત્ર તથા તેમના મનોભાવે નિર્દિષ્ટ વિશેષતત્વ મેળવ્યું નથી, સઘળા ભાવ વરાળ જેવા અનિશ્ચિત છે. લેખકના અંતરમાં આકાર અને જીવન મેળવી તેઓ રચાયા નથી એવો વામાચરણ બાબુનો મત હતો.

વીંછીના પુચ્છ ઉપર જ ઝેરી આકડો હોય છે—વામાચરણ આણુની સમાલોચનાના ઉપસંહારમા જ ઘણુ તીવ્ર ઝેર ભરેલુ હતુ આસન ઉપર બેસતા પહેલા તેમણે કહ્યુ કે, મ્હારા આ નાટકના અનેક દેખાવ તથા મળ ભાવ ગેટેએ રચેલા ટાસોના નાટકનુ અનુકરણ હોઈ ઘણે સ્થળે તો અનુવાદ જ છે

આ વાતનો હું ઉત્તર આપી શકુ એમ હતો હુ સહેલાઇથી કહી શકત કે, અનુકરણ કરવુ એમા નિન્દા જેવુ કાંઈ નથી. સાહિત્યના રાજ્યમા ચોરીની વિદ્યા પકડાઇ જાય તો પણ એ મ્હોટી વિદ્યા છે સાહિત્યના મ્હોટા મ્હોટા માણસોએ એવુ કામ કર્યુ છે શેક્સપિયર મુદ્ધા એ અપવાદથી બચી શકે તેમ નથી સાહિત્યમા જેની ઓરીજીનેલિટી ઘણી વધારે હોય છે તેઓ જ ચોરી કરવાનુ સાહસ કરે છે, કેમ કે તે પારકી વસ્તુને સર્વાંગે પોતાની કરી શકે છે

આવી બીજી પણ ઘણી હકીકત હુ કહી શકુ તેમ હોવા છતા તે દિવસે હુ કાઇ બોલ્યો નહિ એનુ કારણ વિનય નહોતુ. ખરી વાત એ છે કે, તે દિવસે એમાની કાઇ હકીકત મ્હને યાદ આવી નહોતી લગભગ છ સાત દિવસ પછી એક પછી એક ઉત્તર સ્વાગત પ્રહારોની માફક મ્હારા મનમા ઉદિત થવા લાગ્યા, પરન્તુ શત્રુ પક્ષ પાસે હાજર નહિ હોવાથી એ અસ્ત્રો કેવળ મ્હને જ વીંધી નાખવા લાગ્યા એ સઘળી હકીકત મ્હારા વર્ગના વિદ્યાર્થીઓને સંભળાવવાનો મ્હે વિચાર કર્યો, પરતુ મ્હારા ગધેડા જેવા મૂર્ખ સહાધ્યયીઓની બુદ્ધિ એ હકીકત સમજી શકે એમ મ્હને લાગ્યુ નહિ તેઓ એટલુ જ જાણતા હતા કે, ચોરી એ ચોરી છે મ્હારી ચોરી અને બીજાની ચોરીમા કેટલો તફાવત છે એ સમજી શકવાની તેમનામા શક્તિ હોત તો મ્હારા અને તેમનામા વિશેષ તફાવત રહેત નહિ

બી, એ,ની પરીક્ષા આપી પરીક્ષામા પસાર થવા માટે કાઇ સદેહ નહોતો, પણુ મનમા આનદ રહ્યો નહિ વામાચરણની પેલી કેટલીક વાતોના આઘાતથી મ્હારી સઘળી ખ્યાતિ અને આશાનુ ગગનભેદી મદિર તૂટી પડી ભગ્ન ખડેર બની ગયુ કેવળ અબોધ અમૂલ્યની મ્હારા તરફની શ્રદ્ધા બિલ્કુલ ઓછી થઇ નહિ પ્રભાતે જ્યારે યશસૂર્ય મ્હારી સ્હામે ઉદિત હતો ત્યારે એ શ્રદ્ધા અતિ દીર્ઘ છાયાની માફક મ્હારા ચરણોમા નમી ગઇ હતી અને પછી સધ્યાકાળે જ્યારે મ્હારો યશસૂર્ય અસ્તાચળમા ઉતરી પડવા લાગ્યો ત્યારે પણ એ શ્રદ્ધાએ પોતાની લબાઇ વિસ્તારી દઇને, મ્હારા ચરણોનો ત્યાગ કર્યો નહિ છતા એ શ્રદ્ધાથી કાઇ પરિતૃપ્તિ નહોતી, એ કેવળ શૂન્ય છાયા હતી. એ મૂઢ ભક્તહૃદયનો મોહાધકાર હતો–બુદ્ધિની ઉજ્વળ કિરણછટા નહોતી.

( ૨ )

મ્હારો વિવાહ કરવા માટે પિતાએ મ્હને દેશમા તેડાવ્યો મ્હે થોડા દિવસનો સમય લીધો

વામાચરણ બાબુની સમાલોચનાથી મ્હારા પોતાનામા આત્મવિરોધ અને વિદ્રોહભાવ ઉપજ્યો હતો. મ્હારો સમાલોચક અશ મ્હારા લેખક અશને ગુપ્ત રીતે આઘાત કરતો હતો એ સબધી બદલો લેવાનુ જણાવી મ્હારો લેખક અશ એમ કહેતો હતો કે, ફરી એક વખત હુ લખીશ. પછી હુ મ્હોટો છુ કે મ્હારો સમાલોચક મ્હોટો છે એ જોઇ લઇશ.

વિશ્વપ્રેમ, અન્યને માટે આત્મત્યાગ તથા શત્રુને ક્ષમા–એ ભાવાનુ અવલબન કરી ગદ્ય અગર પદ્ય લખવાનો મ્હે મ્હારા મન સાથે વિચાર કર્યો એવુ લખાણ લખી બગાળી સમાલોચકો માટે સુસ્હત્ સમાલોચનાનો ખોરાક મેળવી આપવાનુ મ્હે વિચાર્યું.

એક સુદર નિર્જન સ્થળે બેસી મ્હારા જીવનની સહુથી મુખ્ય કીર્ત્તિનુ સૃષ્ટિકાર્ય પૂર્ણ કરવાનો મ્હે નિશ્ચય કર્યો. ઓછ

ઓછા એક માસ માટે બંધુબાધવો તથા પરિચિત અપરિચિતમાંથી કોઇની પણ મુલાકાત નહિ કરવાની મ્હે પ્રતિજ્ઞા કરી

અમૂલ્યને બોલાવી મ્હે તેને મ્હારો વિચાર જણાવ્યો મ્હારો વિચાર જાણી તે સ્તભિત બની ગયો તે જાણે કે એ વખતે જ મ્હારા લલાટ ઉપર સ્વદેશના નજીક આવેલા ભાવી મહિમાની પ્રથમ અરૂણજ્યોતિ જોઇ શક્યો ગભીર મુખે મ્હારો હાથ દબાવી રાખી, ચકિત નેત્રો મ્હારા મુખ ઉપર સ્થાપન કરી મૃદુસ્વરે તેણે કહ્યુ – "જાઓ ભાઇ ! અમર કીર્ત્તિ અને અક્ષય ગૌરવ મેળવી આવો !"

મ્હારુ શરીર રોમાચિત થયુ જાણે આસન્ન ગૌરવથી ગર્વિત અને ભક્તિથી વિહ્વળ બનેલા બગદેશના પ્રતિનિધિ તરીકે અમૂલ્યે મ્હને ઉપરનુ વાક્ય કહ્યુ

અમૂલ્યે પણ ઘણો ત્યાગ સ્વીકાર્યો સ્વદેશના હિતને માટે એક માસ જેટલા લાબા કાળ માટે મ્હારી સોબતની આશાનો તેણે સર્વાશે ત્યાગ કર્યો તે એક ગભીર ગાઢ નિશ્વાસ મૂકી ટ્રામમા બેસી કૉર્નૅવૉલિસ સ્ટ્રીટ ઉપર આવેલા તેના મકાને ચાલ્યો ગયો અમર કીર્ત્તિ તથા અક્ષય ગૌરવ મેળવવા માટે હુ ગગાતટ ઉપર આવેલા ફૂગાસડાગાના બાગમા જઇ રહ્યો

ગગાતટ ઉપર નિર્જન ઘરમા સૂઇ રહી વિશ્વજનીન પ્રેમની વાતનો વિચાર કરતા કરતા મધ્યાન્હે પ્રગાઢ નિદ્રા આવી જતી હતી સ્હાજે પાચ વાગ્યે મ્હારી નિદ્રાનો ભગ થતો હતો ત્યાર પછી શરીર અને મન અવસાદગ્રસ્ત થઈ રહેતુ હતુ કોઇ પણ રીતે ચિત્તને આનદિત કરવા તથા વખત વીતાડવા માટે બાગની પાછલી દિશાએ રાજમાર્ગની બાજૂએ એક ન્હાના કાષ્ઠાસન ઉપર ચુપકીદીથી બેસી હું બળદગાડાઓનો તથા લોકોનો અવર જવર જોતો હતો જ્યારે વધારે કટાળો ઉપજતો ત્યારે સ્ટેશન ઉપર જઈને બેસતો હતો ત્યા ટેલિગ્રાફની કળ કટ કટ ધ્વનિ કરતી હતી, ટિકીટનો વટ

વાગતો હતો, લોકોનો સમાગમ થતો હતો, લાલ આખોવળી હજારેક પગવાળી ગાડી ફુસ ફુસ અવાજ કરીને આવતી હતી, તે ઉત્કટ બૂમ મારીને ચાલી જતી હતી, માણસો ચઢ ઉતર કરતા હતા. એ સઘળુ જોઇ થોડા સમય માટે હું કૌતુક અનુભવતો હતો પછી ઘેર જઇ ભોજન કરી સોબતીનો અભાવ હોવાથી સવેળા સુઇ જતો હતો તથા પ્રભાતકાળે વહેલા ઉઠવાની જરૂર નહિ હોવાથી આઠ નવ વાગ્યા સુધી બિછાનામા પડી રહેતો હતો.

શરીર ખરાબ થઇ ગયુ. વિશ્વપ્રેમનો પત્તો બિલકુલ લાગ્યો નહિ એકલા રહેવાનો અભ્યાસ નહિ હોવાથી ગગાનો કિનારો શૂન્ય સ્મશાન જેવા લાગવા માંડયો. અમૂલ્ય પણ એવો ગધેડો હતો કે, તેણે એક દિવસને માટે પણ પોતાની પ્રતિજ્ઞાનો ભગ કર્યો નહિ.

કલકત્તામા હતો ત્યારે એમ વિચારતો હતો કે, પુષ્કળ છાયા-વાળા વડના ઝાડ નીચે હું પગ લાબા કરીને બેસીશ, પગ નજીક થઇને કલકલ ગીત ગાતી નદી વહેતી ચાલી જશે—એની વચ્ચે સ્વ-પ્નમા વિભાર બનેલો કવિ હોઇ ચારે તરફ તેની ભાવનાનુ રાજ્ય હશે. કાનનમાં પુષ્પ, શાખા ઉપર વિહગ, આકાશમા તારા, મનની અદર વિશ્વવ્યાપી પ્રેમ તથા કલમના મુખ ઉપર પુષ્કળ ભાવના-ઓનો પ્રવાહ વિચિત્ર છદથી પ્રવાહિત થશે, પરતુ હવે કયા છે એ પ્રકૃતિ તથા પ્રકૃતિનો કવિ—કયા છે વિશ્વ તથા વિશ્વપ્રેમિક ! એક દિવસ માટે પણ હુ બાગમા ગયો નહોતો કાનનનુ ફુલ કાનનમા જ ખીલતુ હતું. આકાશના તારા આકાશમા જ ખીલતા હતા, વડના ઝાડની છાયા ઝાડ નીચે જ પડતી હતી તથા હું પણ ઘરનો બાળક ઘરમા પડી રહેતો હતો.

કોઇ પણ રીતે પોતાનુ માહાત્મ્ય સાબિત નહિ કરી શકાતું હોવાથી વામાચરણ તરફની મ્હારી ઇર્ષ્યા વધી જવા લાગી.

એ વખતે બાળવિવાહના વિષય પરત્વે બગાળાના શિક્ષિત સમાજમાં એક વાગ્યુદ્ધ ચાલતુ હતું. વામાચરણ બાળવિવાહના

વિરોધી પક્ષમા હતા તથા તેઓ એક યુવતી કુમારીના પ્રેમમાં પડેલા હોઇ વિના વિલમ્બે બન્નેનુ લગ્ન થશે એવી વાત સાભળવામાં આવી હતી

એ વિષય મ્હને ઘણો કૌતુક ભરેલો લાગ્યો વિશ્વપ્રેમનું મહાકાવ્ય મ્હારા ભેજામાં સપડાયુ નહિ અંતે બેસી બેસીને વામા ચરણને નાયકનો આદર્શ કરી કદબકળી મજુમદાર નામની એક કાલ્પનિક યુવતીને નાયિકા તરીકે ખડી કરી મ્હે એક તીવ્ર પ્રહસન લખ્યુ લેખિનીમાથી એ અમર કીર્તિનો પ્રસવ થયા પછી હું કલકત્તા જવાનો પ્રયત્ન કરવા લાગ્યો એવામા હું જતો અટકી પડુ એવુ એક વિઘ્ન આવ્યું.

( ૩ )

એક દિવસે સ્હાંજે સ્ટેશને નહિ જતાં આળસુ બની જઇને હું એ વિસ્તૃત બગીચામા આવેલા મકાનોનુ દર્શન કરતો હતો. જરૂર ઉપસ્થિત નહિ થવાથી અત્યાર પૂર્વે એમાના કોઇ મકાનમા મ્હેં પ્રવેશ કર્યો નહોતો બાહ્ય વસ્તુ સબધી મ્હને બિલકુલ કાતૂહલ નહોતુ તે દિવસે કેવળ વખત વીતાડવાના હેતુથી વાયુથી ઉડતા છિન્નપત્રની માફક હુ આમ તેમ ફરતો હતો.

ઉત્તર તરફ આવેલા મકાનના દ્વાર ઉઘાડી હુ એક ન્હાના ઓટના ઉપર ઉપસ્થિત થયો એ ઓટલાની મ્હામે જ બાગની ઉત્તરગીમાની દિવાલને અડતા બે મ્હોટાં જાબુઓના વૃક્ષ અરસ્પરસને આલિંગી ઉભા હતા એ બન્ને વૃક્ષની વચ્ચેની ફાટમાથી પેલી તરફ આવેલા બીજા બાગના કેટલાક વૃક્ષોનો અશ નજરે પડતો હતો.

એ વખતે બીજુ કાઇ જોવાનો મને અવસર નહોતો પાછળથી ધીમે ધીમે મરણુ મ્હારી નજરે પડયુ હતુ. એ વખતે તો કેવળ સોળ વર્ષની એક નવયુવતીને એક ચોપડીમા મસ્તક નમાવી અભ્યાસ કરતી મ્હે જોઇ હતી.

બરાબર એ વખતે કોઇપણ પ્રકારના તત્વની આલોચના કરવાની મ્હારામા શક્તિ નહોતી, પરતુ થોડા દિવસ પછી મ્હે એમ

વિચાર્યું હતુ કે, દુષ્યન્ત મ્હોટા મ્હોટા બાણુ ભાથામા ભરી, રથમા ચઢી વનમા મૃગયા કરવા આવ્યો હતો મૃગ મર્યો નહોતો. વચ્ચે તેણે દશ મિનીટ સુધી ઝાડની પાછળ ઉભા રહી જે દેખાવ જોયો હતો એ દેખાવ એના જીવનમા સર્વોત્તમ થયો હતો હુ પણ પેન્સિલ, કલમ તથા નોટબૂક લઇને કાવ્યમૃગયા માટે બ્હાર નીકળ્યો હતો વિશ્વપ્રેમે તો મ્હારી પાસેથી પલાયન કરી જઇ રક્ષણ મેળવ્યુ તથા બે જાબુના વૃક્ષોની પાછળ ઉભા રહી જે જોવા જેવુ હતું તે મ્હે જોઇ લીધુ. મનુષ્ય પોતાના એક જીવનમા એવો દેખાવ બીજી વખત જોઈ શકતુ નથી !

પૃથ્વીમા મ્હે ઘણી વસ્તુઓ જોઇ નહોતી હુ વહાણમા બેઠો નહોતો, બલૂનમા ચઢયો નહોતો, કોલસાની ખાણમા ઉતર્યો નહોતો; પરતુ મ્હારા પોતાના માનસિક આદર્શ સબધી હુ સર્વાશે ભ્રાન્ત તથા અજ્ઞ હતો એવો સંદેહ ઉત્તર તરફના ઓટલા ઉપર આવતા પહેલા મ્હે કદાપિ કર્યો નહોતો મ્હને એકવીસ વર્ષ પૂરા થવા આવ્યા હતા અત્યાર સુધીમા અતકરણની અદર કલ્પનાના બળથી નારીસૌન્દર્યની એક ધ્યાનમૂર્ત્તિ મ્હે ઉત્પન્ન કરી નહોતી એમ હુ કહી શકતો નથી એ મૂર્ત્તિને વિવિધ વસ્ત્રાલકારોથી સજ્જિત તથા ભિન્ન ભિન્ન સ્થિતિમા સ્થાપન કરી હતી, પરતુ તેના પગમાં બૂટ, શરીર ઉપર શર્ટ અને હાથમા ચોપડી જોઇ શકવાની આશા મ્હે સ્વપ્નમા પણ કરી નહોતી, પરતુ મ્હારી લક્ષ્મી ફાગણ માસની સ્હાજે ઉચા ઉચા વૃક્ષોની હાલતી ડોલતી ડાળીઓની છાયામા પુષ્પના માર્ગ ઉપર પગમા બુટ, પહેરી, શરીર ઉપર શર્ટ પહેરી હાથમા ચોપડી લઇ બે જાબુના વૃક્ષોની ફાટમાથી એકાએક નજરે પડી—મ્હે પણ કોઇ વાત ઉચ્ચારી નહિ.

બે મિનીટથી વિશેષ વખત સુધી હું તેને જોઇ શકયો નહિ. જૂદા જૂદા છિદ્રોમાથી મ્હે તેને જોવાનો ઘણો પ્રયત્ન કર્યો હતો; પરતુ એ પ્રયત્ન સફળ થયો નહોતો. એ દિવસે સધ્યાકાળના અ-

રસ્તામાં હું પહેલ વહેલો વડના ઝાડ નીચે પગ લાંબા કરીને બેઠો. મ્હારા નેત્રો સ્હામે બીજી પારની ગભીર તરૂશ્રેણી ઉપર સધ્યાના તારા શાન્ત સ્મિતહાસ્યથી ઉદિત થયા.

જે પુસ્તક મ્હે તેના હાથમા જોયુ હતુ તે મ્હારે માટે એક નવીન રહસ્યનિકેતન બની ગયુ. હું વિચારવા લાગ્યો, "એ કયુ પુસ્તક હશે ? તેની અદર કયા ભાવનુ લખાણુ હશે ? પુસ્તકનું જે પૃષ્ઠ ખુલ્લુ હતુ તથા જેના ઉપર એ મ્હાંજના વખતે છાયા તેમજ રવિરશ્મિ, એ બકુલ વનના પર્ણોનો ધ્વનિ તથા બન્ને નેત્રોની ઉત્સુકતાપૂર્ણ સ્થિર દૃષ્ટિ પડેલી હતી તેજ પૃષ્ઠમા વાર્તાનો કયો અંશ, કાવ્યનો કયો રસ પ્રકાશતો હતો ?" તે સાથે હું વિચારવા લાગ્યો કે, એ ઘનકૃષ્ણુ કેશજાળની અધકારમય છાયા નીચે સુકુમાર લલાટમડપની અદર વિચિત્ર ભાવનો આવેશ કેવી રીતે તરી આવતો હતો ? કુમારીહૃદયની ઉડી નિર્જનતા ઉપર નવીન કાવ્યમાયાએ કેવા અપૂર્વ સૌન્દર્યપ્રકાશને ઉત્પન્ન કર્યો હતો ? મધ્ય રાત્રિ સુધી આવા આવા મ્હે જે વિચારો કર્યા હતા તેને સ્પષ્ટ ભાવથી હુ દર્શાવી શકુ તેમ નથી.

પરતુ એ કુમારી હતી એવુ મ્હને કોણે કહ્યુ ? એ કાર્ય વાસનાનુ જ હતું ઘણા કાળ પૂર્વેના પ્રેમિક દુષ્યન્તને પણ પ્રેમિકાનો પરિચય થતા પૂર્વે વાસનાએ એવી વાત કહી હતી. વાસના સાચી ખોટી ઘણી વાતો મનુષ્યને કહે છે. તેની કયી વાત ખોટી અને કયી વાત ખરી છે એ કોઇ જાણી શકતું નથી દુષ્યન્ત તથા મ્હારે માટે તેની વાત ખરી પડી હતી.

મ્હારી એ અજાણી પાડોશણુ વિવાહિતા હતી કે કુમારી, બ્રાહ્મણુ હતી કે શદ્ર એ બાતમી મેળવવાનુ કામ મ્હારે માટે કઠિન નહોતુ. પરતુ મ્હે એ કામ કર્યું નહિ. કેવળ મૌન ચકોરની માફક ઘણા હજારો ગાઉ દૂરથી મ્હારી ચદ્રમડળીને ઉર્ધ્વકંઠે જોવાનો હુ પ્રયત્ન કરવા લાગ્યો.

બીજે દિવસે મધ્યાન્હે એક ન્હાની નૌકા ભાડે કરી તીર તરફ જોઇ હું ભગતી સાથે તણાવા લાગ્યો સઢ ચઢાવાની મે માછી-ઓને ના પાડી દીધી

મ્હારી શકુન્તલાની તપોવન કુટીર ગંગાતટ ઉપર જ હતી. એ કુટીર કણ્વની કુટીર જેવી તો નહોતી જ ગંગાના ઘાટના પગથીઆં બંગલાના મ્હોટા ઓટલા સુધી જઇ પહોચ્યાં હતા ઓટલા ઉપર છત્રનો વિસ્તાર થયેલો હતો

મ્હારી નૌકા ચુપકીદીથી જ્યારે ઘાટ નજીક આવી પહોચી ત્યારે મ્હે મ્હારી નવયુગની શકુંતલાને ઓટલા ઉપર બેઠેલી જોઈ. તેની પીઠ પાછળ એક ખુરસી હોઈ તેના ઉપર કેટલાક પુસ્તકો હતા. એ પુસ્તકો ઉપર તેના છુટા કેશકલાપના ગુચ્છ પડયા હતા તેણે એ ખુરસીને અઢેલી, મુખ ઉચું કરી ઉંચા કરેલા ડાબા હાથ ઉપર મસ્તક રાખ્યુ હતું નૌકામાથી તેનુ મુખ જોઇ શકાતુ નહોતું. કેવળ સુકોમળ કંઠની એક સુકુમાર વક્રરેખા નજરે પડતી હતી. એક પુસ્તક ધ્યાનશૂન્ય શિથિલ જમણા હાથમાથી ખસી જમીન ઉપર પડયુ હતું. એ મૂર્તિમતી મધ્યાન્હલક્ષ્મી હોય એમજ મ્હને લાગ્યુ.

જ્યા સુધી જોઇ શકાય ત્યા સુધી મ્હે તેને જોઇ. બે સજળ પલ્લવ નેત્રપાતદ્વારા એના બન્ને ચરણપદ્મને મ્હે વારવાર લુછી નાખ્યા.

અંતે નૌકા જ્યારે દૂર ગઇ અને વચ્ચે એક વૃક્ષ આડુ આવ્યું ત્યારે મ્હને એકાએક મ્હારી ભૂલ યાદ આવી. ચમકી ઉઠી મ્હેં માછીને કહ્યુ–" માછી, આજે હુગલી જવુ નથી–નૌકા અહીથી જ પાછી વાળ." પરંતુ પાછા ફરતી વખતે પ્રવાહમાં હલેસા મારવાં પડયા–એ એ અવાજથી હુ સંકુચિત બની ગયો. એ હલેસાંનો ધ્વનિ જાણે કે સચેતન, સુદ઼ગ, સુકુમાર, અનંત આકાશવ્યાપી કોઇ વસ્તુને આઘાત કરવા લાગ્યો. નૌકા જ્યારે ઘાટની નજીક

ઉપસ્થિત થઇ ત્યારે હલેસાના અવાજથી મ્હારી પાડોશણે ધીમેથી મુખ ઉંચુ કરી મૃદુ કૌતૂહલ સહિત મ્હારી નાકા તરફ જોયુ—મ્હારી વ્યગ્ર વ્યાકુળ દૃષ્ટિ જોઇ ક્ષણુ કાળમા જ તે ઘરમા ચાલી ગઇ મ્હે તેને આઘાત કર્યો હોય એમ મ્હને લાગ્યુ

ઝડપથી ઉઠી જતી વખતે તેના ખોળામાથી અડધુ ખવાયલું એક આમ્રફળ ગગડતુ ગગડતુ નીચેના પગથીઆ આગળ આવી પડયુ એ અધરચુમ્બિત આમ્રફળ માટે મ્હારુ સમસ્ત અતઃકરણુ ઉત્સુક બની ગયુ, પણ્તુ માછીઓની શર્મ આવવાથી દૂરથી જ તેને જોઇને હુ આગળ વધવા લાગ્યો ધીમે ધીમે વિશેષ લોલુપ બની જતું ભરતીનુ જળ લુબ્ધ ધ્વનિ કરી એ ફળ મેળવવા માટે વારવાર ઉછાળા મારતુ હતુ અડધા કલાકમા જ તેનો નિર્લજ્જ પ્રયત્ન સફળ થશે એવી કલ્પના કરી ચિતાતુર ચિત્તે હુ મ્હાગ મકાનના ઘાટ ઉપર આવી ઉતર્યો

વડના ઝાડ નીચે પગ લાબા કરી આખો દિવસ હુ સ્વપ્ન જોવા લાગ્યો. એ સુકોમળ પદપલ્લવ નીચે વિશ્વપ્રકૃતિ મસ્તક નમાવી પડી રહી હતી. આકાશ પ્રકાશિત હતુ, ધરણી પુલકિત હતી, વાયુ જોરથી વહેતો હતો એ સહુની અન્દર બે ખુલ્લા અચગ સુદર પગ હતા તેમના રજકણોની માદકતાથી તપી ગયેલા યૌવનનો નવીન વસન્ત દશે દિશાઓમા રોમાચિત થતો હતો એ તેઓ જાણુતા નહોતા.

અત્યાર સુધી પ્રકૃતિ મ્હારાથી અલગ હતી નદી, વન, આકાશ, સઘળુ સ્વતત્ર હતુ. આજે એક સુદરી પ્રતિમૂર્તિએ દર્શન દીધુ કે તરત જ એ સઘળુ અવયવો ધારણુ કરી એક બની ગયુ હતુ. આજે પ્રકૃતિ મ્હારી પાસે એક તેમજ સુદર હતી તે વારવાર મ્હને મૌન ભાવથી વિનતિ કરતી હતી કે, "હું મૌન છુ, તમે મ્હને ભાષા આપો મ્હાગ અતકરણુમાથી જે એક અવ્યક્ત સ્વર

નીકળે છે તેને તમે છન્દ, લય અને તાનથી તમારી સુંદર માનવ ભાષામા ઉચ્ચારો ”

પ્રકૃતિની એ મૌન વિનતિથી મ્હારા હૃદયના તાર વાગી ઉઠયા વારંવાર કેવળ એ ગાન હું સાભળવા લાગ્યો કે, “હે સુંદરિ! હે મનોહારિણી, હે વિશ્વજયિનિ! હે મનપ્રાણ પતંગની કેવળ એક માત્ર દીપશિખા, હે અપરિસીમ જીવન, હે અનત મધુર મૃત્યુ!”—એ ગાન હું સપૂર્ણ કરી શકતો નથી—એનો સબધ જોડી શકતો નથી, એને આકારમા સ્પષ્ટ કરી શકતો નથી—એને છદમા ગુથી વ્યક્ત કરી શકતો નથી. ભરતીના જળની માફક એક અનિર્વચનીય અપરિમેય શક્તિનો મ્હારા અતરમા સચાર થતો હોય એમ મ્હને લાગ્યુ. હજી હુ એ શક્તિને સ્વાધીન કરી શકયો નહોતો જ્યારે સ્વાધીન કરી શકીશ ત્યારે મ્હારો કઠ એકાએક સ્વર્ગિય સગીતથી ધ્વનિત થશે તથા મ્હારુ લલાટ અલૌકિક તેજથી તેજસ્વી બની જશે

એવા સમયે એક નૌકાએ પેલી પાર આવેલા નઇહાટી સ્ટેશનેથી મ્હારા બાગના ઘાટ પાસે આવી લગર નાખ્યુ. બન્ને ખભા ઉપર એસ ઝુલાવતો, બગલમા છત્રી લઇ અમૂલ્ય હસતા મુખે ઘાટ ઉપર ઉતર્યો. શત્રુના તરફ જેવો ભાવ ન ઉપજે તેવો ભાવ એકાએક બધુને જોઇ મ્હારા મનમા ઉપજ્યો બપોરના બે વાગ્યે ઉત્તેજિત ભાવથી મ્હને વડના ઝાડની છાયા નીચે બેઠેલો જોઇ અમૂલ્યના મનમા ઘણી મ્હોટી આશાનો સચાર થયો બગદેશના ભવિષ્યના સર્વશ્રેષ્ઠ કાવ્યનો કોઇ એક અશ પોતાના પગના અવાજથી ચકિત બની રાજહસની માફક એકાએક જળમા જઇ ન પડે એ માટે સાવધાન બની સકોચથી મૃદુ મદ ગતિથી અમૂલ્ય મ્હારી તરફ આવવા લાગ્યો.—એવુ જોઇ મ્હારો ક્રોધ વધી ગયો. સહજ અધીર બનીને મ્હે કહ્યું:—“કેમ અમૂલ્ય, શું બન્યુ છે? ત્હારા પગમા કાંટો વાગ્યો છે કે?”

મ્હે એક વિનોદની વાત કહી હોય એમજ અમૂલ્યે વિચાર્યું. હસતાં હસતા નજીક આવી વૃક્ષ નીચેની જમીનનો થોડો ભાગ તેણે ઝાડી નાખ્યો. પછી ખીસ્સામાથી રૂમાલ બ્હાર કાઢી નીચે પાથરી તે તેના ઉપર બેઠો પછી તેણે કહ્યું–" જે પ્રહસન તમે લખી મોકલ્યુ છે એ વાચતા ઘણું હસતુ આવે છે " આમ કહી તે એ પ્રહસનમાના કેટલાક અંશો ઉચ્ચારવા લાગ્યો. અંતે હાસ્યના તરંગોથી તેનો શ્વાસ રુંધાઇ જવા લાગ્યો. જે કલમથી મ્હેં એ પ્રહસન લખ્યુ હતું તે જે કાદ્દડથી બની હતી તેને જડમૂળથી ઉખેડી ભભકતા અગ્નિમાં એ પ્રહસન બાળી નાખીને પણ મ્હારો ખેદ મટશે નહિ એમ મ્હને લાગ્યુ

અમૂલ્યે સંકોચસહ પૂછ્યુ, " તમારું પેલું કાવ્યલેખનનું કાર્ય કયાં સુધી આવ્યુ છે ? ! " આ પ્રશ્ન સાભળી મ્હારું શરીર વિશેષ સળગી ઉઠ્યુ મ્હેં મનમાં ને મનમાં કહ્યુ, ' જેવુ મ્હારું કાવ્ય છે તેવી જ ત્હારી બુદ્ધિ છે ! ' પછી પ્રકટભાવથી મ્હે કહ્યું, " ભાઇ ! એ બધી વાત પછી થશે. તુ મ્હને વિના કારણ કંટાળો આપીશ નહિ. "

અમૂલ્યનો સ્વભાવ કૌતૂહલપૂર્ણ હતો. ચારે તરફ દૃષ્ટિ ફેરવ્યા સિવાય તેનાથી સ્થિર રહી શકાતુ નહિ. તેણે મ્હને પૂછ્યુ:–" પેલી દિશાએ શુ છે ? "

મ્હેં કહ્યું:—" કાઇ નથી. " આવી મ્હોટી ખોટી વાત મ્હેં મ્હારા જીવનમા પહેલાં કદાપિ ઉચ્ચારી નહોતી !

બે દિવસ સુધી મ્હને વિવિધ પ્રકારે વીંધી તથા બાળીને ત્રીજા દિવસની સંધ્યાકાળની ટ્રેઇનમા અમૂલ્ય ચાલ્યો ગયો. એ બે દિવસ માટે હું બાગની ઉત્તર દિશા તરફ ગયો નહોતો—તે તરફ મ્હેં નજર સુદ્ધાં કરી નહોતી. કંજુસ માણસ જેવી રીતે પોતાનો રત્નભંડાર છુપાવીને ફરે તેવી જ રીતે હુ મ્હારા એ ઉત્તર

સીમાના બાગથી સાવધ રહી ફરતો હતો. અમૃત્ય ચાલ્યો ગયો એટલે હું ઝડપથી દ્વાર ઉઘાડી પેલા બે માળના મકાનના ઉત્તરના ઓટલા ઉપર જઇ પહોંચ્યો. ઉપર ખુલ્લું આકાશ તથા કૃષ્ણપક્ષના આરંભની સામાન્ય ચાંદની હતી. નીચે ડાળીઓથી ગુંથાયલાં વૃક્ષો તળે છુટાં છવાયાં કિરણોથી સામાન્ય ભાવે પ્રકાશતો પ્રદોષનો અંધકાર હતો. વૃક્ષપલ્લવોનો ધ્વનિ ગાઢ નિશ્વાસો જેવો લાગતો હતો. વૃક્ષ નીચે પડેલાં બકુલફુલોની નિબિડ સૌરભથી તથા સંધ્યાકાળની સ્તંભિત ચુપકીદીથી અંતરમા અપૂર્વ ભાવનો ઉદય થતો હતો. આ વખતે મ્હારી કુવારી પાડોશણ તેના સફેદ દાઢી–મુછવાળા વૃદ્ધ પિતાનો જમણો હાથ પકડી ધીમે ધીમે ફરતાં ફરતાં કાંઇ વાત કરતી હતી. વૃદ્ધ સ્નેહ અને શ્રદ્ધાથી સહજ નમીને મૌનભાવથી ધ્યાન દઇ પુત્રીની વાત સાભળતો હતો. તેમના એ પવિત્ર કોમળ એકાન્ત આલાપમાં કોઇ પણ પ્રકારની બાધા નહોતી. સંધ્યાકાળની શાન્ત નદીમાં ક્વચિત્ હલેસાંનો ધ્વનિ દૂર જઈ વિલીન થતો હતો તથા અવિરલ તરુશાખા ઉપર અસંખ્ય માળાઓમાંથી એક બે પંખી એકાએક ક્ષણિક મૃદુ ધ્વનિથી જાગી ઉઠતાં હતા. મ્હારું અંતઃકરણ આનંદથી અથવા વેદનાથી જાણે કે વિદીર્ણ થઇ જશે એમ મ્હને લાગ્યું. મ્હારુ અસ્તિત્વ જાણે કે ફેલાવો પામીને અંધકાર અને પ્રકાશના મિલનથી વિચિત્ર બનેલા પૃથ્વીપટ ઉપર ઢળી ગયું. મ્હારા હૃદય ઉપર ધીમાં પગલાંથી કોઇ ચાલતું હોય એમ મ્હને લાગ્યું. મધુર મૃદુ ગુંજનધ્વનિ વૃક્ષપલ્લવો સાથે ભળી જઈ જાણે કે મ્હારા કાન પાસે સંભળાવા લાગ્યો. એ વિશાળ ગૂઢ પ્રકૃતિના અંતરની વેદના જાણે કે મ્હારા શરીરનાં હાડકાંઓમાં

ફેલાઇ ગઇ. મ્હારા મનમાં એમ થયું કે, ધરણી પગો નીચે પડી રહે છે, પણ પગો પકડી રખાતા નહિ હોવાથી તેને કાંઇનું કાંઇ થઇ જાય છે. નમી ગયેલી શાખાઓવાળી વનસ્પતિ વાતચિત સાંભળી શકે છે પરંતુ કાંઇ સમજી શકાતું નહિ હોવાથી સઘળી શાખા અને પલ્લવોથી હાહાકારનો ધ્વનિ કરે છે હું પણ મ્હારા સર્વાંગમાં અને સકળ અંતઃકરણમાં એ મૃદુ પગલા અને એકાન્ત આલાપ અનુભવવા લાગ્યો; પરંતુ કોઇ પણ રીતે તેને પકડી નહિ શકાવાથી ઝુરી મરવા લાગ્યો.

બીજે દિવસે હું સ્થિર રહી શક્યો નહિ. પ્રભાતકાળે હું પાડોશીને મળવા માટે ગયો એ વખતે ભવનાથ બાબુ એક મ્હોટા ચ્હાથી ભરેલા પ્યાલા પાસે બેસી, આંખો ઉપર ચસમા ચઢાવી ભુરી પેન્સિલથી ચિહ્નિત કરેલું હૅમિલ્ટનનું એક જુનું પુસ્તક ધ્યાનથી વાંચતા હતા મ્હેં ઓરડામાં પ્રવેશ કર્યો એટલે ચસમાંના ઉપરના ભાગમાંથી કેટલીક ક્ષણ સુધી ચંચળ ભાવથી તેમણે મ્હારા તરફ જોયું—ક્ષણ કાળમાં તેઓ પુસ્તકમાંથી પોતાનું ધ્યાન પાછું ખેંચી શક્યા નહિ અંતે એકાએક ચકિત બની જઇ ચંચળતાથી આતિથ્ય કરવા તેઓ તૈયાર થયા. મ્હેં ટૂંકમાં જ મ્હારી ઓળખાણ આપી વિશેષ ચંચળ બની જઈ તેમણે કહ્યું—" આપ ચ્હા પીશો કે ? " જો કે હું ચ્હા પીતો નહોતો, છતાં મ્હેં કહ્યું — " હરકત નથી "

ભવનાથ બાબુ અસ્થિર બની જઇ ' કિરણ ' ' કિરણ ' કહી હાંક મારવા લાગ્યા. દ્વાર પાસે અત્યંત મધુર ધ્વનિ સંભળાયો કે, " શું છે બાપા ? " મ્હેં એ તરફ જોયું તો તાપસ કણ્વ–દુહિતા એકાએક મ્હને જોઇ ચમકિત હરિણીની માફક પલાયન કરી જવાની તૈયારીમાં હતી. ભવનાથ બાબુએ તેને પોતાની પાસે બોલાવી

હારી ઓળખાણ આપતા કહ્યું, " આ આપણા પાડોશી મહીન્દ્ર-માર બાબુ છે " પછી તેમણે મ્હને કહ્યું, " આ મ્હારી કન્યા કિરણમાલા છે " શુ કરવુ એ હુ વિચારી શકયો નહોતો એવામાં કિરણે કમરમાથી વાકી વળી નમ્રતાથી મ્હને સુદર નમસ્કાર કર્યા. હે પણ ઝડપથી મ્હારી ભૂલ સુધારી. ભવનાથ બાબુએ કહ્યું, " બ્હેન ! મહીન્દ્રબાબુ માટે ત્હારે એક કપ ચ્હા લાવી આપવી ડશે. " હુ મનમા ને મનમાં ઘણો સકુચિત બની ગયો; પરતુ મુખ ખોલી કાઇ કહુ તે પૂર્વે જ કિરણ એ ઓરડાની બ્હાર ચાલી ઈ. મ્હારા મનમા એમ થયુ, કે, કૈલાસમા સનાતન ભોળાનાથે મની કન્યા સ્વયં લક્ષ્મીને અતિથિ માટે એક પ્યાલો ચ્હા લઈ માવવા કહ્યુ !

( ૪ )

હવે ભવનાથ બાબુને ઘેર અતિથિ રૂપે હુ હમ્મેશા જતો હતો. હેલાં ચ્હા નામક પદાર્થથી હુ ઘણો ડરતો હતો, પરતુ હવે હવાર સ્હાંજ ચ્હા પીવામાં આવતી હોવાથી મ્હને ચ્હાનો નશો બગી પડચો.

બી. એની પરીક્ષા આપવા માટે જર્મન પડિતે રચેલા દર્શન-શાસ્ત્રનો નવીન ઇતિહાસ હુ તાજો જ વાચી આવ્યો હતો. ભવનાથ બાબુ સાથે દર્શનશાસ્ત્રની ચર્ચા કરવા જ આવતો હોઉં એવું અસત્ય નિમિત્ત થોડા દિવસ સૂધી મ્હે દર્શાવ્યુ. હૅમિલ્ટન વગેરે કેટલાક જુના જમાનાનાં ભ્રમ ભરેલા પુસ્તકો હજી પણ ભવનાથ બાબુ વાંચતા હોવાથી તેમને માટે મ્હારા મનમા દયાનો ભાવ ઉપજતો હતો. મ્હારી નવીન વિદ્યા પુષ્કળ આડબરથી તેમ ન પાસે પ્રકટ કરવાના સુયોગને હુ વ્યર્થ જવા દેતો નહિ. ભવનાથ બાબુ જેવા સરળ સ્વભાવના તથા સર્વ વિષયોમાં સકોચ રાખતા પુરુષ હતા કે, મ્હારા જેવા ન્હાની ઉમ્મરના યુવકના મુખની સઘળી

વાત તેઓ સાચી માની લેતા હતા. સામાન્ય પ્રતિવાદ કરતા પણ તેઓ ચંચળ બની જતા હતા. હું પાછો વિરક્ત થાઉં એવો એમને ભય રહેતો હતો. અમારી આ તત્વાલોચનાની વચ્ચેથી કિરણ કાંઈ નિમિત્ત દર્શાવી ઉઠીને ચાલી જતી હતી. એથી મ્હને એક રીતે ક્ષોભ થતો હતો અને બીજી રીતે હુ ગર્વ અનુભવતો હતો. અમારી ચર્ચાના વિષયનુ અકળ પાંડિત્ય કિરણ માટે નહિ સમજાય થાય એવું હતુ. મનમા ને મનમા તે જ્યારે મ્હારી વિદ્યાના પર્વતનુ પરિમાપ કરતી હતી ત્યારે મ્હારે ઘણુ ઉચું જોવુ પડતુ હતુ.

પહેલા કિરણને જ્યારે હુ દૂરથી જોતો હતો,—ત્યારે શકુંતલા, દમયતી વગેરે વિચિત્ર નામથી અને વિચિત્ર ભાવથી જાણતો હતો,—હવે ઘરની અદર હું તેને કિરણ તરીકે જાણી શકયો હવે તે જગતની વિચિત્ર નાયિકાની છાયારૂપિણી નહોતી,–હવે તે એક માત્ર કિરણ હતી. હવે તે સેકડો સૈકાઓના કાવ્યલોકમાથી ઉતરી અનતકાળના યુવકચિત્તના સ્વપ્નસ્વર્ગનો ત્યાગ કરી એક ચોક્કસ બંગગૃહની અદર કુમારી કન્યારૂપે વિરાજ કરતી હતી. તે મ્હારી માતૃભાષામાં મ્હારી સાથે ઘરની ઘણી સામાન્ય વાત કરતી હતી. સામાન્ય વાતમા સરળ ભાવથી હસી પડતી હતી. તે અમારી બંગકન્યાઓની માફક બન્ને હાથમા બે સોનાની બંગડીઓ પહેરતી હતી. કંઠહારમાં કાંઇ વિશેષત્વ નહિ હોવા છતા તે ઘણો મનોહર હતો. સાડીનો પાલવ ક્વચિત્ વેણીના ઉપરના ભાગને ઢાંકી દેતો હતો અને ક્વચિત્ પિતાના ઘરમા અભ્યાસ નહિ હોવાથી ખભા ઉપર સરી પડેલો નજરે પડતો હતો. એ જોવામાં હું ઘણો આનંદ અનુભવતો હતો. એ અકાલ્પનિક હતી, સત્ય હતી, કિરણ હતી,—તેના સિવાય બીજી કોઈ નહોતી. એ મ્હારી નહિ હોવા છતાં અમારી હતી એટલા માટે મ્હારુ અતઃકરણ હમ્મેશા તેના તરફ ઉર્જિત કૃતજ્ઞતાના રસથી અભિષિક્ત થઇ રહેતું હતું.

એક દિવસે સર્વ પ્રકારના જ્ઞાનની આવશ્યકતા સંબંધી હું ભવનાથ બાબુ પાસે ઉત્સાહ સહિત વાચાળતા દર્શાવતો હતો. ચર્ચા સહજ આગળ વધી એટલે કિરણ ઉઠી ચાલી ગઇ તથા થોડા સમય માં જ સ્હામેના ઓટલા ઉપર રાંધવાનો સરંજામ લઇ આવી ભવનાથ બાબુનો તિરસ્કાર કરતા તેણે કહ્યું —"બાપા ! તમે આવા ગંભીર વિષયો ઉપર વિના કારણ શા માટે મહીન્દ્રબાબુને બકવા કરાવો છો ! મહીન્દ્રબાબુ ! એ કરતા જો મ્હારી પાસે આવી રસોઇના કામમાં મદદ કરશો તો ઉપયોગી થઈ પડશો "

ભવનાથ બાબુનો કાઇ દોપ નહોતો તથા કિરણ પણ એ જાણતી હતી, છતા ભવનાથ બાબુએ ગુન્હેગારની માફક પસ્તાઇ સહજ હસીને કહ્યું.—" એ ખરુ છે ! ઠીક છે, આ વાત ભવિષ્યમાં કોઇ વખતે થશે." આમ કહી નિરુદ્વિગ્ન ચિત્તે તેઓ તેમના નિત્ય નિયમિત અભ્યાસમા ગુથાયા

વળી બીજા એક દિવસે સ્હાંજે અમુક ગંભીર વિષયની વાત કરી હું ભવનાથ બાબુને સ્તંભિત કરતો હતો એવામા કિરણે વચ્ચે આવીને કહ્યુ —" મહીન્દ્રબાબુ ! તમારે અબળાને મદદ કરવી પડશે. દિવાલ ઉપર લતા ચઢાવવી છે, હુ ઉંચે પહોચી શકતી નથી આ ખીલો આપને ઠોકી આપવો પડશે." હું આનંદિત બની ઉઠી ગયો તથા ભવનાથ બાબુ પ્રફુલ્લ મનથી વાચવા બેઠા.

જ્યારે જ્યારે ભવનાથ બાબુની સાથે હું કોઇ ગંભીર વિષયની ચર્ચા શુરુ કરતો ત્યારે ત્યારે કિરણ ગમે તે એક કાર્યનું નિમિત્ત દર્શાવી એ ચર્ચાનો ભંગ કરતી હતી. એથી મનમા ને મનમા હું ખુશી થતો હતો. ભવનાથ બાબુની સાથે તત્વાલોચના કરવી એ મ્હારા જીવનનું ચરમ સુખ નથી એવુ કિરણ સમજી ગઇ છે એમ જ મ્હને લાગતું હતું.

બાહ્ય વસ્તુની સાથે આપણા ઇન્દ્રિયજ્ઞાનનો સંબંધ નક્કી કરવા જતાં જ્યારે કઠિન રહસ્ય રસાતળના મધ્યમાર્ગે હું ઉતરી પડતો

ત્યારે એકાએક કિરણુ આવીને કહેતી કે, "મહીન્દ્રબાબુ! રસોડાની નજીક મ્હે રીંગણીઓના છોડ વાવ્યા છે તે ચાલો આપને બતાવું."

આકાશને સીમા નથી એમ ધારવુ એ કેવળ આપણુ અનુમાન છે, આપણા જ્ઞાન અને કલ્પનાશક્તિની બ્હાર કોઇ સ્થળે ગમે તે રૂપથી તેની સીમા હોવી કાંઈ પણ રીતે અસમ્ભવ નથી એવો અભિપ્રાય હુ દર્શાવતો હતો એવામા કિરણુ આવી કહેતી, "મહીન્દ્રબાબુ ! એ કેરીઓ પાકી છે, આપે ડાળ નમાવી ઉતારી આપવી પડશે "

કેવો ઉદ્ધાર! કેવી મુક્તિ ! સીમાશૂન્ય સમુદ્રની વચ્ચેથી એક જ ક્ષણમા હું કેવા સુદર કિનારે ઉપસ્થિત થતો હતો ! અનત આકાશ અને બાહ્ય વસ્તુ સબધી રહસ્યજાળ ગમે એવી જટિલ હોવા છતા કિરણુના રીંગણીઓના છોડ અને આંબાવાડીઆ સબધી જટિલતા કે સદેહ જેવુ કાંઈ જ નહોતું.કાવ્ય કિંવા નવલકથા માટે એ ઉલ્લેખ યોગ્ય નથી, પરતુ જીવનમા એ સમુદ્રથી ઘેરાયલા દ્વિપના જેવુ મનોહર છે જે ઘણા સમય સુધી જળમા તરે છે તે જ પૃથ્વી ઉપર પગ મૂકવામા કેટલો આનદ છે એ જાણી શકે છે. આટલા દિવસ સુધી કલ્પનાથી જે પ્રેમસમુદ્ર મ્હે ઉત્પન્ન કર્યો હતો તે જો સત્ય હોત તો એ સમુદ્રમાં ચિરકાળ સુધી હું કેવી રીતે તણાયા કરત એ કહી શકતો નથી એ સ્થળે આકાશ અને સમુદ્ર બન્નેની સીમા નથી. એ સ્થળે આપણી હમ્મેશની વિચિત્ર જીવનયાત્રાનો સીમાબદ્ધ વ્યાપાર નિર્વાસિત થયેલો છે. એ સ્થળે લેશ માત્ર તુચ્છતા નથી એ સ્થળે છદ લયથી સગીતના ભાવ દર્શાવવા પડે છે તથા તેમા ડુબકી મારતા તળીઆનો પત્તો લાગતો નથી કિરણે જ્યારે એ સ્થળે ડુબતા આ હતભાગ્યને તેની ચોટલી પકડી રીંગણીઓના ક્ષેત્રમા ખેંચી કાઢયો ત્યારે પૃથ્વી ઉપર પગ પડતા હું બચી ગયો. મ્હે જોયુ કે, ઓટલા ઉપર બેસી ખીચડી

રાંધી, નિસરણી ઉપર ચઢી બીલા ઠોકી, અને પુષ્પ પલ્લવોમા છુપાઈ રહેલા ફળો શોધી કાઢવામાં મદદ કરી અકલ્પનીય આનંદ મેળવી શકાય છે, છતા એ આનંદ મેળવવા માટે બિલ્કુલ મહેનત કરવી પડતી નથી. સ્વાભાવિક રીતે જે જે વાત મુખમાં આવે, પોતાની મેળે જે હાસ્યના તરંગો ઉછળે, આકાશમાંથી જેટલો પ્રકાશ આવે એ જ બસ છે તે ઉપરાંત સુવર્ણની લાકડી જેવું મ્હારી પાસે મ્હારૂં નવયૌવન હતું, એક સ્પર્શમણિ હતો, મ્હારો પ્રેમ હતો, એક અક્ષય કલ્પતરૂ હતું તથા મ્હારા પોતાના ઉપર મ્હારો દૃઢ વિશ્વાસ હતો. હું વિજયી ઇન્દ્ર હતો, મ્હારા ઉચ્ચૈઃશ્રવાના માર્ગમાં કોઈ બાધા જોવામા આવતી નહોતી. કિરણી મ્હારી કિરણ હતી એ માટે મ્હને સંદેહ નહોતો એ વાત અત્યાર સુધી સ્પષ્ટતાથી હું બોલ્યો નહોતો, પરંતુ હૃદયના એક ખુણાથી બીજા ખુણા સુધી ક્ષણ કાળની અંદર વેદના ઉત્પન્ન કરી એ વાત વિજળીની માફક મ્હારા સમસ્ત અંતઃકરણમા ફેલાઇ ક્ષણે ક્ષણે નાચી ઉઠતી હતી. કિરણ મ્હારી કિરણ જ હતી.

અત્યાર પહેલાં હું કોઇ અજાણી સ્ત્રીના સંબંધમાં આવ્યો નહોતો. નવા જમાનાની જે રમણીઓ શિક્ષણ મેળવી ઘુમટાની બ્હાર ફર્યા કરે છે તેમની નીતિરીતિ સંબંધી હું કાંઇ જાણતો નહોતો. આમ હોવાથી એમના આચરણમા કયા સ્થળે શિષ્ટતાની સીમા અને કયા સ્થળે પ્રેમનો અધિકાર હોય છે એ સંબંધી હું કાંઇ જાણતો નહોતો; છતા કિરણ મ્હને શા માટે ન ચ્હાય એ પણ હું સમજતો નહોતો. હું કયી રીતે ઉતરતો હતો ?

કિરણ જ્યારે મ્હારા હાથમા ચ્હાનો પ્યાલો આપી જતી ત્યારે ચ્હાની સાથે કિરણનો પાત્રથી ભરેલો પ્રેમ પણ હું સ્વીકારતો હતો. ચ્હા પીતાં પીતા મ્હારા સ્વીકારની સાર્થકતા થઇ છે એમ હું વિચારતો હતો. કિરણના દાનની પણ સાર્થકતા થતી હતી. જો કિરણ સ્વાભાવિક સુરથી એમ કહેતી કે, " મહીન્દ્રબાબુ! કાલે

સ્હવારે આવશોને ?" તો એ વાક્યમાં છન્દ લયથી એવો સુર નીકળતો હતો કે.—

'મોહિની આ કેવી બન્ધુ, મોહિની શું જાણો !
અબળાના પ્રાણને તમે શું પ્રમાણો !'

હું સહજ વાતમા ઉત્તર આપતો કે, 'કાલે આઠ વાગ્યે આવીશ ' એ વાક્યમા કિરણુ એવુ સગીત સાભળતી હતી કે,

'પ્રાણમૂર્તિ તમે પ્રભુ હૃદે મણિહાર,
સર્વસ્વ સમર્પણ જીવના આધાર'

મ્હારા સઘળા દિવસો અને રાતો અમૃતથી પરિપૂર્ણ બની ગયાં. મ્હારી સમસ્ત ચિતા અને કલ્પના ક્ષણે ક્ષણે નવી નવી શાખા પ્રશાખાઓનો વિસ્તાર કરી લતાની માફક કિરણુને મ્હારી સાથે વીંટાળી બાધી દેવા લાગી શુભ અવસર આવ્યા પછી કિરણુને શુ શીખવવુ, શુ સમજાવવુ અને શું સભળાવવુ એ સંબંધીના અસખ્ય સકલ્પોથી મ્હારુ મન ભરાઇ ગયુ જર્મન પડિતે રચેલા દર્શનશાસ્ત્રના નવીન ઇતિહાસ ઉપર પણ તેના ચિત્તની ઉત્સુકતા જન્મે એવુ તેને શિક્ષણ આપવાનો મ્હે નિશ્ચય કર્યો. તેમ કર્યા સિવાય એ મ્હને સર્વાંશે સમજી શકે એવો સભવ નહોતો. ઇંગ્રેજી કાવ્યસાહિત્યના સૌંદર્યપ્રકાશમાં રસ્તો બતાવી તેને લઇ જવાનું મ્હે વિચાર્યું. મનમા ને મનમા હસીને મ્હે કહ્યું, 'કિરણુ ! ત્હારુ આંબાવાડીઉ અને રીગણીઓનું ખેતર મ્હારે માટે નવીન રાજ્ય છે. એ સ્થળેથી રીગણા તથા વટાળીઆથી પડી ગયેલાં ફળો ઉપરાંત દુર્લભ અમૃત ફળ આટલી સહેલાઇથી મેળવી શકાય છે એવુ હુ કદાપિ સ્વપ્નમા પણ જાણતો નહોતો; છતાં વખત આવ્યે હું તને પણ એક એવા રાજ્યમાં લઇ જઇશ કે જ્યાં રીગણાં ફળતા નહિ હોવા છતા ક્ષણ કાળ માટે પણ તેનો અભાવ જણાતો નથી. એ જ્ઞાનનું રાજ્ય અને ભાવનું સ્વર્ગ છે.'

સૂર્યના અસ્ત વખતે દિશાઓના અંતમાં લીન થઇ જતાં પાંડુવર્ણું સંધ્યાતારા સાયાન્હે જેવી રીતે યથાક્રમે સ્પષ્ટ પ્રકાશ મેળવે તેવી જ રીતે થોડા દિવસમાં કિરણ પણ અંદરના આનંદથી, લાવણ્યથી અને નારીત્વની પૂર્ણતાથી જાણે કે પ્રકાશી નીકળી. તે જાણે કે તેના ઘરમાં—તેના સંસારમાં બરાબર મધ્ય આકાશમાં વિરાજિને ચારે તરફ આનંદની મંગળજ્યોતિ ફેલાવવા લાગી એ જ્યોતિથી તેના વૃદ્ધ પિતાના સફેદ વાળ ઉપર પવિત્રતાનો ઉજ્વળ પ્રકાશ પડયો તથા એ પ્રકાશે મ્હારા ઉત્તેજિત બની ગયેલા હૃદય સમુદ્રના પ્રત્યેક તરંગ ઉપર કિરણના મધુર નામની છાપ મારી દીધી.

બીજી તરફથી મ્હારી રજાઓ ટૂંકી થઇ ગઇ લગ્ન માટે ઘેર આવવા સંબંધી પિતાની પ્રથમની સૂચનાએ યથાક્રમે કઠોર આજ્ઞાનું સ્વરૂપ ધારણ કરવા માંડ્યુ. બીજી તરફથી અમૂલ્યને પણ હવે વિશેષ સમય સુધી છેતરી શકાય એમ નહોતુ તે કદાચ ઉન્મત્ત જંગલી હાથીની માફક મ્હારા આ-પલ્લવનમાં તેના ચારે પગ અફાળતો આવી ચઢશે એવો ભય ધીમે ધીમે પ્રબળ થઇ ગયો. વિના વિલંબે અંતરની આકાંક્ષા દર્શાવી મ્હારા પ્રણયને પરિણયમાં કેવી રીતે વિકસિત કરવો તેનો જ હું વિચાર કરવા લાગ્યો.

એક દિવસે મધ્યાન્હકાળે ભવનાથ બાબુને ઘેર જઇને મ્હે જોયું તો તેઓ આરામખુરસી ઉપર આડા પડી ઉંઘતા જણાયા. સ્હામે ગંગાતીર ઉપર આવેલા નિર્જન ઘાટના પગથીઆ ઉપર બેસી કિરણ કોઇ પુસ્તક વાંચતી હતી. મ્હે ચુપકીદીથી પાછળ જઇને જોયુ તો એ એક નવીન કાવ્યસંગ્રહ દેખાયો જે પૃષ્ઠ ખુલ્લુ હતું તેમાં શેલીની એક કવિતા ઉતારેલી હતી તથા તેની પાસે લાલ પેન્સિલની એક લીટી દોરેલી હતી. એ કવિતા વાંચી કિરણે એક નિશ્વાસ મુકી સ્વપ્નના ભારથી વ્યાકુળ બની ગયેલા નેત્રોથી આકાશના પૃથ્વી સાથે ભળી જતા દૂરના અંશ તરફ જોયુ. કિરણે એ કવિતા આજે ઉપરાઉપરી

દશ વખત વાચી હોય તથા અનત આસમાની આકાશમાં પોતાની હૃદયનૌકાના સઢ ઉપર એક ગરમ ગાઢ નિશ્વાસ મૂકી તેને ઘણે દૂર નક્ષત્રલોકમા મોકલ્યો હોય એમ લાગ્યું શૈલીએ એ કવિતા કોને માટે લખી હતી એ હું જાણતો નહોતો, છતા મહીન્દ્રનાથ નામના કોઈ બગાળી યુવક માટે લખી નહોતી એ ખરુ છે. આજે એ સ્તવગાન ઉપર મ્હારા સિવાય બીજા કોઇનો અધિકાર નહોતો એમ હુ ભાર દઇને કહી શકુ છું એ કવિતાની પાસે કિરણે પોતાના અતરતમ હૃદય–પેન્સિલથી એક ઉજ્વળ લાલ ચિન્હ આકર્યું હતું. એ માયાસૃષ્ટિના મોહમત્રથી કવિતા આજે તેની અને મ્હારી જ હતી. ઉત્તેજિત બની ગયેલા ચિત્તને કાબૂમાં લાવી સ્વાભાવિક અવાજથી મ્હે કહ્યું, "શુ વાચો છો ?"

કિરણે ચમકી ઉઠી એકદમ પુસ્તક બધ કરી દઇ પોતાના વસ્રના પાલવમા છુપાવી દીધુ મ્હે હસીને કહ્યુ—"એ પુસ્તક મ્હને એક વખત બતાવશો કે ?" કિરણના મન ઉપર જાણે કે આઘાત થયો. આગ્રહ સહિત તેણે કહ્યુ.—"ના—ના, આપને પુસ્તક જોવાની કાંઇ જરૂર નથી"

મ્હે પણ પગથીઆથી થોડે અતરે બેસી ઇંગ્રેજી કાવ્ય-સાહિત્યની વાત કાઢી કિરણ સાહિત્યનુ શિક્ષણ મેળવી શકે તથા મ્હારા મનની વાત ઇંગ્રેજી કવિના ભાવથી વ્યકત થાય એવી રીતે મ્હે એ વાત કાઢી મધ્યાન્હના તાપથી ગભીર નિસ્તબ્ધતાની અદર જળ સ્થળના ન્હાના ન્હાના અવાજ અતિશય મૃદુ અને કરુણ થઇ ગયા.

કિરણ જાણે કે અધીર બની ગઇ તેણે કહ્યુ, "બાપા એકલા બેઠા છે. અનત આકાશ સબધી આપની ચર્ચા આપને પૂર્ણ નથી કરવી કે ?" મ્હે મનમા ને મનમા વિચાર્યું, 'અનત આકાશ ચિરકાળ રહેવાનુ છે, એ સબધીના તર્કનો પણ કોઇ કાળે અંત આવે તેમ નથી, પરતુ જીવન ટૂકુ હોઇ શુભ અવસર દુર્લભ અને

આતુરતાથી છે ! ' કિરણના વાક્યને ઉત્તર નહિ આપતાં મ્હે કહ્યું, “ મ્હેં કેટલીક કવિતાઓ રચી છે તે હું આપને સંભળાવીશ. ” કિરણે કહ્યું, “કાલે સાંભળીશ” આમ કહી એક વખત ઉઠીને ઘર તરફ જોઈ તે બોલી ઉઠી, “ બાપા ! મહીન્દ્રબાબુ આવ્યા છે. ” ભવનાથ બાબુ નિદ્રાનો ભંગ થતાં બાળકની માફક પોતાના બન્ને સરળ નેત્રો ખુલ્લાં કરી ચંચળ બની ગયા. મ્હારા હૃદય ઉપર જાણે કે એક જબરો ઘા થયો. ભવનાથ બાબુને ઘેર જઇ અનંત આકાશ સંબંધી હું તર્ક કરવા લાગ્યો. કિરણ પુસ્તક હાથમાં લઇ તેના એકાન્ત અભ્યાસગૃહમાં ચાલી ગઇ.

બીજે દિવસે સ્હવારે પોષ્ટમાં લાલ પેન્સિલના ચિન્હવાળું એક ઇંગ્રેજી વર્તમાનપત્ર મ્હને મળ્યું તેમાં બી. એ. ની પરીક્ષાનું પરિણામ પ્રસિદ્ધ થયું હતું. પહેલા વિભાગમાં પહેલવહેલું કિરણબાલા બંદ્યોપાધ્યાયનું નામ મ્હારી નજરે પડ્યું—મ્હારું પોતાનું નામ પહેલા બીજા કે ત્રીજા વર્ગમાંથી કોઇ પણ વર્ગમાં નહોતું.

પરીક્ષામાં નિષ્ફળ થવાની વેદના સાથે વજ્રાગ્નિ માફક એવો સંદેહ થવા લાગ્યો કે, કિરણબાલા બંદ્યોપાધ્યાય કદાચ મ્હારી પાડોશણ જ હશે. પોતે કૉલેજમાં અભ્યાસ કરી બી. એ. ની પરીક્ષા આપી છે એવી વાત જો કે તેણે મ્હને કહી નહોતી, છતાં ધીમે ધીમે મ્હારો સંદેહ પ્રબળ થવા લાગ્યો. કારણ મ્હે વિચારી જોયું. વૃદ્ધ પિતા અને તેની કન્યાએ પોતાના સંબંધીની કાંઇ વાત મ્હને કહી નહોતી તથા હું મ્હારી હકીકત કહેવા અને પાંડિત્ય દર્શાવવા હમ્મેશાં એટલો બધો દત્તચિત્ત હતો કે, તેમની કાંઇ હકીકત મ્હે પૂછી નહોતી.

જર્મન પંડિતે રચેલા મ્હારા નવીન દર્શનના ઇતિહાસના અભ્યાસ સંબંધીના તર્ક મ્હને યાદ આવવા લાગ્યા. એક વખતે મ્હે કિરણને એમ કહ્યું હતું કે, ' જો થોડા દિવસ માટે હું તમને કેટલાક પુસ્તકો શીખવવાનો સુયોગ મેળવી શકું તો ઇંગ્રેજી કાવ્યસાહિત્ય સંબંધી તમે ઘણું સારું જ્ઞાન મેળવી શકો.' એ વાત પણ આજે મ્હને યાદ આવી.

કિરણબાલાએ દર્શનશાસ્ત્રમાં ઑનર મેળવ્યું હતું, તથા સાહિત્યમાં તે પ્રથમ વિભાગમાં પાસ થઇ હતી. જો આ એજ કિરણ હોય તો ?

મ્હેં મ્હારા ભસ્માચ્છન્ન અહંકારને સતેજ કરી કહ્યું:— "ગમે તેમ હો; મ્હેં જે સાહિત્ય લખ્યું છે એ જ મ્હારો જયસ્તંભ છે." આમ કહી હાથમા મ્હોટી નોટબુક લઈ જોરથી પગલાં મૂકતો હું ભવનાથ બાબુના બાગમાં ગયો.

એ બખતે ઘરમાં કોઈ નહોતું હુ બરાબર ધ્યાનથી વૃદ્ધનાં પુસ્તકો જોવા લાગ્યો. મ્હારા પેલા નવીન જર્મન પંડિતે રચેલા દર્શનશાસ્ત્રના ઇતિહાસને અનાદરથી એક બાજૂએ પડી રહેલો મ્હે જોયો. એ ઇતિહાસ ઉઘાડી જોતા તે ભવનાથ બાબુએ માર્જિનમાં લખેલી ટીકાથી ભરાઇ ગયેલો જોવામા આવ્યો. વૃધ્ધે પોતે કન્યાને શિક્ષણ આપ્યુ હતું એ માટે મ્હને બિલ્કુલ સંદેહ રહ્યો નહિ.

ભવનાથ બાબુએ આજે વિશેષ પ્રસન્ન મુખે ઘરમા પ્રવેશ કર્યો. કોઇ સુખસવાદની નિર્ઝરધારામા હમણા તેઓ પ્રાતસ્નાન કરી આવ્યા હોય એમ લાગતુ હતુ. એકાએક મ્હે શુષ્ક હાસ્ય કરી દભભાવથી કહ્યું, "ભવનાથ બાબુ ! હુ પરીક્ષામાં નપાસ થયો છુ." જે સઘળા મહાન્ લોક વિદ્યાલયની પરીક્ષામા નપાસ થઈ જીવનની પરીક્ષામાં પ્રથમ વર્ગમાં પસાર થાય છે એ વર્ગમાં જ આજે જાણે કે મ્હારી ગણના થઇ. પરીક્ષા, વાણિજ્ય, વ્યવસાય, નોકરી વગેરેમાં ફતેહમદ થવુ એ સામાન્ય માણસોનુ લક્ષણ છે. નીચા અને ઉંચા વર્ગના માણસો જ આશ્ચર્યજનક શક્તિથી એ વિષયોમાં નિષ્ફળ નીવડે છે. ભવનાથ બાબુનુ મ્હો લેવાઇ ગયુ. તેઓ તેમની કન્યાના પાસ થયાના સમાચાર હવે મ્હને કહી શકયા નહિ. આમ છતા મ્હારી અનુચિત્ત ઉગ્ર પ્રફુલ્લતા જોઇ તેઓ સહજ વિસ્મિત બની ગયા. તેઓ પોતાની સરળ બુધ્ધિથી મ્હારા ગર્વનું કારણ સમજી શકયા નહિ.

એવામાં અમારી કૉલેજના નવીન અધ્યાપક વામાચરણ બાબુની સાથે કિરણે શર્માતાં શર્માતાં ઉજ્જ્વળ મુખથી વર્ષાથી ધોવાયલી લતાની માફક પ્રવેશ કર્યો. હું સઘળુ સમજી ગયો. રાત્રે ઘેર આવી જે નોટબુકમા મ્હારું સાહિત્ય લખ્યું હતું તે નોટબુક બાળી નાખી ઘેર જઇને મ્હે લગ્ન કર્યું.

ગગાના તટ ઉપર જે મહાન્ કાવ્ય લખવાની વાત હતી તે લખાયુ નહિ, પરંતુ જીવનની અંદર મ્હેં તે મેળવ્યું.



## કવિવર રવીન્દ્રનાથ ટાગોરકૃત પુસ્તકોનાં ગુજરાતી ભાષાંતરો

| | |
|---|---|
| નૌકાડુબી—એક ભાવપૂર્ણ નવલકથા | ૩-૮-૦ |
| ગોરા ભાગ ૧-૨—ખાસ વાંચવા લાયક છે | ૬-૮-૦ |
| રવીન્દ્ર કથાગુચ્છ—(પ્રથમ ખણ્ડ) | ૩-૦-૦ |
| રવીન્દ્ર કથાગુચ્છ—(દ્વિતિય ખણ્ડ) | ૩-૦-૦ |
| વહુ ઠાકુરાણી—વહુ ઠાકુરાણીનું ભાષાંતર | ૧-૮-૦ |
| મધુરાણી—ઘરે બાહીરેનો તરજુમો | ૩-૮-૦ |
| રાજર્ષિ—નવલકથા | ૧-૮-૦ |
| ચોખેર વાલી અથવા આંખની કણી ભાગ ૧-૨—નવલકથા | ૨-૮-૦ |
| સ્વદેશ—નિબંધ | ૧-૦-૦ |
| શિક્ષાનો આદર્શ—નિબંધ | ૧-૦-૦ |
| ગીતાંજલિ—રસિકમણિકૃત | ૧-૮-૦ |
| ગીતાંજલિ—કનુબ્હેનકૃત | ૦-૧૨-૦ |
| ગીતાંજલિ—મહારાણી નંદકુંવરબાકૃત | ૧-૪-૦ |
| ડા. રવીંદ્રનાથ ટાગોર—જીવન ચરિત્ર | ૧-૧૦-૦ |
| મુક્તધારા—નાટક | ૦-૮-૦ |

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર અને પબ્લીશર

ત્રણ દરવાજા—અમદાવાદ.